"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" પુ. ૩૯ મું.

# મૅઝિનીના લેખો

## (માનવી કર્તવ્યો.)

અનુવાદક,

સાકરલાલ દુલભશંકર યાજ્ઞિક; પૂના.


પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" અમદાવાદ.


---

કિંમત રૂ. એક.


COVER PRINTED AT THE BABU PRESS-AHMEDABAD

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" પુ. ૩૮ મું.

# મૅઝિનીના લેખો

## ( માનવી કર્તવ્યો. )

"Duties of man" નું ભાષાન્તર,

મરાઠી ઉપરથી કર્તા

સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક,

પૂના.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક-"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" અમદાવાદ.

કિંમત રૂ. ૧-૦-૦

## અનુક્રમણિકા.





# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

## ( શરૂઆતથી તે ઇ૦ સ૦ ૧૯૨૩ સુધીનાં. )

**નવલકથા—**

- ૨—૦ હાસ્યમંદિર.
- ૨—૮ ચૉખેરવાલી, ભાગ ૧-૨
- ૨—૦ ચંદા-રાજસ્થાનની વીર રમણી.
- ૩—૦ ગુલામી વહેપાર, ભાગ ૧-૨
- ૨—૮ ચક્રવર્તી અશોક.
- ૦—૮ નીલનેની.
- ૨—૮ ધર્મપાળ.
- ૨—૪ શારદાનું સ્વાર્પણ.
- ૨—૦ કથામંજરી, ભા. ૧ લો.
- ૩—૦ સદર ભા. ૨ જો.
- ૨—૦ હાસ્યકથામંજરી, ભા. ૧લો.
- ૩—૦ હૃષીકેશચંદ્ર, ભા. ૧ લો.
- ૨—૮ સદર ભાગ. ૨ જો.
- ૦-૧૨ સુભદ્રા ( સચિત્ર )
- ૦—૮ પાપીનો પસ્તાવો.

**જીવનચરિત્ર—સંવાદ—**

- ૦-૧૨ ના. ગોપાલ કૃષ્ણ ગોખલે.
- ૨—૦ ટૉમસ એલ્વા એડીસન.
- ૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ.
- ૦-૧૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
- ૨—૮ સંવાદમાલા ( સચિત્ર )

**નીતિ-નિબંધ—**

- ૩—૦ તત્વચિંતન: ખંડ ૧-૨
- ૦—૮ પશુમાંથી દેવ.
- ૦—૮ સ્વર્ગની સામગ્રી.
- ૧—૮ સુખશાંતિ વિચારણા.
- ૧—૮ જીવન-સુધારણાના સન્માર્ગ
- ૧—૪ કરકસર-પૈસાદાર કેમ થવાય.
- ૧—૦ મેઝિનીની લેખો.

**નાટક—**

- ૧—૮ સત્યભામા. ( સચિત્ર )
- ૧—૪ મેવાડ-પતન ( ,, )
- ૧—૪ સ્વામી વિવેકાનંદ.
- ૦-૧૨ સીતા. (શ્રી. દ્વીજેન્દ્રલાલ રૉય)
- ૦—૮ મુક્તધારા(મૂ.લે.ડૉ.ટાગોર )

**દેશ-રાજ્ય-શિક્ષણ—**

- ૨—૦ જર્મનીની ઉન્નતિ શાથીથઇ?
- ૧—૦ શિક્ષાનો આદર્શ
- દેશદર્શન—છપાય છે.

**ધર્મ—**

- ૩—૮ હિન્દુધર્મની પાઠમાળા.
- ૧-૧૨ મુક્તિમાળા, ખંડ ૧ લો.
- ૦—૮ બાલગીતા. (પૂર્વાર્ધ.)
- ૧—૮ ગીતાપરિચય.

# પ્રયોજન કથન.

I sept and found that life was beauty
I woke and found that life is duty.

આયુષ્ય અયશ આરામમાં આળોટવા માટે જ છે, સુખભોગ ભોગવવા માટે જ છે, એજ કલ્પના સામાન્ય લોકોમાં રૂઢ થયેલી હોય છે. પછી સાહજીક રીતે જ દરેક જણ તે ભોગવિલાસ ભોગવવા માટે, મોજ માણવા માટે તરફડીયાં મારે છે. અયશઆરામજ આયુષ્યનું ધ્યેય, ઇતિકર્તવ્ય લાગવા માંડયા પછી ચેનબાજી કરવાની તે ઇચ્છા સાધ્ય કરવા માટે ગમે તેવાં સાધનોનો ઉપયોગ કરતાં મનુષ્ય પ્રાણી અચકાતો નથી. અને જ્યારે મનુષ્યની પ્રગતિ ફક્ત અહીં સુધી જ થયેલી નજરે પડે છે ત્યારે મનુષ્યને પશુની વચ્ચે 'पूच्छ विषाण हीन' ત્વ સિવાય કશો ફરક હોતો નથી. વ્યાઘ્ર, સિંહ, વરૂ વગેરે હિંસ્ર પશુઓ અયશઆરામમાં આળોટવાની એક જ ઇચ્છાથી ગમે તેટલાં સુન્દર ને નિરૂપદ્રવી હરણનું ભક્ષણ કરીને મોજ માણી લે છે તેજ પ્રમાણે અયશઆરામને જ આયુષ્યનું ઇતિકર્તવ્ય માની લીધા પછી માનવી પ્રાણી સુદ્ધાં બીજી અનેક નિરૂપદ્રવી પરમેશ્વરી સૃષ્ટિઓનો સંહાર કરતાં આઘુંપાછું જોતો નથી. જ્યારે મનુષ્યનો આટલો જ વિકાસ થયો હોય છે ત્યારે તે ક્રૂર, હિંસ્ર, ને જંગલી પશુ કરતાંય વધારે બીહામણો ને સંહારક્ષમ થઈ જાય છે. કારણ કે હિંસ્ર પશુઓને પરમેશ્વરે જે બુદ્ધિ નથી આપી હોતી તે દિવ્ય બક્ષીસ મનુષ્યને પ્રાપ્ત થવાથી ને તેના મગજમાં 'જીંદગીનું ધ્યેય અયશઆરામજ છે' આ વિચાર ઠસવાથી તે હિંસ્ર તો થાય છે જ પરંતુ બુદ્ધિનાં સાધનવડે તેનું હિંસ્રાપણું સિંહ વાઘના કરતાંય હજારો

ગણું ભયંકર ને સંહારક્ષમ થઇ જાય છે. આખી દુનિયા એક વખત પશુમય થઇ જશે તો ચાલશે પરંતુ અયશઆરામને જ જીંદગીનું ધ્યેય માનનારી માનવજાતિ નહીં પરવડે. જો માનવજાતિની ઉન્નતિ થઇ ન હોત, તથા મનુષ્યની મજલ 'મોજમજા' થી આઘે ન ગઇ હોત તો આજ અખિલ વિશ્વમાં માનવજાતિ જ સૌથી વધારે ભયંકર ગણાત; પરંતુ માનવજાતિના સુદૈવે એ પાશવી વૃત્તિમાંથી તેને મુક્ત કરનારા તત્ત્વવેત્તાઓ ને ધર્મપ્રણેતાઓ આ અવનિતલ ઉપર અવતીર્ણ થાય છે અને મનુષ્યને શીખવે છે કે ભાઇ, ભ્રાન્ત થઇશ નહીં. સ્વમવશ થઇને બકીશ નહીં. ત્હારૂં આયુષ્ય મોજમજા માટે નથી; પણ કર્તવ્ય કરવા માટે છે. જાગૃત થા ને ત્હારૂં કર્તવ્ય શું છે એનું જ્ઞાન પ્રાપ્ત કર.

અને આવા દિવ્ય મંત્રોચ્ચાર તથા મંત્રોપદેશોથી જ માનવી-સમાજની અત્યાર સુધીની ઉત્ક્રાન્તિ થયેલી છે. ચારે વેદ ને બધાં ઉપનિષદો આજ એક દિવ્ય શિખવણુ માનવજાતિને સૌથી પહેલાં ફરમાવતાં હતાં કે આયુષ્ય એ સુખોપભોગ માટે નથી; પરંતુ કર્તવ્ય બજાવવા માટે છે. ભગવાન્ બુદ્ધ અથવા મહંત ક્રાઇસ્ટ, કિંવા મહંમદ પયગમ્બર આ ધર્મપ્રણેતાઓ નિરનિરાળા વખતે નિરનિરાળા માનવી સમાજને આ એક જ સૂત્રરૂપ ઉદાત્ત તત્ત્વ શીખવી ગયા કે " ઓ માનવી પ્રાણી ! ખાવા, પીવા,ને મોજ માણવા માટે જ તારો અવતાર નથી; પણ તારે એક ધ્યેય સાધ્ય કરવાનું છે. ત્હારે કેટલાંક કર્તવ્યો બજાવવાનાં છે. " માનવજાતિને આ પરમોચ્ચ ધ્યેય શીખવવા માટે તે મહાત્માઓએ જીવનભર અયશઆરામને લાત મારી ભગવાન્ બુદ્ધ એક રાજ્યના યુવરાજ હોવા છતાં તેમણે તે યુવરાજપદનો ત્યાગ કર્યો. ભિક્ષુકવૃત્તિ સ્વીકારીને " આયુષ્ય એ કર્તવ્ય છે. " આ એક જ

દિવ્ય સૂત્ર માનવજાતિને શીખવવા લાગ્યા. મહંમદ પયગમ્બરે દેશવટો સ્વીકાર્યો ને ક્રાઇસ્ટ સૂળીએ ચડયો. દેશત્યાગનાં તે દુઃખો તથા સૂળી ઉપરનાં મૃત્યુની જીવ્હામાંથી તેમણે અખિલ માનવજાતિને જાહેર કર્યું કે "જુઓ, આયુષ્ય સુખોપભોગ માટે નથી. કર્તવ્યપૂર્તિ માટે છે." તેમની એ દિવ્ય શિખામણનું ને પ્રખર આત્મત્યાગનું અદ્દભુત પરિણામ તત્કાલીન સ્વાર્થલંપટ દુનિયા ઉપર થયું. કેટલાક સમય સુધી અપ્રતિહત વેગે માનવજાતિની ઉત્ક્રાન્તિ થઇ. પરંતુ મનુષ્ય અરધો પાશવીને અરધો દૈવી, એવો બનેલો હોવાથી ક્યારેક તેની પાશવી વૃત્તિ પ્રબળ થાય છે. પાશવીને દૈવી શક્તિનો સંધિકાળ એટલે મનુષ્ય. માનવી સૃષ્ટિમાં પાશવી સૃષ્ટિની સમાપ્તિ થઇ ને માનવી સૃષ્ટિમાંજ દૈવી સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિ થઇ. મનુષ્યરૂપી વસ્ત્રમાં અજ્ઞાન-નો છેલ્લો દોરો વણાયો ને જ્ઞાનના પહેલા દોરાની શરૂઆત થઇ. અને તેથી જ મનુષ્ય આપણને જેટલો જ્ઞાનવાન તેટલોજ અજ્ઞાનમય, જેટલો પશુવૃત્તિનો તેટલો જ દેવસ્વરૂપ, જેટલો શયતાન તેટલો જ દેવદૂત, આવો પરસ્પર વિરોધી જણાય છે. પણ ખરી રીતે જોતાં તે વિરોધ નથી. વિરોધાભાસ માત્ર છે. જ્ઞાનાજ્ઞાન ને પશુત્વ દેવત્વનું ચમત્કૃતિજન્ય સમીકરણ એટલે મનુષ્ય, અને તેથી જ તેનામાં ક્યારેક દૈવી તો ક્યારેક પાશવી વૃત્તિનું સ્વરૂપ પ્રતિબિમ્બિત થાય છે. ક્યારેક તત્ત્વવેત્તાઓ નિર્માણ થાય છે તો વળી ક્યારેક કુટીલ મુત્સદીઓ લોકોને સંત્રસ્ત કરે છે. ક્યારેક મહંમદ, બુદ્ધ ને ક્રાઇસ્ટ જેવા ધર્મપ્રણેતા ધર્મદાન કરે છે તો વળી ક્યારેક રાજાઓ તથા જુલમી રાષ્ટ્રો સ્વાર્થાંધતાને લીધે માનવી સમાજના સમાજ ને રાષ્ટ્રનાં રાષ્ટ્રો પોતાનાં પાશવી સામર્થ્યની કરાલ દાઢમાં પીસી નાંખે છે.

પરંતુ જ્યારે જ્યારે આવી પાશવી વૃત્તિ એકાદા રાષ્ટ્રમાં રમખાણ મચાવે છે અને માનવી કાયદા તથા માનવી હક્કોપર ગદા

પ્રહાર કરીને તેમને નષ્ટપ્રાય: કરે છે ત્યારે તે પતિત રાષ્ટ્રને પાશવી સામર્થ્યની મડાગાંઠમાંથી છોડાવવા માટે એક એક દેવદૂત આ અવનીતલ ઉપર અવત્તીર્ણ થાય છે. તે પોતાની દિવ્ય વાણી ને દિવ્ય કરણીવડે તે પતિત રાષ્ટ્રની દૈવી શકિતને જાગૃત કરે છે, અને તેને શીખવે છે કે ઉઠ, માનવીઆયુષ્ય મોજમજા કરવા માટે નથી. માટે 'મ્હારા અયશઆરામ નષ્ટ થશે ' આવા ક્ષુદ્ર વિચારને વશ થઇને તું પાશવી સત્તા આગળ ગરદન ઝૂકાવીશ નહીં. માનવી આયુષ્યરૂપી અમૂલ્ય બક્ષીસ તું માટીમાં રગદોળીશ નહીં. કેમકે તારૂં આયુષ્ય એ મોજમજા કરવા માટે નથી જ. તે તો કર્તવ્ય બજાવવા માટે જ છે. આ મોહનિદ્રાનો ત્યાગ કરીને જાગૃત થા. તપાસ કરી લે કે ત્હારાં માનવીકર્તવ્યો શાં છે.

ઇટલિમાં ગયા શતકમાં ઑસ્ટ્રીયાનું જુલમી રાજ્ય રાક્ષસીવૃત્તિની કમાલ કરીને ત્યાંના લોકોનાં સ્વાતંત્ર્યને પગતળે છુંદી નાંખતું હતું તે સમયે ગુલામવૃત્તિ બનેલા ઇટાલિયન લોકોને માનવી આયુષ્યની ખરી કલ્પના ન હોતી. માનવી આયુષ્ય એ કેટલી દિવ્ય ને પવિત્ર બક્ષીસ છે, એનું જ્ઞાન તેમને ન હોતું. એ જ્ઞાનની તેમને તે વખતે જરૂર હતી. જ્યારે એકાદું રાષ્ટ્ર પરતંત્ર થાય છે ત્યારે તે રાષ્ટ્રના લોકોનો તેજોવધ થાય છે. શરીર પરતંત્ર થવા ઉપર કિંવા એકાદી લડાઇમાં પરાભવ થવા ઉપર રાષ્ટ્રનાં પારતંત્ર્યનો પાયો બંધાતો નથી. પણ જે ક્ષણે તેનો તેજોવધ થાય છે, જે ક્ષણે તેનું મન પરતંત્ર થાય છે તેજ ક્ષણે ખરી રીતે તે રાષ્ટ્ર પરવશતાના જંજીરે જકડાય છે. જે રાષ્ટ્રનું મન સ્વતંત્ર, તેજસ્વી ને સ્વાભિમાનથી છલકાઈ જતું હોય છે તે રાષ્ટ્ર લશ્કરી સામર્થ્યવડે ભલેને પરકીય સત્તાતળે દબાઇ ગયું હોય, તો પણ તે સ્વતંત્ર જ હોય છે. આનો ઉત્તમ દાખલો એટલે આયર્લેંડ: ઇંગ્લૅંડના રાક્ષસી સામર્થ્ય આગળ તે બિચારા

ન્હાનકડા રાષ્ટ્રનું કંઇ ચાલતું નથી, તોપણ તેનો આત્મા, તેનું મન તદ્દન સ્વતંત્ર છે. અને તેથી ઈંગ્લૅંડની સત્તા એ રાષ્ટ્ર માનતું નથી. ઈંગ્લૅંડની સત્તા ત્યાં સ્થાયિક નથી. આથી ઉલટું એકાદું રાષ્ટ્ર બાહ્યતઃ જો કે સ્વતંત્ર હોય, પણ જો તેનું અંતઃકરણ તેજોહીન બન્યું હોય, તો તે પરતંત્ર જ હોય છે.આનું ઉત્તમ ઉદાહરણ એટલે મહારાષ્ટ્ર: ઇ. સ. ૧૮૦૦ થી ૧૮૧૮ સુધી મહારાષ્ટ્ર જો કે સ્વતંત્ર હતું; તોપણ મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યનો નાશ તો નાના ફડનવીસના મૃત્યુની સાથે જ થયો હતો. તે વખતે રાષ્ટ્રનું અંતઃકરણ નાદાન, આત્મવંચક, ને સ્વાભિમાન-શૂન્ય બન્યું હતું. સર્વ લોકોને પોતાના ક્ષુદ્ર સ્વાર્થ આગળ, મોજ-મજા આગળ, માનવી આયુષ્યનું બીજું ધ્યેય જ દગ્ગોચર થયું નહીં. અને પરિણામે રાષ્ટ્રનાં ખરાં સ્વાતંત્ર્યનો નાશ થયો. ઇટલિમાં સુદ્ધાં આમજ બન્યું. તેના સ્વાતંત્ર્યનો લય થયો. ઇટલિ પારતંત્ર્યની પ્રજ્વલિત જ્વાલાઓમાં દગ્ધ થવા માંડયું.

જે વખતે પ્રસિદ્ધ ઇટાલિયન દેશભક્ત, તત્ત્વવેત્તા અને દ્રષ્ટા મૅઝિનીનો જન્મ થયો તે વખતે ઇટલિ દેશ પરાવલંબનત્વની મહા નિદ્રામાં ઘોરતો હતો. થોડાક દેશભક્તો ' કારબોનારી ' સંસ્થાના સભાસદ હતા. ઇટલીને સ્વતંત્ર કરવાના વિચાર તેમના મગજમાં ઘોળાતા હતા. પણ તેમને સુદ્ધાં ઇટલિનું ધ્યેય શું છે ને તે કેવી રીતે મેળવવું, એની પુરેપુરી કલ્પના ન્હોતી. ઑસ્ટ્રીયાના જુલમની ઝુંસરી ફેંકી દેવા માટે ઇટલિએ પોતેજ પોતાનાં કાંડાંબાવડાં મજબૂત કરવાં જોઇએ, ઇટલિ પોતેજ પારતંત્ર્યની શૃંખલાઓ તોડવાને સમર્થ થવું જોઇએ, એ આત્મપ્રત્યયની તેજસ્વી કલ્પના તેમને માન્ય ન્હોતી. પોતાનાં સામર્થ્ય કરતાં ફ્રાન્સના લોકોની ઉદાર બુદ્ધિ ઉપર તેમનો આધાર હતો. તેમને આશા હતી કે ફ્રાન્સના લોકો

તેમને મદદ કરશે. મૅઝિની જ્યારે પોતાની માતૃભૂમિની વિપત્તિ સમજી શકે એવો થયો ત્યારે તેને એક મોટી ખામી નજરે પડી. તેણે જાણ્યું કે ઇટલિમાં આત્મવિશ્વાસ નથી. ઇટલિ જુલમથી કંટાળી ગયું હતું. અપમાન, ને તેજોભંગ ઈટલિથી સહ્યાં જાતાં ન્હોતાં; પારતંત્ર્યની પ્રજ્વલિત જ્વાળાઓ ઇટલિને દગ્ધ કરતી હતી. પરંતુ તેનામાં આત્મવિશ્વાસ ન્હોતો. પોતાનાં બંધનો પોતેજ તોડી શકશે, એની તેને ખાત્રી ન્હોતી. ઈટાલિયન લોકોનાં કાંડાંબાવડાંનાં સામર્થ્ય-થીજ ઇટલિ સ્વતંત્ર થશે, આ વાત ઉપર કોઇનો વિશ્વાસ ન્હોતો. ઇટલિ પહેલાં પારકી મદદની આશા કરતું ને પછી તેના ઉપર પોતાની ઉન્નતિનો પાયો બાંધવાની શરૂઆત થતી હતી. પરંતુ કોઈ પણ રાષ્ટ્ર પોતાનાં સામર્થ્યથીજ મુક્ત થાય છે, ઉન્નત થાય છે. શત્રુપક્ષની નિર્બળતા ઉપર આપણો વિજય અવલંબી રહેલો નથી હોતો. તેતો આપણાં સાબૂત ને મજબૂત કાંડાંબાવડાં ઉપરજ આધાર રાખે છે. આ મહાતત્ત્વ મૅઝિનીએ તે વખતે ઇટાલિયન લોકોને શીખવ્યું. પરિણામે તેની રાષ્ટ્રભક્તિનો જયજયકાર થયો. ફક્ત દેશભક્ત હોવાથીજ કોઇ રાષ્ટ્રોદ્ધારક થઈ શકતું નથી. રાષ્ટ્રોદ્ધારક તો તત્ત્વવેત્તા હોવો જોઇએ. તત્ત્વના મજબૂત પાયા ઉપર તેની રાષ્ટ્ર-ભક્તિની ભવ્ય ઈમારત બંધાયલી હોવી જોઇએ. એકલા મનોવિકાર ઘણી વખત દગો દે છે. ભાવનાપ્રધાન માણસોથી દેશના ઉદ્ધાર થતા નથી. તેજ પ્રમાણે રાષ્ટ્રભક્ત ફક્ત ફિલસૂફ હોવાથીજ ચાલતું નથી; પણ તેતો દ્રષ્ટા સુદ્ધાં હોવો જોઇએ. જે દ્રષ્ટા નથી, જેને પોતાનાં તત્ત્વના ભવિષ્યકાળનો જયજયકાર વર્તમાનકાળમાં સંભળાતો નથી, તે તત્ત્વવેત્તા રાષ્ટ્રને પોતાની સાથે લઇ જઈ શકતો નથી. કલ્પનાની રમ્ય પાંખો ઉપર બેસીને, વર્તમાનકાળનાં અનેક સંકટોના

१०८८७०



પર્વતોનો ઉપહાસ કરતી કરતી, જે તત્ત્વવેત્તાની નજર ભવિષ્ય-કાલીન યશના રમ્ય પ્રદેશ સુધી વિહાર કરી શકતી નથી, સ્વૈરપણે સંચરી શકતી નથી, તેનું તત્ત્વજ્ઞાન રૂક્ષ થાય છે, અને રાષ્ટ્રની કલ્પનાશક્તિને વિદ્યુતના ધક્કા દઇને જાગૃત કરવાનું કાર્ય તેના હાથે થતું નથી. તેનું તત્ત્વજ્ઞાન તેની પાસેજ રહે છે ને જગત્ તો સ્થિરજ રહે છે. પરંતુ ભગવાન્ મૅઝિનીનું તત્ત્વજ્ઞાન આવું ન્હોતું. તે તો આશાના ફુવારાથી થનથન નૃત્ય કરતું હતું, તે સ્વાભિમાનના તેજ વડે વિલસતું હતું, તે આત્મશ્રદ્ધાના બળથી બલાન્વિત થયું હતું અને તેથીજ જ્યારે આ તત્ત્વવેત્તાના તત્ત્વજ્ઞાન-ની ગંગા ઇટલિના હૃદયમાંથી વહેવા લાગી ત્યારે સર્વ તરૂણ ઇટલી પારતંત્ર્યનાં ' **पन्चानाम स विशेष मेतदपरं षष्ठं महा पातकम्** ' આ પ્રમાણે વર્ણન કરેલાં મહાપાતકની જાળમાંથી મુક્ત થયું ને ગર્જી ઉઠયું કે " નહીં, નહીં, પરમેશ્વરની દિવ્ય કરાંગુલીએ ઇટલિના ભાલ પ્રદેશ ઉપર ' પરતંત્ર ' એમ લખ્યું નથી. પણ બીજાં રાષ્ટ્રોની પેઠેજ તેનાં મસ્તક ઉપર સુદ્ધાં સ્વાતંત્ર્યનો મુગટ ચડાવ્યો છે ! અને એ મુગટ જો કોઇએ પદદલિત કર્યો હોય તો ઇટલિએજ. તે અન્યાયનું પરિમાર્જન કરવું જોઇએ. ઇટલિએજ પોતાના સમર્થ બાહુવડે એ મુગટ ઉચકીને પોતાનું ભાગ્યશાળી મસ્તક અલંકૃત કરવું જોઇએ.

આ પ્રમાણે આત્મશ્રદ્ધા, સ્વાભિમાન ને રાષ્ટ્રભક્તિ પૂર્ણ એવી પ્રબળ વિચારપરંપરા જે વખતે રાષ્ટ્રનાં અંતઃકરણમાં ખળભળવા લાગી ત્યારે તે ખળભળાટ ફ્રેન્ચ રેવોલ્યુશન પ્રમાણે વિશ્વપ્રલયનું સ્વરૂપ ન પામતાં વિશ્વ–વિકસનનું સ્વરૂપ પામે, અનંત સમય સુધી આસુરી સામર્થ્ય તળે દબાઇ ગયેલા એક માનવીસમૂહની જાગૃતિ

વેરની ભાવનાથી ફક્ત સંહારાત્મકજ ન થતાં શસ્ત્રવિદ્યાના એ
પ્રયોગ પ્રમાણે સડેલો ભાગ કાપી નાંખીને તે ઘા રૂઝાવવામાં સ
કરે, એ ઉદાત્ત હેતુથી પ્રેરિત થઇને મેઝિનીએ રાષ્ટ્રને 'મા
કર્તવ્યો ' ના દિવ્ય પાઠ પઢાવવાની શરૂઆત કરી. મૅઝિ
દેશભક્તિ સ્વાર્થી ન્હોતી. તે વિશ્વ–વ્યાપિની હતી. મારો દેશ સ્વ
સમર્થ થયા પછી બીજા દેશ હું કેવી રીતે પાદાક્રાન્ત કરી શક
એવી શયતાની ચિન્તા તેને ન્હોતી થતી; પણ મારા દેશ પ્રમા
બીજા દેશો સુદ્ધાં સ્વતંત્ર, સંપન્ન ને સમર્થ કેવી રીતે થશે,
દૈવી ચિન્તા, તેનાં મનશ્ચક્ષુ સામે નર્તન કરતી હતી. માનવી પ્ર
એક બીજાનો શત્રુ નથી પણ બન્ધુ છે; માનવી પ્રાણી એક બી
દુનિયામાંથી ન્હસાડી મૂકવા માટે આવ્યો નથી પણ આખી દુનિ
ને પોતાનાં નિવાસથી નંદનવન બનાવવા માટે અવતીર્ણ થયો
આ દિવ્ય ભાવના તેના હૃદયનાં દરેક સ્પંદનમાં સ્ફૂરણ પા
હતી, અને તેનાં હૃદયમાં નિનાદિત થનારી વિશ્વબન્ધુત્વની તે
દિવ્ય બંસરી તેણે પોતાના 'માનવી કર્તવ્યો' Duties of m
નામના નિબન્ધમાં બજાવી છે. મારે પોતે નિર્બન્ધ, નિઃસ્વાર્થ
નિર્ભય શા માટે થવું જોઇએ ? મ્હારા દેશનું ઋણ ફેડી શકું એ
માટે મારો દેશ સ્વતંત્ર, આઝાદ, વૈભવશાલી શા માટે થવો જોઇ
અખિલ વિશ્વના સુખમાં મદદ કરવાનું સામર્થ્ય આવે એટલા
માનવજાતિનું ઋણ ફેડી શકાય એટલા માટે. પાશ્ચાત્ય સંસ્કૃતિ
દિવ્ય ભાવનાનો અભાવ હોવાથીજ તેની વધારે જરૂર ભાસે
પૌર્વાત્ય સંસ્કૃતિમાં આ ભાવનાના ક્ષણે ક્ષણે ભાસમાન થતા અ
ત્વને લીધેજ તેનું જ્ઞાન ક્ષણે ક્ષણે થાય છે; પરંતુ મૅઝિની પા
સંસ્કૃતિમાં ઉછર્યો હોવા છતાં અખિલ વિશ્વના સુખની તેને ચિ

થતી હતી. ના, ના ! ફક્ત ઇટલિ સ્વતંત્ર થવાથીજ આપણું કામ નહીં સરે, પણ સારા અવનિતળ ઉપરની લોકશાહી મુક્ત થવી જોઇએ, આ તે તત્ત્વવેત્તાની મહત્વાકાંક્ષા હતી.

કેમકે પરમેશ્વર આ અવનિનો નિર્માતા, નિયંતા ને રક્ષણકર્તા છે. તેણેજ નિર્માણ કરેલી આ માનવજાતિ કંઇ સુખી, કંઈ દુઃખી, કંઇ સ્વતંત્ર, કંઇ પરતંત્ર, કંઈ ઉન્નત, કંઇ અધોગત, આવી ન હોવી જોઇએ. માનવી પ્રયત્નોનું ધ્યેય ને સુખનું અંતિમ સાધ્ય એટલે પરમેશ્વર પ્રાપ્તિ, આ તેનો અઢળ સિદ્ધાન્ત હતો. અને તેથીજ માનવી–કર્ત્તવ્યોની મીમાંસા કરતાં પહેલાંજ તેણે એક સૂત્ર વાક્ય કહ્યું.

" The origin of your duties is in God."

તારાં બધાં કર્ત્તવ્યોનું મૂળ પરમેશ્વરમાં છે; તારાં બધાં કર્ત્તવ્યોનો ઉદ્‌ગમ પરમેશ્વરમાં સમાવિષ્ટ થયો છે; એ આ તત્ત્વવેત્તાનું બીરદ વાક્ય છે. જેને આ વાક્ય સમજાશે, જેને આ વાક્ય કબૂલ હશે તેનેજ મેઝિનીનું તત્ત્વજ્ઞાન સમજાશે. જે નાસ્તિક અને નિઃશ્રદ્ધ હશે તે તેનું હૃદ્‌ગત નહીં જાણી શકે. ભગવન્ મેઝિનીના તત્ત્વવિવેચનના કુસુમોદ્યાનમાં પ્રવેશ કરવા માટે 'ઇશ્વર નિષ્ઠા ' નું પાસ બતાવવું પડશે. પછી તો સર્વ પરિમલ ને સૌન્દર્ય તમારૂં જ છે. નાસ્તિક લોકોને આ ઉદ્યાનમાં આવવાની મનાઇ નથી. પરંતુ પરિમલ સેવનનું સુખ તેમને નહીં મળે; They would deserve not curses but bars. એમ મૅઝિની પોતેજ કહે છે. માટે માનવી કર્ત્તવ્યોની મીમાંસામાં, પરમેશ્વર પ્રાપ્તિનું ધ્યેય, સૌથી પહેલાં નક્કી કરવું જોઇએ. કર્ત્તવ્ય કહ્યું એટલે તેને ધ્યેયની આવશ્યકતા તો ખરીજ. મેઝિનીએ પોતાના દેશબાન્ધવોની સામે આ ધ્યેય

રાખ્યું અને તે એટલું બધું ઉદાત્ત, ભવ્ય ને ઉચ્ચ હતું કે
ઇટલિના રાષ્ટ્રભક્તોને ગાંડા બનાવ્યા. તેમને લાગ્યું કે આપણે
શ્વરના સેવક છીએ. જગતનું કલ્યાણ કરવાની ભાવનાથી
થઈને ઇટલિ મુક્ત કરવા માટે તેઓ બદ્ધપરિકર થયા. મહાર
સુદ્ધાં આવોજ એક રામનો દાસ એક વખત

**समर्थाचिया सेवकां वक्र पाहे ।**
**असा सर्व भूमंडळी कोण आहे ॥**

એવી આત્મવિશ્વાસની વીર ગર્જના કરતો સહ્યાદ્રિનાં શિખ
સ્વૈરપણે સંચાર કરતો હતો; તેને કયો હિન્દવાસી વીસરશે? બરતુ
પ્રમાણે મેઝિનીએ ભગવત્ પ્રાપ્તિનું ઉચ્ચ ધ્યેય નજર સામે. રા
પોતાની માતૃભૂમિ સ્વતંત્ર કરવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો.
માનવજાતિ ઉન્નત થાય એટલા માટે જુદા જુદા સમૂહોએ ઉન્ન
થવું જોઇએ; એટલે કે દરેક દેશે સ્વતંત્ર થવું જોઇએ. રાષ્ટ્રના
સમાજે રાષ્ટ્રભક્તિ જાણવી જોઇએ. કેમકે તે વિના—રાષ્ટ્રભક્તિ
પરતંત્ર રાષ્ટ્ર સ્વતંત્ર થઇ શકતું નથી. દરેક માણસે પોતાનાં
માણસોને તથા પોતે, સ્વતંત્ર વૃત્તિ, નિઃસ્વાર્થતા તથા નિર્ભય વૃ
પાઠ પઢાવવા જોઇએ. આ પરંપરા મૅઝિનીએ 'માનવીકર્ત્તવ્યે
ઉદ્ઘાટનમાં ગ્રંથિત કરી છે.

" You are fathers, in order, that you
educate 'men' to worship and unfold G
law. You are citizens, you have a country
order, that in a limited sphere, with
concourse of people linked to you, alr

by speech, by tendencies and by habits, you may labour for the benefit of all men."

અને પોતાનો દેશ પ્રથમ સ્વતંત્ર થયા સિવાય, સ્વાયત્ત હોવા સિવાય, માનવજાતિની ઉન્નતિ ને પ્રગતિ થતી નથી, આ મેઝિનીનો મહા સિદ્ધાન્ત હતો. મેઝિની નિશ્ચયપૂર્વક કહે છે કેઃ-

"Without country, you have neither name token, voice, nor rights, no admission as brothers into the fellowship of the Peoples. You are the bastards of Humanity, soldiers without a banner, Israelites among the nations, you will find neither faith nor protection; none will be sureties for you. *Do not beguile yourself with the hope of emancipation from unjust social conditions, if you do not first conquer a country for yourself.*"

આ ઉતારો આપવા માટે વાંચકોની ક્ષમા માગવાનું કંઇ કારણ નથી. કેમકે તેમાં મૅઝિનીની શિખવણુની ગુરૂકિલ્લીનો સમાવેશ થાય છે. માનવજાતિનો આવડો મોટો હિતકર્તા સ્વદેશ મુક્ત કરવા માટે જન્મભર ઓસ્ટ્રિયા સાથે નિષ્ઠુરપણે શામાટે ઝૂઝયો, એનું રહસ્ય આમાં પ્રથિત કરેલું છે. તેજ પ્રમાણે અત્યારે સુદ્ધાં મેઝિની પ્રણિત આ તત્ત્વનો અનુભવ ડગલેને પગલે કેવી રીતે આવે છે, એ નિષ્પક્ષપાતી વિવેચકોના તાબડતોબ ધ્યાનમાં આવશે. જે પ્રતિનિધિઓ પોતાના દેશમાં પુરેપુરી શાન્તતા રાખી શકતા

નથી તેમને, 'શાન્તતા પરિષદ્'માં જગત્‌ની શાન્તતાની વાટાઘાટ કર
વખતે બોલવાનો શો હક છે ? જેઓ પોતાના દેશમાં 'જલિયાં
વાલા બાગ ' બંધ કરી શકતા નથી અને તે રાક્ષસી કામ કરન
લોકો સુરતના હેલાણીઓની પેઠે તમારી આગળ છાતી કાઢ
ચાલે છે, તેમને શિક્ષા થતી નથી, જલિયાંનવાલા બાગનો ખ્
જનરલ ડાયર જ્યાંસુધી તમારા દેખતાં તમારા જ પૈસામાંથી પેન્
ખાઇને પાછો ઉપર શેખી કરે છે ત્યાંસુધી જગત્‌ની શાન્તતા
ગપ્પાં મારવાનો ને આર્મીનીયન લોકોની કત્તલ બંધ કરવા
અટ્ટહાસ કરવાનો તમને શો અધિકાર છે ? અને અધિકાર હોવા
ડોળ કરીને, હાથે હાથે, જો તમે જગતની ઉથલપાથલો કરશો
તેની કોણ કિંમત કરે છે ? દિવાળાં ફુંકનારો માણસ જે પ્રમ
બજારમાં પત વધારવાના સદ્‌ગુણ વિષે ભાષણ કરે, લોકોને
રોટલાના ટુકડા માગી ખાનારો માણસ સ્વાવલંબન વિષે નિબ
લખે, તેજ પ્રમાણે જેમને દેશ નથી, નામ નથી, નિશાન નથ
-તેમણે-જગતની ' શાન્તતા પરિષદ'માં ભાગ લેવો એ અત્ય
હાસ્યાસ્પદ ને આત્મવંચનનું દ્યોતક છે. તો પછી પંજરમ
શુકે ગરૂડના સમાજને નભોમંડળમાં સ્વતંત્રપણે સંચાર ક
વાનો ઉપદેશ શામાટે ન કરવો ? જેઓ પોતાની ગાદી મેળ
શક્યા નહીં તેમણે ખલિફાની ગાદી માટે શામાટે પ્રેમનું પ્રદર્શ
કરવું ? અને તે પ્રદર્શિત કરેલો પ્રેમ ફળદ્રુપ થાય પણ કેવી રીતે
માટે મેઝિનીનું ઉપર લીધેલું અવતરણ આજ સુદ્ધાં અત્ય
વિચારણીય છે. પરદેશમાં તમને માન નથી મળતું—You a
the bastards of Humanity—કેમકે સ્વદેશમાં ત
માલિક નથી. પરદેશમાં તમારૂં અપમાન થાય છે કેમકે સ્વદેશ

તમે ગુલામ છો. આ બધા અપાયો ઉપર એકજ ઇલાજ. અને સ્વદેશ પોતાને સ્વાધીન કરવો, સ્વાયત્ત કરવો એજ તે ઇલાજ; આ ત્રિકાલાબાધિત તત્ત્વ મૅઝિનીએ ઇટલિને શીખવ્યું. તમારી સામાજીક વ્યવસ્થા શિથિલ થઈ છે નહીં ? તમારા સમાજમાં અન્યાય થાય છે નહીં ? ઠીક છે; તો પછી તમે પ્રથમ સ્વદેશ સ્વાયત્ત કરો. પછી તમે તમારો સમાજ વ્યવસ્થિત કરી શકશો. ઘરમાંની જુદી જુદી ઓરડીઓ ને દિવાનખાનાં જો તમારે તમારી મરજી પ્રમાણે શણગારવાં હોય તો તે ઘર પ્રથમ ' તમારૂં ' કરી લ્યો. તે ઘર તમારૂં પોતાનું, સ્વાયત્ત, કરી લ્યો. જ્યાં સુધી તે ઘર તમારૂં નથી ત્યાં સુધી તમે નહીં વે શણગારી શકો કે નહીં સમારી શકો. તેજ પ્રમાણે જે દેશના આપણે પહેલાં માલિક થયા નથી તે દેશમાં સામાજીક દુર્દશા સર્વથૈવ નષ્ટ નહીં થાય. મૅઝિની કહે છેઃ—

**Do not beguile yourself with the hope of emancipation from unjust social conditions if you do not first conquer a country for yourself.**

માટે પરતંત્ર દેશના લોકોનું મૂલભૂત કર્તવ્ય એટલે પોતાનો દેશ સ્વતંત્ર, સ્વસત્તાક ને સ્વાવલંબી કરવો. આ એક કાર્યમાટે રાષ્ટ્રની બધી બુદ્ધિ, બધું સામર્થ્ય, ને બધી વૃત્તિઓ એકત્ર થવી જોઇએ. આપણું પાર્થીવ શરીર જે પ્રમાણે આપણા આત્માનું ઘર છે તે પ્રમાણે આપણો દેશ એટલે પરમાત્માનું ઘર શરીર સુવ્યવસ્થિત, સ્વચ્છ ને નિરોગી રાખ્યા સિવાય આત્મા જે પ્રમાણે સુખી થતો નથી તે પ્રમાણે સ્વદેશ સ્વાયત્ત, સંપન્ન ને

સમર્થ ન હોય તો પરમેશ્વર સંતુષ્ટ થતો નથી. મૅઝિની જરા બીજા શબ્દોમાં આજ સત્ય સમજાવે છે.

"Your country should be your temple. God at the summit, a people of equals at the base."

લોકશાહી એ પાયો. અહીંથી 'માનવી કર્તવ્યોની શરૂઆત' પરમેશ્વર પ્રાપ્તિ એ તેનો અંત. અહીં 'માનવી કર્તવ્યો'ની પૂર્તતા-આ દરમ્યાન અનેક પ્રકારનાં કર્તવ્યો ઉપસ્થિત થાય છે અને મનમાં તેની કાર્યાકાર્ય વ્યવસ્થિતિ વિષે અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. **किं कर्म किमकर्मेति** આ વિચારથી **कवयोप्यत्र** વિમોહિત થઇ જાય તો સાધારણ લોકોની સ્થિતિનું તો પૂછવું જ શું? એવે સમયે આ બે પગથીયાં તરફ ધ્યાન હોવું જોઇએ. માનવી આયુષ્ય એ એક કર્તવ્ય છે. લોકશાહીથી તેની શરૂઆત થાય છે ને પરમેશ્વર-પ્રાપ્તિમાં તેનું પરમ વિકસન થાય છે. બસ, આજ મૅઝિનીનું તત્ત્વજ્ઞાન. રાજકારણ એટલે એક જુવા બાજી, જુગાર; રાજકારણ એટલે સટ્ટાનો ધંધો; આવી હીન કલ્પનાઓ તે વખતે સમાજમાં રૂઢ હતી અને અત્યારે સુદ્ધાં છે. પરંતુ આ મહર્ષિએ પોતાની દિવ્ય વિચારસરણીદ્વારા તરૂણ ઇટલિને એમ શીખવ્યું કે દેશ વિના ધર્મ સમર્થ નહીં રહી શકે ને ધર્મ સિવાય દેશ પરમેશ્વરાભિમુખ બનીને માનવજાતિને ઉન્નત કરવામાં મદદ નહીં કરી શકે. દેશોદ્ધાર જેવું પવિત્ર ને પરમ મંગલ કાર્ય, પરંતુ તે વખતના ને દરેક સમયના, કુત્સિત, કુટીલ ને સ્વાર્થપરાયણ મુત્સદ્દીઓની ઝુંડગિરીમાં, જેને તેઓ strategy—મુત્સદ્દીપણું—એમ કહે છે તે પરમ મંગલ કાર્ય માંગલ્યવિહીન થયું હતું. ફ્રાન્સની પ્રચંડ

પક્રાન્તિ પછી બધાં બંધનો તડાતડ તૂટી ગયાં હતાં. જ્યાં ત્યાં
ાના બે ભાગ might is right આ ન્યાય શરૂ થયો હતો.
અત્યંત નિર્દયપણાની પ્રવૃત્તિને–રાજકારણને–મૅઝિનીએ ધર્મનાં
ંત્ર્ય પ્રતિ લઇ જઇને અત્યંત મંગલમય કરી. ફ્રેન્ચ રાજ્યક્રાન્તિની
l વ્યક્તિત્વ નજરે પડવા લાગ્યું ને ' મારા ભોગવિલાસ એજ
સ્વાતંત્ર્ય ' આવા જે વ્યક્તિને, રાષ્ટ્રને માનવ્યને અધો-
એ પહોંચાડનારા નિરીશ્વરવાદી રૂક્ષ તત્ત્વજ્ઞાનનો પ્રચાર થયો
તે તત્ત્વજ્ઞાનને મૅઝિનીએ પોતાની દિવ્ય વિચારસરણીદ્વારા
કર્યું ને આયુષ્ય એ મોજમજા માનવા માટેજ ન હોઇ કર્તવ્ય
ાવવા માટે છે. આ ઉજ્વલ જ્ઞાનદીપ પ્રગટાવ્યો. મૅઝિની કહે છેઃ–

" You have life; you have therefore, a
of life.........to develop yourself, to act,
live according to-the law of life, is your
it, nay, your only duty.

આ પ્રમાણે માનવી આયુષ્યનું અત્યંત ઉદાત્ત એવું સ્વરૂપ
ઇટાલીયન દેશભક્તો આગળ માંડયું ને તે એટલું બધું મોહક
અભિલષણીય હતું કે ઇટાલિયન દેશભક્તોનાં ટોળેટોળાં એ અમૃત-
l કરીને દેશસેવા કરતાં કરતાં જાન કુરબાન કરવા માટે હરિ-
કરવા લાગ્યાં.

આવા આ ' માનવી કર્તવ્યો ' ના દિવ્ય પાઠ પઢાવનારા,
ંનીના લેખ, કોઈ પણ સમયે કોઈ પણ માનવીસમાજને અત્યંત
ાપ્રદ ને સંજીવન દેનારા થશે એમાં કંઇ શક નથી. વિશેષતઃ
જ્યાં દેશ તથા ધર્મને માટે ઝગડા ચાલુ છે ત્યાં ત્યાં આ

લેખ અનેક શંકાઓનું નિરસન કરે છે. જ્યાં લોકો નિરાશ બને છે ત્યાં તેમને આશાનું ચૈતન્ય અર્પણ કરીને પ્રયત્નવાદી બનાવે છે.

તરુણ ભારતને અત્યારે આવા વાંચનની ને તેનાં મનનની ઘણી જરૂર છે. ' किं कर्म किमकर्मेति ' આવા સંભ્રમને લીધે તેનું મન ગોટાળામાં પડયું છે. અને પરિણામે આયુષ્યનું એક આદ્ય કર્તવ્ય પાછળ પડવા લાગ્યું છે.

દેશભર એક પ્રચંડ આત્મશુદ્ધિનું મોજું ઉછળ્યું છે. તેના યોગે આજ સુધીનાં પારતંત્ર્યનાં કોટયાનુકોટી પાતક ધોવાઇ જાય છે. મૅઝિનીએ રાજકારણને ધર્મનો એક અવયવ કરીને અને ધર્મ રાજકારણ સિવાય લંગડો છે એમ સિદ્ધ કરીને ધર્મ તથા રાજ-કારણનો મેળ બેસાડયો. પોતાના તત્ત્વજ્ઞાનનો પહેલો જય જયકાર તેણે તે જ દેહે અને તે જ નયને નિરખ્યો. આ જ તે જ ધર્મનું રાજકારણ ને રાજકારણનો ધર્મ, તેના વધારે ઉદાત્ત સ્વરૂપમાં અને વધારે સાત્ત્વિક વૃત્તિમાં ' અહિંસા ' નું કવચ ધારણ કરીને મહાત્મા ગાંધીના અસહકાર યોગમાં અવતીર્ણ થયો. અત્યારે રાજકારણનું ધાર્મિક સ્વરૂપ મનમાં જેટલું વધારે ઠસે તેટલું ઠસાવાની જરૂર છે.

મને પ્રસ્તાવના લખવાનું પત્રદ્વારા જણાવવામાં આવ્યું ત્યારે તે પત્ર વાંચતાં વાંચતાં જ નીચેનું ચરણ યાદ આવ્યું.

## काय म्यां पामरें बोलावीं उत्तरें !

ભગવાન્ મૅઝિનીના તેજસ્વી લેખોની પ્રસ્તાવના લખવાની યોગ્યતા મારા જેવા પામરમાં ક્યાંથી હોય? મૅઝિનીના દિવ્ય લેખોની પ્રસ્તાવના, એક સમયે, એક સમર્થ લેખિનીમાંથી ગંગાના પ્રવાહની પેઠે અનુસ્યૂત થઇ હતી. તે લેખિની આજે દેશભક્તિના અઘોર

વ્રતાચરણમાં મૌન ધારણ કરી બેઠી છે! મૅઝિનીનાં આત્મચરિત્રનાં રાજદ્વારણનું દિવ્ય સંગીત, પ્રસ્તાવનાના બંસરી નાદમાં બજાવનારી લેખિની આજ આ દુર્દૈવી હિન્દમાતાના ભાગ્યોદય માટે ધ્યાનસ્થ થઇને બેઠી છે! મને લાગ્યું કે, એ લેખિની જ પ્રસ્તાવના લખે. '**कायम्यां पामरें बोलावीं उत्तरें**' આ જ ચરણ પુનઃ પુનઃ જિવ્હાગ્રે આવવા લાગ્યું.

તે જ વખતે જો મેં જવાબ આપ્યો હોત તો તો સારું નાજ લખાત. પરંતુ તે વખતે જ ઉત્તર ન લખાયો. અને તેનું જ ફળ એટલે આ 'પ્રસ્તાવના' લખાઇ! કેમકે પાછળથી લાગ્યું કે, ભગવાન મૅઝિનીની લેખનગંગાના પવિત્ર કિનારે બેસવાનું મહદ્ભાગ્ય જો મારી પામર લેખિનીને પ્રાપ્ત થશે તો તે પવિત્ર થશે! ગંગાજી-માં સ્નાન કરવા માટે જનારા પુણ્યવંત લોકોના પાદસ્પર્શથી આ લેખિનીનો પાદપથ વિગતકિલ્મિષ થશે. બીજું એમ લાગ્યું કે, જે લેખિનીને ગુરૂસ્થાને પૂજી, અને જે લેખિનીના કૃપાકટાક્ષને લીધે જ આ મારી પામર લેખિની જે કંઇ અસ્ફુટ, બોબડા બોલ બોલવા લાગી, તે લેખિની આજ મૅઝિનીના લેખોના અગ્રભાગે એક સમયે સ્થિત થઈ હતી, ચૌદ ચૌદ વરસ થયાં એ દિવ્ય લેખિનીનો સહ-વાસ નથી. પણ હવે તપઃપૂર્તિ થયા પછી પુનઃ સંયોગનો જે પ્રસંગ આવશે તે વખતે તદ્દન લાગે એટલા માટે મૅઝિનીની લેખન ગંગાને કિનારે બેસીને તે ગુરૂસ્થાને પૂજેલી લેખિની-નો, ભલેને અપ્રત્યક્ષ હોય, સહવાસ થાય એટલા માટે '**कायम्यां पामरें बोलावीं उत्तरें**' આ ચરણ ઉદ્ગારતાં ઉદ્ગારતાં જ આ કિનારે બેસવાનું નક્કી કર્યું. વાંચકોના માર્ગદર્શક તરિકે નહીં પણ આ જ્ઞાનગંગામાં વિહરતાં વિહરતાં જે તુષાર ઉડે તે શિરોધાર્ય કરવા માટે.

થયું; અહીં 'હું' હોવાનું પ્રયોજન કથન પુરૂં થયું. મા કાર્ય પુરૂં થયું. છેવટે મ્હારા તરૂણ દેશબાન્ધવોને ઉત્કટ વિનંતી કે તમે આ 'માનવી કર્તવ્યો' બરાબર તપાસો. દેશકાલ પરિસ્થિતિ નું નિરીક્ષણ કરીને તે તમારાં પોતાનાં આયુષ્યમાં નિરૂપિત કરે તમારે સુદ્ધાં તમારો દેશ છે ને તે પરાયત્ત છે, એ ભૂલશો નહી તેને અત્યારની લજ્જાસ્પદ સ્થિતિમાંથી બહાર કાઢીને પુનરપિ વૈભ સંપન્ન, સ્વયંશાસિત, ને પરમેશ્વરપરાયણ કર્યા સિવાય શાન બેસશો નહીં. આજ લોકસત્તાની ઉષા અખિલ વિશ્વના ક્ષિતિજ પટલે દૃષ્ટિગોચર થાય છે. ચંડોળ પક્ષીઓ! જાગ્રત થાવ; આકાશ નો અંત ઢુંઢનારી તમારી સમર્થ પાંખો ફફડાવો; તે ફડફડાટથ નિનાદિત થયેલા વાતાવરણમાં ઉડ્ડાણ કરો એટલે "સ્વર્ગગાન શીતલ તુષારવડે હર્ષપુલકિત થયેલાં મંદારવૃક્ષોની સુમનમાલ ધારણ કરેલી સ્વરાજ્ય દેવી" આપોઆપ તમારા સામી આવશે પછી, મ્હારા તરૂણ મિત્રો, તે સ્વરાજ્ય દેવીનો હાથ પકડીને આ 'સુજલા, સુફલા, મલયજ શીતલા' આર્ય માતાની સાથે મેળાપ કરાવો અને પછી સાર્થ અભિમાનપૂર્વક ગર્જી ઉઠો કે—

**वन्दे मातरम् ।**

દાદર મુંબઈ.
તા. ૧૫ જૂન ૧૯૨૧.

—નારાયણ દામોદર સાંવરકર.

# પ્રથમ પરિચય

ઇટલિમાં પ્રગટ થયેલી સ્વાતંત્ર્યલક્ષ્મીના પ્રેષિત મહાત્મા મૅઝિનીના શબ્દો ગુર્જરી ગિરામાં ઉતારવાનું કામ મારે હાથે થયું, એને માટે હું ગુર્જરલક્ષ્મીનો અત્યંત આભારી છું.

ઇતિહાસ છાતી ઠોકીને કહે કે છે ગુલામગિરીની ગહન ગર્તામાં અદબદતું પડેલું કોઇ પણ રાષ્ટ્ર સ્વકર્તવ્યજ્ઞાન ને સ્વશક્તિજ્ઞાન થયા સિવાય સ્વાતંત્ર્ય સુખનો આસ્વાદ લઇ શકતું નથી. અંગ્રેજોની તલવારના આપણે ગુલામ નથી. આપણાં પોતાનાં જ મન અત્યારે ગુલામ બન્યાં છે. આપણી વૃત્તિ જ આત્મવંચક બનેલી છે. તેત્રીસ કરોડ લોકો, દુનિયાની વસ્તીનો ૧/૫ ભાગ, ધારે તો આકાશ-પાતાળ એક કરી શકે. પણ અફસોશ! તેત્રીસ કરોડના પગમાં અત્યારે પારતંત્ર્યની બેડીઓ પડી છે, પારતંત્ર્યની પ્રજ્વલિત જ્વાળાઓમાં મ્હારા તેત્રીસ કરોડ દેશબાન્ધવો, આર્ય જનનીના બાળકો, દગ્ધ થઇ જાય છે. દુનિયાનો ૧/૫ ભાગ સ્થિર છે. પારતંત્ર્યને લીધે પોતાની પ્રગતિ કરી શકતો નથી. ને તેટલા પ્રમાણમાં માનવજાતિની પ્રગતિ સુદ્ધાં અટકી છે. તેનું પાપ આપણે શિર છે.

કુરૂક્ષેત્રની રણભૂમિમાં કિં કર્તવ્ય મૂઢ પાર્થ આગળ કૃષ્ણ કન્હૈયાએ બંસરી બજાવી કે:—

क्लैब्यम् मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यम् त्यक्त्वो त्तिष्ठ परंतप ॥

એ બંસરીનો મધુર નાદ શ્રી ક્ષત્રિયકુળાવતંસ છત્રપતિ શ્રી શિવાજી મહારાજની ભવાનીના પટામાં એકતાનતા પામ્યો હતો. કૃષ્ણ કન્હૈયાની બંસરીના જે નાદે અઢાર અક્ષૌહિણી દળ સંહારીને, પાર્થને कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । નો ઉપદેશ આપીને માનવજાતિની ઉન્નતિનો માર્ગ સુકર કરી આપ્યો તે નાદ અત્યારે કોણ જાણે ક્યાંએ લુપ્ત થઇ ગયો છે.

તરૂણ ભારતને મોહ ઉપજ્યો છે. તરૂણ ભારત કિં કર્તવ્ય મૂઢ સ્થિતિમાં છે. કર્તવ્યમાંથી હક્ક ઉદ્‌ગમે છે. કર્તવ્ય બજાવ્યા સિવાય હક્ક મળતા નથી. જુલ્મી સત્તાના હથોડાના ઘા જેમ જેમ પડતા જાય તેમ તેમ રાષ્ટ્રઘટકો એકત્ર થતા જાય છે, એવો ઇતિહાસનો અનુભવ છે. ગુલામીના જંજીરે આપણે કેવી રીતે જકડ્યા એની ચર્ચા કરવાનું આ સ્થળ નથી. પણ એ બેડીઓ કેવી રીતે તડાતડ તોડી નાંખવી એ પ્રશ્ન છે.

અઢાર અક્ષૌહિણી સૈન્યના મધ્ય ભાગે જગદ્‌ગુરૂ શ્રી કૃષ્ણે ગર્જના કરી કે:—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानम् सृजाम्यहम् ॥**

માનવજાતિને તેનું ધ્યેય બતાવવા માટે, આવા મહાન્ પુરૂષો શુક્રના તારાની પેઠે ભૂમંડળના ઇતિહાસમાં ચમક્યા છે, ચમકે છે ને ચમકશે. દિવાળીતો તેમનાથી અંજાય છે. એવા મહાત્માઓ ઇટલિમાં જન્મે કે હિન્દુસ્તાનમાં જન્મે, તેમને સાધારણ લોકો ભલે કહે, કૃષ્ણ કહે કે મહંમદ અથવા ક્રાઇસ્ટ કહે, તેમનું કાર્ય એક

હોય છે. માનવજાતિ તેમનું ગૃહ ને દરેક મનુષ્ય તેમનો બન્ધુ. તેઓ સાધારણ લોકોને, ભ્રાન્તિ પામેલા લોકોને કર્તવ્યનો માર્ગ દર્શાવે છે. આવા જ એક મહાત્માની પ્રસાદી પોતાના દેશબાન્ધવોને ચરણે ધરતાં કયા મનુષ્યનું અંતઃકરણ આનંદથી ન ઉભરાઇ જાય !

મારા જેવા અપ્રસિદ્ધ લેખકને આગળ આણીને મહાત્મ મૅઝિનીનો પ્રસાદ ગુજરાતને ચરણે ધરાવવાની મ્હને સુસંધિ આપ-નાર મુરબ્બી ભાઇશ્રી જીવનલાલ મ્હેતાનો પણ આપણે આભાર માનવો જોઇએ.

મ્હારી આ પ્રથમ કૃતિ ગુજરાતને પ્રિય થશે એવી આશા છે. બસ અત્યારે તો—वन्देमातरम् ।

તા. ૩૧ ઑગસ્ટ ૨૩.<br>૧૦૨૮ સદાશીવ.<br>પૂના સિટી.

—સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક.



# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુન્દર પુંઠું-કિંમત રૂ. બે. )

બીજા કોઈ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છેઃ—

| વાર્તા. | લેખક. |
|---|---|
| ૧ વેષધારી | ( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. ) |
| ૨ તારાનું અભિજ્ઞાન | ( રા. ગ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ) |
| ૩ એક રાત્રી. | ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા. રા. મહાદેવ હરિભાઈ દેસાઈ; બી. એ. એલ. એલ. બી. ) |
| ૪ અપરિચિતા | ( રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ ) |
| ૫ મણી | ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ) |
| ૬ વીસમી સદીની શકુંતલા | ( ,, ,, ) |
| ૭ દોલત | ( સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ) |
| ૮ સુમનનો સંતાપ | (રા.રા.ઇન્દુલાલ ક. યાજ્ઞિક, બી.એ.એલએલ.બી.) |
| ૯ લગ્ન. | ( સૌ. શારદા મ્હેતા; બી. એ. ) |
| ૧૦ “ ગરબાવાળી ” | ( રા. રા. સુધાકર ) |
| ૧૧ પૈસો કે પ્રેમ ? | ( રા. રા. ચંપકલાલ એચ. લાલુડીઆ, બી. એ.) |
| ૧૨ વિચિત્ર સ્વયંવર | ( રા. રા. બાલયોગી ) |
| ૧૩ રેણુકા. | ( રા. રા. ગોકળદાસ ડી૦ રાયચુરા ) |
| ૧૪ કમળાનો કજીઓ | ( રા. રમણીક અ. મહેતા ) |
| ૧૫ પ્રિય બાલા | ( રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ ) |
| ૧૬ લલિત-માધુરી | ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. ) |



# કથામંજરી—ભાગ બીજો

( મોટાં પૃષ્ઠ ૩૦૦, સોનેરી સુન્દર બાંધણી-કિંમત રૂ. ત્રણ
આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાર્તા-કથાઓ

૧ નિર્મળા ( લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહક
૨ ગુલછરીના બાગમાં ગુલાબ ( પારસી સંસારી સ્નેહક
૩ બેમૂગનાયક ( આત્મભોગવડે પરમાર્થ સાધનની કરુણ
૪ સુખી રાજકુમાર ( લે. રા. રા. સવાઇલાલ ચુનીલાલ વા
ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા
૫ એક સ્વપ્ન. ( લેખક રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહે
૬ મદનનો મનોરથ—( લે. રા. રા. મોહનલાલ પાર્વતીશંક
એમ. એ., એલ એલ બી. ચાલુ જમાનાના ઉછરતા યુવા
પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય )
૭ નિર્ભયતાની મૂર્તિ ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.
આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવવાની વાર્તા.
૮ માછીની છોકરી ( લે. રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહે
૯ ચતુર્મુખ—ચાર મુખનું કૌતુક. } લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ
૧૦ બુદ્ધિદારબંધ } બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તા
૧૧ વિચિત્ર વિધિ—( લે. રા રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા
૧૨ હીરામાણેકની મોટી ખાણ. ( લે. રા.રા. મણિશંકર રત્નજી
૧૩ દુઃખમાંથી સુખ ( લેખક સ્વ. કલાપી. )
૧૪ માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ. ( એક સત્ય ઘટના )



# માનવી કર્તવ્યો.

## પ્રકરણ ૧ લું.

### ઈટાલીના મજુરોને.

તમારાં કર્તવ્યો શાં છે એ હું તમને કહેવાનો છું. અને જે કંઇ અંતઃકરણપૂર્વક ખરૂં લાગે છે તે જ હું કહેવાનો છું. પરમેશ્વર, માનવજાતિ, પિતૃભૂમિ અને કુટુંબ—ગૃહ— આ બધાં અત્યંત પવિત્ર છે, એમ આપણને બધાને લાગે છે, અને આ જ બાબતો વિષે હું કહીશ. હું તમારી સાથે પ્રેમથી બોલું છું, તમે પણ મારૂં કહેવું પ્રેમપૂર્વક સાંભળી લ્યો. અનેક વરસો સુધી અભ્યાસ કરીને અને કષ્ટો સહન કરીને મેં મારા મતોની સત્યતાની ખાત્રી કરી લીધી છે. જે મનુષ્ય માત્રનાં કર્તવ્યો છે એમ હું કહેવાનો છું તેનું પાલન કરવા માટે મેં આજ સુધીમાં ઘણા પ્રયત્ન કર્યા છે અને જીંદગીના અંત-પર્યંત કરીશ. મારાથી કદાચ પ્રમાદ થશે, પણ હું જે કરૂં છું તેનું સાક્ષી મારૂં અંતઃકરણ છે. હું પોતે ફસાઇશ પણ તમને ફસાવીશ નહિ માટે મારૂં કહેવું ભ્રાતૃભાવથી સાંભળી લ્યો. પછી હું જે કહું છું તે ખરૂં છે કે નહિ તે તમે તમારી મેળે ઠરાવો; ખોટું લાગે તો તેનો ત્યાગ કરો. પણ હું જે કહું છું તે ખરૂં છે એમ જો તમારી ખાત્રી થાય તો પછી મારી પાછળ આવો ને હું કહું તે પ્રમાણે

વર્તો. દુર્દૈવે આપણાથી ભૂલો થશે અને જેનાથી ભૂલો થશે માટે આપણને સાહજીક જ ખોટું લાગશે; પણ સત્ય જાણ હોવા છતાં તે પ્રમાણે ન વર્તવું એ ગુન્હો છે; સ્વર્ગમાં કિંવા મૃત્યુલોકમાં એવા ગુન્હેગારોનો ધિક્કાર થાય છે.

તમારા હક્કોનું વિવેચન કરતાં પહેલાં હું તમારાં કર્તવ્યો મીમાંસા શા માટે કરૂં છું ? જાણી જોઇને કે અજાણતાં બધા લે તમારા ઉપર જુલમ ગુજારે છે, મનુષ્યના નૈસર્ગિક હક્કો સુદ્ધાં ત મળતા નથી, ફક્ત હાલહવાલ—દુઃખ જ—તમારા ભાગમાં આવે જેને સુખ તરિકે ગણવામાં આવે છે તે બીજા વર્ગોને જ મળે આવી પરિસ્થિતિમાં હું તમને સ્વાર્થત્યાગનો ઉપદેશ શા માટે છું અને અર્થસાધનાનો કેમ નથી કરતો ? તમે ચારિત્ર્યવાન્ બ નૈતિક ઉન્નતિ કરો, શિક્ષણ મેળવો એમ હું કહું છું અને આલો સુખ સંપાદન કરો એમ કેમ કહેતો નથી ? આ પ્રશ્નનો આ પહેલાં નિર્ણય કરવો જોઈએ; કારણ કે અત્યારે યુરોપમાં બીજા લોક મનુષ્યો બીજાને ઉપદેશ કરે છે, તેમના મતમાં અને મતમાં જે ફરક છે તે અહીં જ દેખાઇ આવશે; વળી કષ્ટ ભોગવ મજુરોનાં ભમી ગયેલાં મસ્તકોમાં સુદ્ધાં આજ પ્રશ્ન સૌથી પ ઉપસ્થિત થાય છે.

" અમે ગરીબ, તાબેદાર અને દુઃખી છીએ; અમારી રિ કેવી રીતે સુધરશે, અમે બંધનમુક્ત અને સુખી કેવી રીતે થઇશું વિષે બે–ચાર શબ્દ કહો. અમે હરહમેશ આ જ સ્થિતિમાં ર રહેવાના કે અમારે પણ સુખના દિવસ આવશે એ અમને અમને એકાદા યંત્ર પ્રમાણે ગણનારા અમારા માલેકોને અને અ

સુખ ખુંચવી લેનારા ઉપલા વર્ગના લોકોને આ કર્તવ્યનો ઉપદેશ કરો. અમને તો અમારા હક્ક શા છે એ સમજાવો, તે પ્રાપ્ત કરવાના માર્ગ બતાવો, અમારે સામર્થ્ય કેવી રીતે મેળવવું તે કહો. અમે જીવતા જાગતા માણસો છીએ એટલું તો એક વખત માન્ય થવા દો અને પછી અમારાં શાં કર્તવ્યો છે તે અમારે કેવી રીતે સ્વાર્થત્યાગ કરવો એ વિષે બોલો."

ગયા પચાસ વરસમાં પ્રગતિ અને સુસ્થિતિ પ્રાપ્ત કરવા માટે તેમજ એકતંત્રી કિંવા આનુવંશિક રાજ્યપદ્ધતિ વિરૂદ્ધ જે પ્રયત્નો કરવામાં આવ્યા તે બધા 'માનવજાતિના હક્ક'ના તત્ત્વ માટે કર્યા, સ્વાતંત્ર્ય એ સાધન અને સુસ્થિતિ એ જીવિતનું ધ્યેય-સાધ્ય, એ દૃષ્ટિથી કરવામાં આવ્યા. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ, તદનંતર થયેલી અને તેનું જ અનુકરણ કરનારી બધી રાજ્યક્રાન્તિઓ આ 'મનુષ્યના હક્કના જાહેરનામા'ને લીધે થઈ. જે વિદ્વાનોએ એ જાહેરનામું તૈયાર કર્યું તેનાં કાર્યનો પાયો સ્વતંત્રતાના અને મનુષ્ય માત્રના હક્કના તત્ત્વપર રચાયો હતો. તે સમયના બધા વિચારી માણસો કહેતા કે, મનુષ્યનો જન્મ સુખને માટે છે અને સુખ પ્રાપ્ત કરવા સારૂ ગમે તે માર્ગનું અવલંબન કરવાનો પ્રાણી માત્રને અધિકાર છે; એકાદા માણસના સુખની શોધમાં અડચણ કરવાનો કોઇને અધિકાર નથી; સુખ-પ્રાપ્તિના માર્ગમાં આવતી બધી અડચણો વટાવી જવાનો અધિકાર દરેકને છે; એ બધી અડચણો દૂર કરવાનો દરેકે પ્રયત્ન કર્યો, દેશોદેશને સ્વાતંત્ર્ય મળ્યું, કેટલાક દેશોએ કેટલાંક વરસ સુધી સ્વતંત્રતાનો ઉપભોગ લીધો; કેટલાક હજી પણ સ્વતંત્ર છે; પણ જનતાની, લોકોની, સ્થિતિ સુધરી છે કે? તમે હવે સારા દિવસ દેખશો એવી

જેમને આશા આપવામાં આવી હતી તે લક્ષાવધિ મજુરોને એ સ
દિવસનો એક અંશ પણ પ્રાપ્ત થયો છે કે?

ના, લોકોની સ્થિતિ સુધરી નથી; એટલું જ નહિ પણ દ
દેશમાં તે દિવસાનુદિવસ વધારે ને વધારે ખરાબ થતી જાય
આપણા દેશમાં તો મોંઘવારી અનિવાર્ય થઇ પડી છે, કામ ધંધા
મજુરીના ભાવ ઉતરતા જાય છે, વસ્તી ઝપાટાબંધ વધતી
છે, લગભગ દરેક દેશમાં મજુરોની જીંદગી વધારે સંકટમય થતી
છે અને મુડીવાળા તથા મજુરો વચ્ચે વારંવાર ટંટા ઉત્પન્ન
છે, અને પરિણામે મજુરોને કામધંધા વિના ઉપરાછાપરી અપવ
કરીને દિવસ કાઢવાના પ્રસંગ આવે છે. ગુજરાન માટે પોતાના
માંથી બીજા દેશમાં જનારાઓની સંખ્યા, યૂરોપમાંથી આખી દુ
યામાં કામધંધા માટે ગયેલા લોકોની સંખ્યા, અનાથોને મદદ
નારી સંસ્થાઓની સંખ્યા, આ બધા આંકડાઓમાં દર વરસે વધ
થાય છે, એ ઉપરની બીનાનો મહત્વનો પુરાવો છે; અને એ આં
પરથી એમ પણ સિદ્ધ થાય છે કે, જનતાનું લક્ષ્ય અનાથોની ત
વધારે લાગતું ચાલ્યું છે; પણ જે વર્ગને મદદ કરવાની જનત
પ્રામાણિક ઇચ્છા છે તે જ વર્ગમાં ગરીબાઇનો વધારેને વધારે વધ
થતો જાય છે,—આ ઉપરથી આ કામ કેટલું ભારે છે તેની કલ્પ
કરી શકાય છે.

વળી ગયાં પચાસ વર્ષોમાં સમાજની સંપત્તિ વધી છે
સુખસાધનોની સમૃદ્ધિ થઇ છે. વેપારધંધાને સંઘટિત સ્વરૂપ ન
તો પણ અનેક અડચણોની સામે થઇને તે વધતો જ જાય
પ્રવાસ અને માલની આવજા થોડા વખતમાં, થોડા ખરચે
વધારે સુરક્ષિતપણે થવા લાગી છે; જે લોકો એ કલ્પનાને કૃતિ

સ્વીકારતા નથી તે સુદ્ધાં ઢોંગીપણાથી ને મ્હોંડેથી તો માન્ય કરે છે. આમ છે તો પણ માણસોની સ્થિતિ શા માટે સુધરી નથી? યૂરોપમાં જ ઉત્પન્ન થયેલો માલ યૂરોપમાં જ રહેનારા બધા લોકો વચ્ચે શા માટે વહેંચી દેવામાં આવતો નથી? વેપાર અને ઉદ્યોગ ધંધામાં જે નવીન ચૈતન્ય ઉત્પન્ન થયું છે તેનાથી સારી સ્થિતિ થવાને બદલે તદ્દન થોડા લોકોને જ મરજીમાં આવે તેટલું સુખ ભોગવવા મળે, એમ કેમ થાય છે?

આ પરિસ્થિતિનું સૂક્ષ્મપણે પરીક્ષણ કરનારાને આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટપણે દેખાઈ આવશે. મનુષ્યને જે પ્રકારનું શિક્ષણ મળે છે તે અનુસાર જ તેનું વર્તન રહે છે. અત્યાર સુધીના ક્રાન્તિકારકોની કૃતિ 'મનુષ્ય માત્રના હક્ક' ના તત્ત્વપર થઈ; રાજ્યક્રાન્તિઓથી અનેક દેશો સ્વાતંત્ર્ય પામ્યા—વ્યક્તિસ્વાતંત્ર્ય, શિક્ષણ સ્વાતંત્ર્ય, મત સ્વાતંત્ર્ય, વ્યાપાર સ્વાતંત્ર્ય, વધારે તો;શું પણ દરેક જણને દરેક બાબતમાં સ્વાતંત્ર્ય મળ્યું. પણ જેમની પાસે પોતાના હક્કનો ઉપભોગ લેવાનાં સાધનો નથી તેમને એ હક્કોનો ઉપયોગ પણ શો? જે લોકોને ભણવાનો વખત નથી અને ભણવાથી ફાયદો પણ નથી, તેમને શિક્ષણ સ્વાતંત્ર્યનો શો ઉપયોગ? જેને શાખ કે થાપણ નથી તેને વ્યાપાર સ્વાતંત્ર્યનો શો ઉપયોગ? જે જે દેશમાં આ તત્ત્વો પુકારાયાં ત્યાં ત્યાં એક ન્હાનકડા વર્ગ પાસે જમીન, શાખ અને થાપણ હતી અને બીજા વર્ગના લોકોને તો તેમના હાથ શિવાય બીજી કંઇ જ મૂડી–થાપણ ન્હોતી; એટલે પહેલા વર્ગના લોકો કહે તે શરતો પર ગમે તેટલું કંટાળા ભરેલું કામ, પેટ માટે ગમે તેટલો વખત કરવાની ફરજ પડી. એ લોકોને પેટને માટે આમ ફાંફાં મારવાં પડતાં હતાં; અલબત તેમને સ્વાતંત્ર્યની કલ્પના મૃગજળવત્

લાગતી હતી. તેમના મનમાં એ કલ્પના ઉત્પન્ન કરવા માટે તેમને વધારે પગાર, ઓછું કામ, મફત અને ફરજીઆત શિક્ષણ, કાર્યનાં સાધનોની વિપુલતા અને સારૂં કામ કરનારાને વધારે પગાર; બધું સુસ્થિતિવાળા લોકો તરફથી મળવું આવશ્યક હતું. પણ આ તેમણેય તે શા માટે કરવું? સુસ્થિતિ જ આયુષ્યની ઇતિકર્તવ્યતા નથી કે? બીજાના ભલા માટે તેમણે પોતાના એશઆરામો શા માટે ઓછા કરવા? દરેકે પોતાને માટે પોતે મહેનત કરવી. મનુષ્યના હક્ક મનુષ્યે બજાવવા આટલું સ્વાતંત્ર્ય સમાજે એક વખત આપ્યું એટલે સમાજનું કર્તવ્ય પુરૂં થયું! જો પરિસ્થિતિને લીધે એકાદા મનુષ્યથી પોતાનો હક્કનો ફાયદો ન લઈ શકાય તો તેને માટે દોષપાત્ર કોઇ થતું નથી.

તેઓ આમ કહે એ સ્વાભાવિક છે, અને તેમણે આમજ કર્યું. ધનવાન લોકોના મનમાં ગરીબોને માટે આવા પ્રકારની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે અને પછી સમાજમાંનો દરેક માણસ બીજા બધાયની સાથે આ જ ભાવનાથી વર્તવા માંડે છે. પોતાના હક્ક અને સ્વાર્થથી વધારે દૂર જોવા કોઇ ઇચ્છતું નથી; અને જ્યારે એકના હક્ક બીજાને વિરોધી થાય છે ત્યારે એ બન્ને વચ્ચે લડાઈ જાગે છે—એ યુદ્ધમાં લોહી વહેતું નથી; સોનાનાં નાણાં તથા લુચ્ચાઈની લેવડદેવડ માત્ર મ્હોટા પ્રમાણમાં થાય છે. એ યુદ્ધ રણાંગણનાં યુદ્ધ જેવું ધર્મયુદ્ધ નથી હોતું, પણ માત્ર તેટલું જ હાનિકારક હોય છે. જેની પાસે યુદ્ધસામગ્રી અને કૌશલ્ય ઓછાં હોય છે તેના એ યુદ્ધમાં ભૂકેભૂકા ઉડી જાય છે. એ અખંડ ચાલુ રહેનારાં યુદ્ધથી મનુષ્યના અંતઃકરણમાં અહંકાર અને સ્પર્ધા ઉત્પન્ન થાય છે. લોકોને ગમે તે ધર્મમત પર વિશ્વાસ રાખવાનું ધર્મસ્વાતંત્ર્ય અપાયા

નું જીવન નષ્ટ થયું. ગમે તેણે ગમે તે શિખવવાનાં સ્વાતંત્ર્યથી
ક અત્યાચાર થયા, સમાજને કંઈ બંધન રહ્યું નહીં, ધર્મનિષ્ઠા
થઇ, ધ્યેયની એકવાક્યતા પણ નષ્ટ થઇ ગઇ, ચેનબાજી જ
નો ધંધો થઇ બેઠો, જેણે તેણે પોતાનો જ કક્કો ખરો કહેવ-
ાની શરૂઆત કરી. એવું વર્તન કરતી વખતે આપણાથી આપણો
ો ભાઇ પગ તળે ચગદાઇ જાય છે કે કેમ, એ વિશે વિચાર
દેમના મનમાં આવતો નહીં, માણસો નામના જ માત્ર ભાઈ
રહ્યા. વસ્તુતઃ બધા એક બીજાના શત્રુ બન્યા. આજ
ણે હકના તત્વના જોર વડે આ સ્થિતિએ આવી પહોંચ્યા છીએ.

મનુષ્ય માત્રને હક હોવા જ જોઇએ; પણ જ્યારે મનુષ્યના
ો વિરોધ ઉત્પન્ન થાય છે ત્યારે તેની વચ્ચે સંધિ કરાવવા સારૂ
ા કરતાં ઉચ્ચતર અને ગળે ઉતરે એવી એકાદ શક્તિની
યકતા નથી કે ! અને જ્યારે એક કિંવા અનેક મનુષ્યના હક
ા હકકને વિરોધી એવા ઉત્પન્ન થાય છે ત્યારે તેનો નિકાલ
મારફત કરી લેવો ! સુખના સાધનને જ જો દરેક માણસનું
સમજીએ તો મજુર અને મુડીવાળાઓનો ટંટો કેવી રીતે
નો ? જીવનને અર્થે કલહમાં જીવતાં રહેવાનોજ પ્રાણી માત્રનો હેતુ
તો રાષ્ટ્રના કલ્યાણ માટે અને પોતાના ભાઇઓ માટે પોતાના
ની આહુતિ આપવા સારૂ તૈયાર થનારા આત્મયજ્ઞમાં પોતાનાં
નું બલિદાન દેવા માટે કોણ અને કેવી રીતે તૈયાર થશે ?
કોના મત આવા હોય છે તેમની રાષ્ટ્ર વિષે શી કલ્પના
કે ! રાષ્ટ્ર એટલે જમીનનો ટુકડો કે જેમાં અનેક માણસો
બીજાના હક એક બીજાની મદદ વડે સુરક્ષિત થાય એટલા
માંહોમાંહે કરાર કરીને એકત્ર નિવાસ કરે છે એવા સમૂહનું

નામ સમાજ; તેમની સમાજ વિષે આવીજ કલ્પના હોય છે. પચાસ વરસ સુધી લોકોને આ મનો શીખવ્યા પછી કહેવું કે, તમે તમારા હકોનો સમાજનાં કલ્યાણ માટે ત્યાગ કરો, જરૂર પડે તો જનતાના હિત માટે અવિશ્રાંત શ્રમ કરવાને, જેલ જવાને અને દેશ ત્યાગ ભોગવવાને તૈયાર થાવ; અને આવું સાંભળીને તેમણે તે પ્રમાણે વર્તવું, એ શક્ય પણ છે કે? સુખપ્રાપ્તિ એ જ જીવનનું ધ્યેય એમ લોકોને શીખવ્યા પછી દેશને માટે પોતાનાં સર્વ સુખ અને જરૂર પડતાં જીવનની સુદ્ધાં આહુતિ આપવાને તૈયાર થાવ, એમ તમે તેમને કહી શકશો કે? અને કહો તો પણ આ નવો વિચાર ગળે ઉતરાવી શકશો કે? ઐહિક સુખ સંપત્તિ અને સામર્થ્ય વિષે તેમના મનમાં પ્રેમ ઉત્પન્ન કર્યા પછી તે જ પ્રેમથી જો પોતાના બાંધવોને ઇજા થતી હોય તો તેમણે લંબાવેલો હાથ પાછો ખેંચી લેવો શક્ય છે કે?

ઇટાલિયન મજુર લોકો, મારા મનમાં આ વિચાર એકાએક નથી આવ્યા. તેને વસ્તુસ્થિતિનો આધાર છે. આપણા વખતનો ઇતિહાસ તે જ કહે છે; એ ઇતિહાસનાં પાનાંમાંથી લોહી ઝરે છે, લોહીનાં ટીપાં પડે છે અને તે લોહી જનતાનું છે. જે લોકોએ ઇ. સ. ૧૮૩૦ ની રાજ્યક્રાન્તિનું સ્વરૂપ બદલી નાંખીને તેનો ઉપયોગ ફક્ત અધિકારીઓની અદલાબદલી કરવામાં જ કર્યો, તેમને મદદ કરનારા ફ્રેન્ચ સૈનિકોના મતોના હગલા કરીને તેના ઉપર તેઓ પોતે અધિકારારૂઢ થયા, તેમને જ પૂછો કે હું જે કહું છું તે ખરૂં છે કે નહિ? ઈ. સ. ૧૮૩૦ પહેલાંની બધી ઉથલપાથલો 'હક' ના જ તત્ત્વને લીધે થઇ. એ તત્ત્વનો અંગિકાર કરનારાઓમાંથી કોઇની પણ 'કર્તવ્ય' તત્ત્વપર શ્રદ્ધા ન્હોતી. આજ તેમને જ તમે ફિતુરી

અને ધર્મભ્રષ્ટ કહો છો, પણ તે પોતાના જ તત્ત્વ પ્રમાણે વર્તતા હતા; તેમણે ૧૦ મા ચાર્લસની રાજ્યપદ્ધતિનો વિરોધ કર્યો, કેમકે તેમનો વર્ગ અને તેમના હક્ક તે રાજ્યપદ્ધતિને લીધે દબાઈ જતા હતા. પોતાને જેટલું સુખ હોવું જોઇએ તેટલું મળતું નથી એ જોઇને તેમણે બળવો કર્યો. હક્કને માટે લડનારાઓમાંથી કેટલાકનો વિચાર-સ્વાતંત્ર્યને માટે છળ કરવામાં આવ્યો. કર્તૃત્વશક્તિવાળા લોકોને કોરે બેસાડીને હલકી બુદ્ધિવાળા લોકોને સરદાર બનાવવામાં આવ્યા; એ જોઇને તેમના મનમાં લોકોપર ગુજરાતા જુલમનો ગુસ્સો આવ્યો. પછી તેમણે માનવી હક્કોની ચર્ચા કરવાનો હીંમતથી પ્રારંભ કર્યો, કેટલાક સમય પછી તે વર્ગના ઔધિક તથા રાજકીય હક્ક માન્ય કરવામાં આવ્યા; તેમને મોટમોટા હોદ્દા મળવા લાગ્યા. તેમના સુખનો માર્ગ ખૂલ્લો થયો કે તરત જ તેઓ જનતાનું દુઃખ વિસરી ગયા. જે લાખો માણસો શિક્ષણ અને આકાંક્ષાની બાબતમાં તેમના કરતાં ઉતરતા દરજ્જાના હતા તેમ જ જે પોતાના જુદા પ્રકારના હક્કો માટે, જુદા પ્રકારનાં સુખો માટે લડતા હતા, તેમને ભૂલી ગયા; તેમણે પોતાનું મન શાન્ત કર્યું, અને પોતાની સુખસામગ્રીની ભાંજગડ શિવાય બીજા કોઇનીયે ભાંજગડમાં ન પડવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમને રાષ્ટ્રદ્રોહી કહેવામાં શો અર્થ છે? તેના કરતાં તેમણે સ્વીકારેલાં તત્ત્વોને જ રાષ્ટ્રદ્રોહી કહેવાને શી હરકત છે? જરાપણ નહિ.

એક તરફ જ્યારે આ ઉથલપાથલો અને ભાંજગડો ચાલતી હતી ત્યારે ફ્રાન્સમાં લામેનસ નામનો એક તત્ત્વવેત્તા પોતાનું લેખન-કાર્ય કરતો હતો. એ મહત્પુરૂષને ભૂલી ગયે નહિ પાલવે. હક્કની માગણી કરનારા બધાય લોકો કરતાં તે વધારે કર્તૃત્વવાન્ હતો. એ [illegible] તે ઇટલી રાષ્ટ્રની વિરુદ્ધ હતો; તો પણ કર્તવ્યના તત્ત્વપર

એની શ્રદ્ધા હતી એ ભૂલશો નહિ. લોક-કલ્યાણ માટે, સત્યાન્વેષણ માટે અને સત્યના વિજય માટે મનુષ્યોએ આત્મયજ્ઞ કરવા તૈયાર રહેવું જોઇએ,. એવો તેનો મત હતો. તેણે પોતાની આસપાસના લોકોનો અને તે સમયની પરિસ્થિતિનો ઉંડો અભ્યાસ કર્યો હતો; લોકપ્રિયતાને લીધે તે ફૂલાઈ ગયો નહિ કે નિષ્ફળતાથી નિરાશ થયો નહિ. લોકના કલ્યાણ માટે શોધી કાઢેલો એકાદો માર્ગ અયોગ્ય ઠરતો ત્યારે બીજો શોધી કાઢીને તે તેનું અવલંબન કરતો. આવા અનેક પ્રસંગો પછી તેને સમજાઈ આવ્યું કે કર્તવ્યનિષ્ઠાનો એક જ માર્ગ પોતાને ઇચ્છિત સ્થાને લઇ જશે; તેણે એમ પણ જાણ્યું કે જનતાના આગેવાન કહેવડાવનારાઓ કરતાં ખુદ જનતા જ વધારે નિષ્ઠાવંત અને સચ્ચિન્ન હોય છે. આ તેને સમજાયા પછી તે પોતાના કાર્યમાં સામેલ થયો. આ મનુષ્યનું અવલોકન કર્યા પછી તમને હકને માટે લડનારા અને કર્તવ્યને માટે લડનારા વચ્ચેનો ફરક તરત જ સમજાશે. હક માટે લડનારાઓને વ્યક્તિગત હક પ્રાપ્ત થતાં વેંત જ તેમના કાર્યનું જોર ઓસરી જાય છે, પણ કર્તવ્યનિષ્ઠાના સોગન લેનારાની કર્તવ્યતત્પરતા જીંદગીના અંત સુધી પ્રજ્વલિત રહે છે.

જે દેશના લોકો ગુલામગિરીમાં પૂર્ણપણે બદ્ધ થયેલા હોય છે, ત્યાં આ ઝટાપટીમાં ઘણા જુદા પ્રકારનાં સંકટો આવે છે. ત્યાં પરિસ્થિતિ સુધારવાના ગમે તેવી જાતના પ્રયત્નમાં વીરોને પોતાનું લોહી રેડવું પડે છે. અન્યાયની વિરુદ્ધ થનારી ચળવળ ત્યાં મુદ્દામાંજ છાની રાખવી પડે છે. એવી હીલચાલ કરનારાઓને લોકપ્રિયતાનું કિંવા સ્તુતિ વર્ષાવનું સુકું સમાધાન પણ મળતું નથી. એવા દેશોમાંની જનતા હંમેશાં પ્રગતિનાજ માર્ગે આક્રમણ કરતી રહે એટલા માટે

ફક્ત હકોનું ભાનજ લોકોને ચૈતન્ય અર્પી શકે ખરૂં કે ! સર્વ વિચારપદ્ધતિઓનાં મોટમોટાં ઉદાહરણોજ જુઓ. થોડાક વિશિષ્ટ માણસો દરેક ઠેકાણે અપવાદ રૂપ હોવાનાજ. અન્યાયની વિરુદ્ધ ઉછળનારાં તરૂણ લોહી અને મનોવૃત્તિઓનું પહેલું પૂર ઉતરી ગયા પછી લોકસેવાના કાર્યમાં વારંવાર અપયશ આવવા લાગે છે ત્યારે જનતાએ નિરૂત્સાહી થઇને પાછા કેમ ન ફરવું ? જેલ, દેશત્યાગ, કિંવા ફાંસીની અપેક્ષા કરનારા અસ્વસ્થ જીવનક્રમ કરતાં કોઈ પણ પ્રકારનો વિસામો આપનારો આયુષ્યક્રમ તેમણે શા માટે ન સ્વીકારવો ? આજ ઘણા દિવસ થયા ઇટાલિયન લોકો એજ કરે છે; કેમકે હજી તેમના મગજમાં જુની ફ્રેન્ચ કલ્પનાઓ જાગ્રત છે; આ બીના ઘણી ખેદકારક છે એ ખરૂં, પણ અત્યારે જે તત્ત્વાનુસાર તેઓ પોતાનું જીવન ગુજારે છે તે તત્ત્વજ બદલી નાંખ્યા શિવાય એ પરિસ્થિતિ કેવી રીતે બદલાશે ? સંકટો અને અપયશોથી તો મનુષ્યને ઉલટો વધારે ઉત્સાહ અને વધારે જોર આવવું જોઇએ, એવી તેમની ખાત્રી કેવી રીતે કરી આપવી ? થોડા દિવસ સુધી દુઃખ ભોગવો એટલુંજ નહીં પણ જીંદગીના અંત સુધી આત્મયજ્ઞ કરતા રહો, એવી તેમની તૈયારી કેવી રીતે કરવી ? થોડાક હકક મેળવવાનો પ્રયત્ન કરવામાંજ જો ખુદ તે હકો મેળવવા કરતાં વધારે મુશ્કેલી પડે છે તો તે હકોનો ત્યાગ જ વધારે સારો ન ગણાય ?

આપણા કરતાં વધારે ન્યાયી ગણાય એવા પાયા ઉપર બાંધેલા સમાજમાં પણ ફક્ત હકકના તત્ત્વ ઉપર વિશ્વાસ રાખનારાઓની સાર્વજનિક કામમાં પડવા વિષે અને સમાજસુધારાનો પ્રયત્ન કરવા વિષે ખાત્રી કરી આપવી શકય છે કે ? સમાજની વિરુદ્ધ વર્તવાનો નિશ્ચય કરીને તે કહેવા લાગે કે, હું સમાજના નિયમોને ગણકારતો

નથી, મારી આત્મપ્રવૃત્તિ મને બીજાજ કામ તરફ ખેંચે છે. ખાસ નૈસર્ગિક શક્તિઓનો વિકાસ કરવાનો મને પવિત્ર હક્ક છે, માટે હું આખી દુનિયાની સાથે લડવા તૈયાર છું. તો ફક્ત હક્ક ઉપર વિશ્વાસ રાખનારા તેવા માણસને તમે શો જવાબ આપશો ? તેને અણુગમતા અને તેની આકાંક્ષાઓની સાથે જેનો મેળ બેસતો નથી એવા કાયદા ફક્ત મતાધિકયના જોરપર કરીને, તે કાયદા તેણે પાળવા જ જોઇએ, એમ કહેવાનો તમને શો હક્ક છે ? જો તે એવા કાયદાઓનો ભંગ કરે તો તેને શિક્ષા કરવાનો તમને શો અધિકાર છે ? દરેક માણસને એક સરખા હક્ક હોય છે, સમાજમાં રહેવાથી કંઇ નવા હક્ક ઉત્પન્ન થતા નથી. વ્યક્તિ કરતાં સમાજમાં શક્તિ વધારે હોય છે, હક્ક વધારે હોતા નથી; એક વ્યક્તિએ પોતાની ઇચ્છાશક્તિ પોતાના ભાઇઓની—પછી તે ભાઇઓ તેના રાષ્ટ્રના હો કે માનવજાતિમાંના હો—ઇચ્છાશક્તિમાં મેળવવી ઈષ્ટ છે, એ તમે કેવી રીતે સિદ્ધ કરી બતાવશો ? તુરંગ, દેશપારી અને ફાંશી દેનારાનાજ જોરપર કે ? અત્યાર સુધી બધા સમાજોમાં આ માર્ગનુંજ અવલંબન કરવામાં આવ્યું છે. પણ આ માર્ગ શાન્તતાભંગનો છે, અને આપણે તો શાન્તતા જોઇએ; આ માર્ગ જબરજસ્તીનો છે અને આપણે તો સુલેહશાન્તિનો—શિક્ષણનો માર્ગ જોઇએ છે.

" શિક્ષણ " એ મહત્વના શબ્દમાં આપણાં બધાં તત્વોનો સમાવેશ થાય છે. ચાલુ સદીનો મુખ્ય પ્રશ્ન " શિક્ષણ " નો છે, આપણું કામ આસુરી માર્ગનો ઉપયોગ કરીને નવયુગની સંસ્થાપના કરવાનું નથી; આવી રીતે સ્થાપેલા નવયુગમાં પહેલાંના કરતાં વધારે સારી વ્યવસ્થા થાય તો પણ હંમેશાં તે જુલમનાજ જોરપર ટકાવ

રાખવી પડે છે, એ ભૂલી જવું ન જોઇએ. આજ જે દાનવી શક્તિ સુધારણાના દરેક પ્રયત્નનો વિરોધ કરે છે તેને આપણે આપણાં સામર્થ્યથી ઉથલાવી પાડવી જોઇએ, અને પછી જ્યારે રાષ્ટ્ર પોતાનો મત મોકળા મને પ્રદર્શિત કરી શકશે: ત્યારે નવા યુગની, જે પ્રકારની માંડણી થવાથી જનતાનું કલ્યાણ થશે, એવી આપણી માન્યતા હશે તે પ્રકાર, જનતાની પસંદગી માટે તેના આગળ માંડવામાં આવશે, અને એ નવી યુગપદ્ધતિનો વિકાસ થાય તથા લોકો તે પ્રમાણે વર્તે એટલા માટે લોકમતને કેળવવામાં આવશે. હકવાદીઓ બહુ તો દેખાતાં સંકટો દૂર કરશે; પણ રાષ્ટ્રીય ઘટકાવયોને એકત્ર કરવાનું તથા કાયમી એકીકરણ કરવાનુ કામ તેમના હાથે થવું અશક્ય છે. સુખને ધ્યેય માનનારા લોકો અહં-મન્ય માત્ર થાય છે. નવયુગના નવીન વાતાવરણમાં તેઓ પોતાના જુના મનોવિકાર ઉત્પન્ન કરશે અને નવી પદ્ધતિ થોડાજ સમયમાં રસાતાળે પહોંચાડશે, માટે આ તત્ત્વ કરતાં ઉચ્ચ, લોકોને સુસ્થિતિ પ્રતિ લઈ જાય એવું, એકજ મનુષ્યપર અવલંબી ન રહેતાં પોતાના બાન્ધવોની સાથે એકત્ર થઈને બધાયનાં એકીભૂત સામર્થ્યપર તેમ-નામાં શ્રદ્ધા ઉત્પન્ન કરે એવું એક શિક્ષણ–તત્ત્વ આપણે જોઇએ છે. અને એ તત્ત્વ એટલેજ કર્તવ્યતત્ત્વ. આપણે લોકોની ખાત્રી કરી આપવી જોઇએ કે, આપણે બધા એકજ પરમેશ્વરનાં બાળક છીએ અને તેથી આપણે સૌએ આ એકજ નિયમનું પાલન કરવું જોઇએ કે દરેકે પોતાને માટેજ નહીં પણ પોતાના ભાઇઓને માટે પણ મહેનત કરવી જોઈએ અને સ્વસુખપ્રાપ્તિ એ માનવીજન્તિનું ધ્યેય ન હોઇ આપણે પોતે બીજાની સાથે વધારે સારો એવો આયુષ્યક્રમ સ્વીકારીએ અને એવી રીતે રહેવું એજ મનુષ્યજીવનનું ધ્યેય હોવું

જોઇએ, ને અન્યાય તથા પ્રમાદની સામે પોતાના ભાઇઓના કલ્યાણને માટે પરિશ્રમ કરવાનો મનુષ્યને ફક્ત હક્ક જ નથી પણ દરેક મનુષ્યનું તે કર્તવ્ય જ છે; આ કર્તવ્ય બજાવવાની બાબતમાં કોઈ પણ પ્રકારે આળસ કરવું એ મહત્પાપ છે—અને આ કર્તવ્યપાલન આખી જીંદગી પાળવા યોગ્ય વ્રત છે.

ઇટાલિયન મજુર લોકો, મારા બન્ધુઓ, મારૂં કહેવું બરાબર સમજી લ્યો. મારો મુદ્દો એ છે કે હક્કને માટે લડતા રહેવાથી ચીરસ્થાયી સુધારણા થતી નથી; તમે તમારા હક્કનો ત્યાગ કરો એમ મારૂં કહેવું નથી. કર્તવ્યપાલન શિવાય હક્કોનો ઉદ્ભવ થતો જ નથી—અને માટેજ હક્કો મેળવવાની શરૂઆત કર્તવ્ય પાલનથીજ થવી જોઇએ. સુખપ્રાપ્તિના લોભમાં ગુંચાઇ રહેવાથી મનુષ્ય અહંકારી થાય છે એમ જે હું કહું છું તેનો અર્થ એટલોજ કે સુખને સાધન તરિકે ગણવાને બદલે સાધ્ય ગણીને જ્યારે મનુષ્ય તેની પાછળ પડે છે ત્યારે તેનાં ઘણાં અનિષ્ઠ પરિણામો થાય છે. રોમ બાદશાહી અમલ નીચે ગયું ત્યારથી રોમન લોકો શાકરોટલા અને નાના પ્રકારના તમાસા ઉપરજ તૃપ્ત રહેવા લાગ્યા અને તેથી તેઓ અત્યંત હીન અવસ્થા પ્રાપ્યા, તેમને બાદશાહી જુલમ સદી ગયો અને પછી, અર્થાત્ રોમનું સ્વાતંત્ર્ય નષ્ટ થયા પછી ઉત્તર તરફના જંગલી લોકોના અમલ નીચે રહેવામાં તેમને કંઇ હીણપત લાગ્યું નહીં. ફ્રાન્સમાં અને બીજે કેટલેક ઠેકાણે સમાજ—પ્રગતિનો વિરોધ કરનારા તરફથી લોકોને એશઆરામી બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ચાલુ પરિસ્થિતિમાં ફેરફાર થાય એ અયોગ્ય છે એવો હઠાગ્રહ જનતાના મનમાં ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તો પછી આપણા એ શત્રુઓને આપણે મદદ કરવી ઇષ્ટ છે કે ? આર્થિક

પ્રગતિ એ રાષ્ટ્રીય પ્રગતિનું એક મહત્વનું અંગ છે, તે કરવાનો આપણે આપણાથી બનતો પ્રયત્ન કરીએ; પણ મનુષ્યને સુંદર સુંદર ઘરો અને ફક્કડ કપડાંની આવશ્યકતા છે માટે આર્થિક પ્રગતિ થવી જોઇએ એમ માત્ર નહીં, પણ આખો દિવસ કામ અને પેટની ચિંતાની પાછળ પડયા રહેવાથી મનુષ્યો પોતાની નૈતિક ઉન્નતિ કરી શકતા નથી અને જીવનની ગંભીરતા ભાસતી નથી તેથી આ પ્રગતિ માટે રાષ્ટ્રે પ્રયત્ન કરવો જોઇએ. તમારે દસથી બાર કલાક સુધી કામ કરવું પડે છે ત્યારે તમને શિક્ષણ મેળવવાનો વખત ક્યાંથી મળે? તમારી કમાણી ઉપર તમારૂં રોજનું ખરચ જેમ તેમ ચાલે તો તમે શિક્ષણનાં સાધનો કેવી રીતે મેળવી શકશો? તમે જ્યારે નોકરીપર હો છો ત્યારે તમારે ખૂબ કામ કરવું પડે છે, પણ કારખાનાં બંધ હોય છે ત્યારે જરાકેય કામ હોતું નથી, તો તમને વ્યવસ્થિતપણે ને વખતસર કામ કરવાની ટેવ કેવી રીતે પડે? તમારામાં સતત વ્યાસંગ કેવી રીતે આવે? પોતાની રોજીમાંથી પોતાનાં છોકરાંછૈયાંને કિંવા પોતાને વૃદ્ધાવસ્થામાં ઉપયોગી થઇ પડે એ આશાથી થોડીકેય રકમ બચાવવાનું તમારે માટે અશક્ય છે; તો પછી પૈસા નિયમસર વાપરવાની ટેવ તમને કેવી રીતે પડે? તમારાં છોકરાંછૈયાંપર દેખરેખ રાખવાની તમારી સ્રીઓને કેટલી અનુકૂળતા હોય છે? ચાર છ પૈસા મેળવવા સારૂ તે છોકરાંઓને મીલોમાં શરીરને અપાયકારક એવાં કામ કરવાં પડે છે. આવી સ્થિતિમાં તેમના મનમાં પોતાના કુટુંબ વિષે પ્રેમ ઉત્પન્ન થવો પણ શક્ય શું છે કે? તમને મત આપવાનો અધિકાર નથી, જે કાયદાઓ તમારે પાળવા પડે છે તે કરતી વખતે તમારો મત લીધેલો નથી હોતો, તમને નાગરિકત્વના હક્ક નથી, તો પછી તમારા મનમાં નાગરિક-

ત્વનું અભિમાન, રાષ્ટ્રને માટે ઉત્સાહ અને કાયદાપર પ્રીતિ કેવી રીતે ઉત્પન્ન થાય ? બીજા વર્ગોને મળે છે તેટલીજ નિસ્પૃહતાથી તમને ન્યાય નથી મળતો, તો તમને કાયદા વિષે પ્રેમ કેવી રીતે રહે ? સમાજમાં તમારી સાથે સહાનુભૂતિપૂર્વક વર્તન થતું ન હોય તો જનતાને માટે તમારી આંતરડી કેવી રીતે કકળે ? તમારી નૈતિક ઉન્નતિ થાય માટે તમારી ઐહિક સ્થિતિ બદલવી જોઇએ, માનસિક વિકાસ કરવાનો વખત મળે માટે તમારા કામના કલાક ઓછા થવા જોઇએ; અડચણો વખતની અને રોજની કાળજી કમી થવા માટે તમારા પગારમાં યોગ્ય વધારો થવો જોઇએ. પછી તમારા મનમાં વેર વાળવાની જે ભાવનાઓ ઉત્પન્ન થાય છે તે, તેમજ અન્યાયપૂર્વક વર્તનારની સાથે અન્યાયથીજ વર્તવાના તમારા વિચાર નષ્ટ થશે, માટે આ બધા સુધારા પ્રાપ્ત કરવાનો તમારે પ્રયત્ન કરવો જોઇએ; એ બધાં ફક્ત સાધનો છે, આ જ ભાવના વડે આ પ્રયત્ન થવો જોઇએ; એ સાધ્ય નથી; આ પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે એજ ભાવનાથી પ્રયત્ન થવા જોઇએ, એ આપણો હક્ક જ છે આ ભાવનાથી નહીં; તમારા આખા જીવનનો વિકાસ થાય એ ભાવનાથી તે મેળવો; ફક્ત આરામ માટે નહીં. તમે એમ નહીં કરો તો તમારામાં ને તમારાપર જે જુલમ ગુજારે છે તેમનામાં કંઇજ ફરક નહીં રહે: તે જુલમી છે કારણ કે તે તમારા કલ્યાણ તરફ જોતા નથી, કારણ કે, ચેન, અયશઆરામ તેમજ સત્તાની પ્રાપ્તિપર તેમની નજર હોય છે.

**ઉચ્ચત્તર જીવનજ તમારાં આયુષ્યનું ધ્યેય–આત્મોન્નતિથી** મનુષ્યને ચીરસ્થાયી સંતુષ્ટતા મળે છે. એકાદી વિશિષ્ટ સંસ્થા માટે કિંવા ફક્ત સુખ માટે જો તમે લડશો તો તમારામાંજ અનેક શયતાનો

ઉત્પન્ન થશે. સમાજ વ્યવસ્થામાં ફેરફાર થયા પછી પણ જો તમારા મગજમાં હાલનાજ વિચાર અને અહંકાર ભર્યા હશે તો તે બદલાયથી ને ન બદલાયથી સ્થિતિ સરખી જ. કેટલીક વનસ્પતિઓ એવી હોય છે કે જે ઓછા વત્તા પ્રમાણમાં વાપરવાથી દવા અગર ઝેરરૂપ થાય છે. સંસ્થાનું પણ એમજ છે; સાચા લોકોથી તેના હાથ નીચેની ખરાબ સંસ્થાઓ સારી થાય છે, અને ખરાબ લોકોથી સારી હોય તે પણ ખરાબ થાય છે. આજ જે વર્ગ જુલમ ગુજારે છે તેને–તેની ખુશીથી કિંવા ફરજ પાડીને પણ–સુધારવો અને તેનાં કર્તવ્યો બતાવી દેવાં એ આપણું કાર્ય છે; પણ પોતાની જાતને બની શકે તેટલી સુધાર્યા શિવાય તે વર્ગને સુધારવો શક્ય નથી.

માટે જ્યારે તમને કોઈ એમ કહેવા લાગે કે તમે તમારા હક્ક માગો એટલે તમારી સામાજીક સ્થિતિ સુધરશે, તો તેના સદ્દહેતુ માટે તેનો આભાર માનો; પણ તે કહે છે તેમ ખરે જ બનશે એવું માની લેશો નહીં. સારી સ્થિતિના લોકોને ગરીબોનાં દુઃખ ફક્ત સમજાય છે, એટલે કે ગરીબોનાં દુઃખ શાં છે તેની તેમને ખબર હોય છે; પરંતુ તેમને એ દુઃખો વિશે કંઈજ લાગતું નથી. ધર્મ પ્રત્યે અનાસ્થા તથા સુખના લાભને લીધે ઉત્પન્ન થયેલા અહંકારના પરિણામે એવું થયું છે કે શ્રીમંતોને ગરીબોનાં દુઃખ એ સમાજઘટનાનો એક ભાગ જ લાગવા માંડયો છે. એનો ઉપાય શોધી કાઢવાનું કામ ભાવિ પેઢીનું છે, એવો તેમનો મત થયો છે. તેમની ખાત્રી કરી દેવી રહેલી છે; પણ તેમની સુસ્તીને નસાડીને તેમની પાસેથી કામ કરાવી લેવું, અને સંઘટિત કરવા, તે તથા તમે સૌ બંધુભાવથી એકત્ર થાવ ને એક એવી નવી સમાજઘટના ઉત્પન્ન કરો કે જેમાં તમારાં દુઃખો ને તમની વ્હીકો નષ્ટ થાય; આ કામ ઘણાં અઘરાં છે. આ શ્રદ્ધાનું

કામ છે. જે કામ માટે મનુષ્યે પૃથ્વીપર યત્નશીલ થવું એવી પરમેશ્વરની યોજના છે તે કામપર શ્રદ્ધા રાખનારાનું આ કામ છે. જે આ કાર્યમાં પડતા નથી તેમનાપર જે જવાબદારી આવી પડે છે તેનું જ્ઞાન જેમને થાય છે તેમનું સત્ય માટે અખંડ આત્મયજ્ઞ પૂર્વક કામ કરનારાનું આ કામ છે. હક્ક અને સુખની સ્પર્ધાથી માંહોમાંહે કજીયા ઉત્પન્ન થાય છે—સમાજના ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે કજીયા ઉત્પન્ન થાય છે.

બન્ધુઓ, ક્રાઇસ્ટનો અવતાર થયો ત્યારે દુનિયાની પરિસ્થિતિમાં ઘણો મોટો ફેરફાર થયો; શ્રીમંતોને હક્ક હતા જ—અલબત્ ક્રાઇસ્ટે તેમને હક્કો માટે લડવાનો ઉપદેશ આપ્યો નહીં; પણ ગરીબોને સુદ્ધાં તેણે તેવો ઉપદેશ કર્યો નહીં. કદાચિત્ ગરીબોએ પણ શ્રીમંતોની પેઠે પોતાના હક્કોનો દુરૂપયોગ કર્યો હોત. સ્વાર્થ અને ઉપયુક્તતાની કલ્પનાઓથી સમાજ પહેલેથી જ હીન થયો હતો: તે સમાજને ક્રાઇસ્ટે સુખ અને સ્વાર્થનાં એ તત્ત્વો શીખવ્યાં નથી. તેણે લોકોને કાર્યતત્પરતાનો ઉપદેશ કર્યો. તેનું વચન છે કે, ફક્ત સારાં કામ કરનારને જ શ્રેષ્ઠ ગણવા. મરણ પથારીએ પડેલા સમાજમાં આ વિચારનો પ્રવેશ થતાં જ સમાજમાં નવજીવનનો સંચાર દેખાવા લાગ્યો. તેજ સમાજે પોતાનું સામ્રાજ્ય અખિલ વિશ્વ ઉપર સ્થાપ્યું અને માનવજાતિના શિક્ષણમાં પ્રગતિ કરી. ઈટાલિયન બાન્ધવો, હાલ તો વખત એવોજ છે. રોમન સામ્રાજ્યની વખતે સમાજમાં જેટલો સડો પેઠો હતો તેટલોજ હાલ પણ પેસી ગયો છે. આપણા અંતઃકરણમાં સુદ્ધાં સમાજ સંજીવનની કલ્પનાઓ આવે છે અને પ્રગતિની જરૂર ભાસે છે. જનતામાં ફક્ત શ્રદ્ધાનો પ્રસાર થાય, બધાય એકજ કાયદો અને એકજ ધ્યેય દૃષ્ટિ સામે રાખે અને પરમે-

શ્વર નિર્મિત શક્તિનો વિકાસ છૂટથી થાય, સ્વર્ગની પેઠે પૃથ્વીપર સુદ્ધાં પરમેશ્વર અધિરાજ્ય કરે, પૃથ્વી જ સ્વર્ગનો પૂર્વ રંગ બને, અને સમાજ ઈશ્વરી કાર્યને મદદ કરે, એવી આપણી ઇચ્છા છે.

ક્રાઇસ્ટની જે તત્ત્વોપર શ્રદ્ધા હતી તે જ આપણા આચરણમાં પણ બધેય જણાઇ આવે છે. તેના શિષ્યોએ તે જ તત્ત્વો માન્ય કર્યા હતાં, અને તેમનું વર્તન પણ તેમના ગુરૂને શોભે તેવું જ હતું–તેમની પેઠે તત્ત્વનિષ્ઠ બનો એટલે તમે વિજયવંત થશો જ. તમારા ઉપરના વર્ગોને તેમનાં કર્તવ્યો શાં છે તે સમજાવો અને તમે પોતે પણ તમારાં કર્તવ્યોનું પાલન કરો; સદ્વર્તન, આત્મસંયમ અને પ્રેમ તેમને શીખવો અને તમે પોતે પણ તે પ્રમાણે જ વર્તો. તમારી જરૂરીઆતો અને કલ્પનાઓ હિમતથી જાહેર કરો; પણ તેમ કરતી વખતે ક્રોધ, વેર, તેમજ ધમકીભરેલી ભાષા સ્હેજ પણ વાપરશો નહીં. જો ધમકીજ દેવી હોય તો નિગ્રહપૂર્વક ભાષણ કરો–કારણ કે એટલી જોરદાર બીજી એકેય ધમકી નથી. પોતાના ભાઇઓને તેમની ભાવિ સ્થિતિની કલ્પના કરાવતી વખતે જે ભાવિ રાષ્ટ્રમાં તેમને સંભાવિતપણું, શિક્ષણ, ભરપૂર કામધંધો, યોગ્ય પગાર, સ્વાભિમાન વગેરે પ્રાપ્ત થવાનાં છે તેની કલ્પના કરાવતી વખતે, તેમને જે યુદ્ધમાં ભાગ લેવાનો છે અને જે યુદ્ધ કરીને તેમને વિજયશાલી થવું છે, તે યુદ્ધને માટે તેમનું તેજ પ્રજ્વલિત કરતી વખતે તમે પોતે પોતાની ઉન્નતિ કરી લ્યો, પોતાનાં કર્તવ્યોનું શિક્ષણ લ્યો અને તે પાલન કરતા રહો. ઘણા ઈટાલિયનોને આ કામ અશક્ય લાગે છે. સાર્વજનિક શિક્ષણનો કોઈપણ કાર્યક્રમ રાજ્યક્રાન્તિ સિવાય, લોકોની સ્થિતિમાં ફેરફાર થયા સિવાય યશસ્વી થવો શક્ય નથી, એમ લાગે છે. પહેલાં રાષ્ટ્રીયશિક્ષણ મેળવો એટલે સ્વાતંત્ર્યની પૂર્વ તૈયારી થઈ જ ગઇ જાણવી. આમ કહેનારા

લોકો ફક્ત નિષ્ક્રિયતાનો ઉપદેશ કરતા હોય છે એ ભૂલશો નહીં. પણ તમારામાંથી જેમની સ્થિતિ સારી છે, અને જેમને પરદેશમાં સારી જાતનું શિક્ષણ મળ્યું છે, તેમને હાથે આ કાર્ય થવું શક્ય છે, અને તેથી તેમણે આ કામ કરવું જ જોઇએ. જે થોડા લોકો આ કામ કરશે તેમને એક વખત લોકશિક્ષણનાં તત્ત્વો સમજાયાં કે તેઓ તે તત્ત્વોનો પ્રસાર હજારો લોકોમાં કરશે અને તે તત્ત્વોથી લોકોને પોતાનો માર્ગ સમજાવશે તેમજ કયાં તત્ત્વો સત્ય ને કયાં અસત્ય એ પણ તેઓ ઓળખી શકશે, અને વિચારમાં પ્રહ્નનસર રીતે ન ફસાતાં સાવધપણે વર્તી શકશે.

---

## પ્રકરણ બીજું.

### પરમેશ્વર ઉપર આસ્થા.

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

[ गीता: १८-७८. ]

---

પરમેશ્વરના અસ્તિત્વ વિષે તમને શંકા નથી અને તેથી જ કર્તવ્યતત્ત્વ પર તમારો વિશ્વાસ છે. કર્તવ્યની વ્યાખ્યા હંમેશા પરમેશ્વરના નિયમોને અનુસરીને કરવી જોઇએ. તે નિયમો શોધી કાઢીને તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનું કામ માનવજાતિનું છે.

પરમેશ્વરને અસ્તિત્વ છે એ તો નિર્વિવાદ સત્ય છે. તમને તે સિદ્ધ કરી બતાવવાની જરૂરજ નથી, અને વળી તેમ કરવાની મારી

ઇચ્છા પણ નથી. કેમકે મારા મત પ્રમાણે પરમેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો એ ચોખ્ખી કુચેષ્ટા જ છે; તેમજ નાસ્તિકપણું એ મારા મતે કેવળ મૂર્ખતા જ છે. પરમેશ્વર છે, કારણ કે આપણને અસ્તિત્વ છે. મનુષ્યની અને માનવજાતિની વિવેક બુદ્ધિમાં તથા આપણી આસપાસની સૃષ્ટિમાં પરમેશ્વરનુ અધિષ્ઠાન છે. આનંદની કિંવા દુઃખની અત્યંત ગંભીર એવી એક બે ક્ષણોમાં આપણી વિવેકબુદ્ધિ તેની મદદ માગે છે. મનુષ્યોએ પરમેશ્વરને સારાં નરસાં રૂપ ધારણ કરાવ્યાં તેનાં નામ અમંગલ કરવાને પ્રયત્ન કર્યો, પણ પરમેશ્વરનું પવિત્ર નામ તેઓ તદ્દન નષ્ટ કરી શકયા નથી. સુવ્યવસ્થિતપણું, એકતાનતા તથા નિયમબદ્ધતા દ્વારા સૃષ્ટિ આપણને આપણામાં વસતું પરમાત્મ સ્વરૂપ બતાવે છે. મને લાગે છે કે તમારામાંનું કોઈ પણ નાસ્તિક નથી—જો કદાચ કોઈ હોય તો તેને માટે આપણે આંસુ ઢાળવાં જોઇએ. તેના ઉપર ગુસ્સે થવામાં કાંઇ તાત્પર્ય નથી. ચાંદણી ચમકતી હોય ત્યારે, કિંવા પોતાના પ્રિય મનુષ્યની કબર પાસે બેઠો હોય ત્યારે, કિંવા પોતાના ધ્યેયને વાસ્તે આત્મસમર્પણ કરનારા વીરની સામે ઉભો હોય ત્યારે, જો કોઇ પરમેશ્વરનું અસ્તિત્વ નાકબૂલ કરે તો તે દુઃખાગ્નિમાં બળતો હોવો જોઇએ, કિંવા તે અતિશય દુષ્ટ વૃત્તિનો મનુષ્ય હોવો જોઇએ. સૌથી પહેલો નાસ્તિક એ નિઃસંશય ગુનેહગાર હતો; તેણે પોતાનો ગુન્હો કોઇને પણ સમજાવા દીધો ન્હોતો; માત્ર પોતાના ગુનાહનો સાક્ષી પરમેશ્વર છે. આ તેના વિવેકની ધોંચપરોણી બંધ કરવા સારૂ જ તે નાસ્તિક બન્યો હોવો જોઇએ. કદાચિત એ પહેલો નાસ્તિક જુલમી રાજા પણ હશે; તેણે પોતાના બાંધવોનું સ્વાતંત્ર્ય હરીને તેમના અર્ધા પ્રાણ જ હર્યા હતા; તેણે કર્તવ્ય અને હકના ઉપર શ્રદ્ધા

રાખવાને બદલે દાનવી શક્તિની આરાધના કરી હતી. ત્યારથી વચ્ચે વચ્ચે કેટલાક નીતિભ્રષ્ટ તત્ત્વવેત્તાઓ નાસ્તિકવાદને પોષક એવાં તત્ત્વો ધીમે ધીમે ધ્વનિત કરતા આવ્યા છે. પણ એવા તત્ત્વવેત્તાઓની સંખ્યા ઘણી નાની છે, અને વળી તેમની ફજેતી પણ ઘણી થઇ છે. થોડા જ દિવસની વાત. ફ્રાન્સના લોકોને એમ ઠસાવવામાં આવ્યું કે એક વિર્વાક્ષિત જાતિએ, એક જુલમી સત્તાએ, પોતાના ફાયદા માટે પરમેશ્વરની કલ્પના રુઢ કરી છે. આ વિચિત્ર કલ્પનાથી ચીડાઇ જઇને તેમણે પરમેશ્વરનું અસ્તિત્વ જ નાકબૂલ કર્યું. એ સ્થિતિ એક ક્ષણ જ રહી; માત્ર તે ક્ષણમાં તે લોકોને દૈવી શક્તિની આવશ્યકતા એટલી બધી ભાસી કે તેમણે સૃષ્ટિ અને વિચારશક્તિને દેવતા કલ્પીને તેમનું પૂજન શરૂ કર્યું. અત્યારે ધર્મમાં નજરે પડતી આચારભ્રષ્ટતા જોઇને અને ભાવી ધર્મમાં શુદ્ધ આચાર રુઢ થવા શક્ય છે, આવી ખાત્રી ન હોવાથી કેટલાક લોકો ધર્મસંસ્થાનો તિરસ્કાર કરે છે, પણ તેઓ સુદ્ધાં પોતાને નાસ્તિક કહેવડાવતા નથી. અત્યારે ધર્મગુરુઓ ક્ષુદ્ર સ્વાર્થ માટે પરમેશ્વરનું નામ ભ્રષ્ટ કરે છે. કેટલાક જુલમી રાજ્યકર્તાઓ પોતાના સામ્રાજ્યના રક્ષણકર્તા તરિકે તેની પ્રાર્થના કરીને તેના નામને કાળું કરે છે. પણ અખિલ સૃષ્ટિને નવજીવન અર્પનાર સૂર્યનાં કિરણ ક્યારેક ક્યારેક હવામાન પ્રમાણે અસ્પષ્ટ અને મલીન દેખાય છે, તેથી શું આપણે સૂર્યનું અસ્તિત્વ અને સંજીવનશક્તિ નાકબૂલ કરીશું કે? સ્વાતંત્ર્યને માટે દેશમાં શાન્ત પ્રયત્નો ચાલી રહ્યા હોય છે ત્યારે કેટલાક હલકી વૃત્તિના લોકો અત્યાચારો કરવા પ્રવૃત્ત થાય છે, તેથી શું સ્વાતંત્ર્યની ભાવના જ દોષિત ગણાશે? પોતાના ખોટાપણાથી ને હીનપણાથી જનૂએ પરમેશ્વરનું નામ કાળું કર્યું છે, તેમાંથી સુકાં શ્રદ્ધાનું અનંત

તેજ ચમકતું નજરે પડે છે; અસત્ય અને સ્વાર્થ નષ્ટ થશે, બધા પ્રકારના જુલમ નષ્ટ થશે; ઇશ્વર ચિરસ્થાયી છે, જનતા એ પરમેશ્વરની પૃથ્વીપરની જીવંત પ્રતિમા છે, અને તેથી તે ચીરંજીવ છે. ગુલામગિરી, યાતના અને ગરીબાઇમાં ગુંથાઇ ગયેલી જનતા જેમ ધીમે ધીમે વિવેક, સામર્થ્ય અને સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે તેમ અત્યારની લાંચ રૂશવતની ધર્મપદ્ધતિનો સમૂળગો નાશ થશે, પરમેશ્વરનું પવિત્ર નામ તેજથી દેદિપ્યમાન દેખાશે; અને પછી તેની પૂજા વધારે પવિત્રપણે, વધારે અંતઃકરણપૂર્વક અને બુદ્ધિપૂર્વક થશે.

માટે જ હું તેનું અસ્તિત્વ સિદ્ધ કરવાની કડાકૂટમાં પડતો નથી, એટલું જ નહિ પણ તેના વિષે તમારે પૂજ્યભાવ રાખવો જોઇએ, એમ પણ કહેતો નથી; કારણ કે જ્યારે જ્યારે તમને તમારૂં પોતાનું અને પોતાની આસપાસના સમાજનું જીવન ભાસમાન થાય છે, ત્યારે ત્યારે તમે પરમેશ્વરનું નામસ્મરણ ન કરતાં તેનું પૂજન જ કરો છો. તેનું પૂજન કેવી રીતે કરવું એનું માત્ર હું અહીં વિવેચન કરવાનો છું, અને તમારા ઉપર રાજ્ય કરનારાઓમાંથી ઘણાયનાં મનમાં વાસ કરતી એક ગેરસમજુત વિષે તમને સૂચના કરવાનો છું. એ પ્રમાદ તેમના દાખલાથી તમારામાં પણ આવ્યો છે અને તે નાસ્તિક-પણાના જેટલો જ ગંભીર તથા ઘાતક છે.

એ પ્રમાદ એટલે પરમેશ્વર અને તેણે જ ઉત્પન્ન કરેલી આ દુનિયા—જેના ઉપર રહીને તમારે તમારૂં આયુષ્ય વિતાડવું છે—તેમાં ભેદભાવ કલ્પવો એ છે. કોઇ કહેશે, " કબૂલ, ઇશ્વર છે; પણ આપણે તેનું અસ્તિત્વ કબૂલ કરી શકીશું તથા તેની ભક્તિ પૂર્વક પૂજા જ કરી શકીશું. ઇશ્વર અને મનુષ્યનો સંબંધ અગમ્ય છે.

માનવબુદ્ધિએ આ પ્રશ્ન વિષેનો વાદ પરમેશ્વર સાથે જ કરવો જોઇએ. તમારા મત ગમે તેવા હોય, તે પોતાના બાન્ધવોમાં ફેલાવવાનો કિંવા વ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન ન કરો. ધર્મ અને રાજકારણ તદ્દન જુદા છે. તે એક બીજા સાથે ભેળવી દઇને ગરબડગોટાળો કરશો નહિ. અત્યારે જે સારી નરસી ધર્મસંસ્થાઓ હયાત છે તેમને ધર્મ વિષેની બધી બાબતો સોંપી દ્યો. જ્યારે તમને તે કર્તવ્યભ્રષ્ટ થયેલી જણાય ત્યારે તેમણે આપેલો નિકાલ તમે ભલે નાકબૂલ કરો. દરેકને વિચારસ્વાતંત્ર્ય ને શ્રદ્ધાસ્વાતંત્ર્ય આપો. ઐહિક કામો માત્ર બધાએ એક બીજા સાથે મળીને કરવાં. તમે જડવાદી હો કે અધ્યાત્મવાદી હો; માનવી સ્વાતંત્ર્યપર તમારો વિશ્વાસ છે ને? મત આપવાનો હક્ક તમારે સાર્વત્રિક કરવો છે ને? આ ઇચ્છાઓ પૂર્ણ કરવા સારૂ સૌ એક થાવ. તે મેળવવા સારૂ પરમેશ્વર વિષે બધાયના મતમાં એકવાક્યતાની આવશ્યકતા છે, એમ બિલકુલ નથી."

બીજા કેટલાક કહેશે કે, " પરમેશ્વર છે, પણ તે ઘણો મહાન્ છે. તેણે નિર્માણ કરેલી બધી વસ્તુઓથી પણ તે ઘણો મોટો છે, તેથી તેના પ્રતિ પહોંચવું એ માનવી સામર્થ્યની પેલી પારનું છે. જગત્ એ ધૂળ છે, જીવન ક્ષણભંગૂર છે, માટે સંસારથી અલિપ્ત રહો અને જીવનની કિંમત જેમ ફાવે તેમ વધારશો નહિ. આત્માના પ્રમાણમાં સંસારની શી કિંમત છે તેનો વિચાર કરો અને પારલૌકિક હિત તરફ નજર રાખો. તમારી ઐહિક સ્થિતિ કેવી છે એ વિચારોનો શો ઉપયોગ? મરણ કંઈ તમારા નશીબમાંથી ટળતું નથી. અને તમારા જીવનની કિંમત કરતી વખતે તમે તમારા વિચાર ઐહિક હિત કરતાં પારમાર્થિક કલ્યાણ તરફ વધારે રાખ્યા હતા કે નહિ એનોજ પરમેશ્વર વિચાર કરશે. તમે દુ:ખી છો ખરા કે? તો પછી જે

ારમેશ્વરે એ દુઃખો તમારા અનુભવ માટે મોકલ્યાં તેનો આભાર ાનો. ઐહિક જીવન એ કસોટીનો સમય છે, અને ઈહલોક એ ળા પાણીની જગ્યા છે. માટે સંસારનો તિરસ્કાર કરો અને માત્મોન્નતિને માર્ગે લાગો. યાતના, ગુલામગિરી અને ગરીબાઇ વગેરે ોગવતી વખતે સુદ્ધાં પરમેશ્વરની પ્રાર્થના અને ભક્તિ કરીને, ઐહિક ેષયોનો ત્યાગ કરવાથી અને ભવિષ્યકાળમાં તમને જે મોટી બક્ષીસ મળવાની છે તેના ઉપર શ્રદ્ધા રાખવાથી તમે આત્મોન્નતિ કરી શકશો."

આમ કહેનારાઓમાંથી પહેલા વર્ગની પરમેશ્વરપર ભક્તિ ાથી હોતી ને બીજાને જ્ઞાન નથી હોતું.

પહેલા વર્ગના લોકોને કહો કે, મનુષ્યના બે વિભાગ કલ્પી ાકાય નહિ; સમાજસંઘટનાની બાબતમાં તમારા અને બીજાના મતમાં એકવાક્યતા હોય અને જીવનનો ઉદ્ગમ, નિયમન તેમજ ભવિતવ્યની બાબતમાં તમારા અને તેમના મતમાં ફરક હોય, આવા પ્રાણી માત્રના વિભાગ કલ્પી શકાતા નથી. મનુષ્યના મનમાં ધર્મનેજ મુખ્યસ્થાન હોય છે. હિન્દુ લોકોની એવી સમજુત છે કે કેટલીક જાતો બ્રહ્માના મસ્તકમાંથી, કેટલીક બાહુમાંથી, અને બીજી ચરણમાંથી નેર્માણ કરવામાં આવી; એ સમજને લીધે જાતિભેદના તત્ત્વપર તેમણે ોતાનો સમાજ રચ્યો; બ્રાહ્મણોને બૌધિક કાર્યો, ક્ષત્રિયોને યુદ્ધકળા, વૈશ્યોને વેપારધંધો, અને બીજાઓને મજુરી, આવો શ્રમવિભાગ તે સમાજમાં કરવામાં આવ્યો. એ ને લીધે તે દેશે પોતાને અત્યંત હીન એવી નિષ્ક્રિયતામાં મૂકી દીધો છે. અને જ્યાં સુધી ઉપર કહેલી સમજુત દૃઢ છે ત્યાં સુધી એ નિષ્ક્રિયતા એવી ને એવી જ રહેશે. ક્રિશ્ચિયન ધર્મે દુનિયાને જાહેર કર્યું કે સર્વે માણસો એ ઈશ્વરનાં બાળક

છે અને તેથી બધા ભાઈ ભાઈ છે. આ તત્ત્વ બહાર પડયું ત્યારે પ્રાચીન તત્ત્વવેત્તાઓએ સ્થાપેલી ગુલામ અને ધણી આવો ભિન્ન ભિન્ન પ્રકારનો મનુષ્યસ્વભાવ જ હોય છે. એ કલ્પના, ગુલામોનું વિમોચન થઇને સમાજઘટનાનાં મૂલતત્ત્વો બદલાઇ જવા લાગ્યાં તોપણ તેની આડે આવી શકી નહિ. ધાર્મિક સમજુતીઓમાં થનારી પ્રગતિની સાથે જ સામાજીક બાબતોમાં સુદ્ધાં પ્રગતિ થાય છે એ માનવજાતિના ઇતિહાસમાં સદૈવ નજરે પડે છે; પણ ધાર્મિક મત વિષે ઐક્કિકરપણાનું પરિણામ માત્ર અત્યાચાર રૂપે નજરે પડે છે, એને લીધે સમાજનો વિધ્વંસ જ થાય છે, સંઘટના થતી નથી. શકય હોય તો આ નાકબૂલ કરો. પ્રોટેસ્ટંટ પંથના વ્યક્તિસ્વાતંત્ર્યની કલ્પનાની અતિશયોક્તિ કરીને એ તત્ત્વમાંથી જેમ તેમ કરીને બધી કલ્પનાઓ કાઢવાનો તમારો પ્રયત્ન છે; પણ તે જ તત્ત્વનો ત્યાગ કરવાની આવશ્યકતા અત્યારે પ્રોટેસ્ટંટ પંથને ભાસે છે. વળી એ તત્ત્વનું નામ આગળ કરીને તમે શું કરો છો? વ્યાપારમાં ગરીબપર જુલમ; રાજકારણમાં જે અનાથ લોકોને પોતાના હક્ક સાબીત કરવાનાં સાધનો નથી, તેને માટે વખત નથી, અને જ્ઞાન પણ નથી, તેમની તીરસ્કારવ્યંજક મશ્કરી; નીતિમાં જે ગરીબોને સ્વાવલંબન શકય નથી તેમનું સત્યાનાશ! આમાંથી મુક્ત થવા સારૂં સંઘો સ્થાપવાં જોઇએ, અને જેમનું ધ્યેય એક જ તત્ત્વ છે, જેમની શ્રદ્ધા એક જ તત્ત્વપર છે, એવા લોકો સિવાય એ સંઘો કેવી રીતે સ્થાપી શકાશે! આપણને શિક્ષણની આવશ્યકતા છે, પણ મનુષ્યનું જીવન ક્યાંથી ક્યાં ચાલ્યું જાય છે એ વિષે એકવાક્યતા પામેલી કલ્પનાઓ જે તત્ત્વમાં છે એવાં તત્ત્વ શિવાય એ શિક્ષણ દેવું પણ કેવી રીતે ને લેવું પણ કેવી રીતે? ધર્મભાવનાની એકવાકયતા નહિ હોય તો

શિક્ષણ કેવી રીતે દેશો ? ને લેશો પણ કેવી રીતે ? આપણે રાષ્ટ્ર કરવું છે પણ એકાદાં સાર્વજનિક કાર્ય માટે સાર્વજનિક કર્તવ્ય શિવાય તે કેવી રીતે થશે ? અને જો ઇશ્વર તેમજ તેનો અને આપણો આ તત્ત્વ ઉપર નહિ તો બીજાં કયાં તત્ત્વના પાયા ઉપર એ સાર્વત્રિક કર્તવ્યની કલ્પના કરવી ? નિઃસંશય બધાયને મત આપવાનો અધિકાર હોય એ ઘણી ઉત્કૃષ્ટ વાત છે; જનતાએ પોતે રાજ્ય ચલાવવાનો અને તે ચલાવતાં રક્તપાત ટાળવાનો આ એક જ કાયદેસરનો માર્ગ છે. પણ જે રાષ્ટ્રમાં જ એક ધર્મ છે ત્યાં જ ફક્ત મતાધિકારથી રાષ્ટ્રીય ઇચ્છા દર્શાવાય છે; બીજે ઠેકાણે જે પક્ષનો બહુમત હોય તે પક્ષ પોતાનો જ ફાયદો કરવાના કામમાં એ શક્તિનો ઉપયોગ કરે છે; આથી બીજા ઉપર જુલમ થાય છે. જે દેશમાં ધર્મ માટે બેફિકરાઇ હોય છે તે દેશમાં રાજકીય સુધારા પણ ચીરસ્થાયી નથી હોતા. ગયાં પચાસ વરસના ઇતિહાસે આ મુદ્દાપર ઘણો પ્રકાશ પાડ્યો છે.

અને જે કેટલાક સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે ભેદ ઉત્પન્ન કરે છે તેમને કહો કે પૃથ્વી અને સ્વર્ગ એ નીસરણીના પહેલા અને છેલ્લા પગથીયા જેવા છે. પૃથ્વી મૃતિકામય છે એ અમને શીખવશો નહિ. આ વિશ્વ પરમેશ્વરનું બનાવેલું છે, અને તે પરમેશ્વરે એટલા માટે ઉત્પન્ન કર્યું છે કે આ માર્ગે આપણે ઉપર ચડીને તેની પાસે જઇ શકીયે. પૂર્વજન્મનાં પાપનાં પ્રાયશ્ચિતો ભોગવવા માટે અને નવા મોહમાં લપટાવા માટે પરમેશ્વરે આ વિશ્વ ઉત્પન્ન નથી કર્યું. આત્મોન્નતિ કરવાની કર્મભૂમિ એટલે પૃથ્વી, ઉચ્ચતર જીવનપ્રતિ પ્રગતિ કરવાનું સ્થાન એટલે પૃથ્વી; ફક્ત વિચાર કરવા સારૂ જ પરમેશ્વરે આપણને નિર્માણ કર્યા નથી, પણ કૃતિ કરી બતાવવા

સારૂ ઉત્પન્ન કર્યો છે. તેણે માનવી પ્રાણીને બરાબર પોતાની પ્રતિ
જેવો જ કર્યો અને પરમેશ્વર એટલે મૂર્તિમંત વિચાર અને કૃ
એટલું જ નહિ,. પણ જે વિચારોનો પરિપોષ કૃતિમાં થઈ શ
નથી એવા વિચારો તેનામાં સંભવતા જ નથી. ઘણાઓનું કહેવું
કે, માણસે સંસારમાંથી મન કાઢીને તેને પરમાર્થ માર્ગે લઇ જ
પણ સંસાર જ પરલોક પ્રાપ્તિનું પહેલું પગથીયું છે, પરમાર્થ
પ્રસ્તાવના છે. જે એક જ સોપાનમાર્ગથી આપણે ઉપર ચડી શકી
છીએ તેનું પહેલું પગથીયું અપવિત્ર છે, તે ઉપર પગ મૂકશો ન
એમ કહેવું એટલે પ્રગતિનો માર્ગ બંધ કરવા જેવું નથી કે
આત્માના જીવનનું દરેક પગથીયું પવિત્ર છે, માટે પ્રગતિને માર્ગે
પગલું ભરો તે બીજું એક પગલું આગળ જવાની તૈયારીથી
ભરવું જોઇએ. દરેક માણસમાં અને તે જ માણસ જેનો એક ધ
છે તે માનવજાતિમાં પરમેશ્વરે જે અનંત જીવજ્યોતિ પ્રજ્વલિ
કરી છે તે અધિકાધિક પ્રજ્વલિત થાય એ જ માનવીજીવન
હેતુ હોવો જોઇએ.

આ વિશ્વમાં પરમેશ્વરે તમારી સ્થાપના કરી, તમારી આ
પાસ તમારા જેવા જ કોટ્યવધિ માણસો મૂકયા, તે બધાયના મન
વિકાસ, પ્રગતિનો પરિપોષ અને જીવનની ઉપયુક્તતા એ તમા
વિકાસથી જ સિદ્ધ થાય છે. મનુષ્યને એકાન્તવાસના દુષ્પરિણામ
મુક્ત કરવા સારૂ પરમેશ્વરે તમારામાં એવી કંઇ કંઇ જરૂરીયા
ઉત્પન્ન કરી કે તે તમે જાતે એકલાના પ્રયાસથી પુરી પાડી શકો
નહિ; એટલા જ માટે તેણે તમારામાં સમાજબુદ્ધિ ઉત્પન્ન કર
તેણે તમારી આસપાસ સૌન્દર્ય જીવંતપણાને લીધે એક અર્થપૂ
વિશ્વ પસારી મૂકયું. વિશ્વનું જીવંતપણું એ પરમેશ્વરનું દશ્ય સ્વરૂ

છે એમ આપણને ક્ષણે ક્ષણે ભાસે છે, તોપણ તે જીવંતપણાનું આવિષ્કરણ ને વિકાસ થવા સારૂ તમારાં કાર્યની આવશ્યકતા છે. તેણે તમારા અંતઃકરણમાં સહાનુભૂતિની શક્તિ ઉત્પન્ન કરી, તેનાથી બીજાનાં દુઃખ જોઇને તમે દુઃખી થાઓ છો, બીજાને સ્મિત કરતા જોઇને તમે પણ સસ્મિત થાઓ છો, પોતાના ભાઇઓ પર જુલમ ગુજરાતો જોઇને સંતપ્ત થાઓ છો, તેને લીધે સત્યની અખંડ શોધ કરવાની તાલાવેલી તમારા અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે, જ્યારે કોઇ પોતાની લોકોત્તર બુદ્ધિમત્તાથી અત્યાર સુધી અજ્ઞાત એવું સત્ય પ્રગટ કરે છે ત્યારે આ જ પ્રવૃત્તિને લીધે તમે તેનું અભિનંદન કરો છો, અને જે કેટલાક આ તત્ત્વને વ્યાવહારિક સ્વરૂપ આપે છે તેથી તમે ઉલ્લાસિત થાઓ છો અને જે પોતાનાં કાર્યોમાં યશસ્વી ન થતાં વીરોચિત મૃત્યુ સ્વીકારે છે તેના તમે સાથી થાઓ છો, અને તેના વિષે તમારા મનમાં આદરભાવ ઉત્પન્ન થાય છે. તોપણ તમે તમારા જીવનના નિયંતા તરફ દુર્લક્ષ કરો છો. તમારા જીવનનો માર્ગ બતાવનારાં ચિહ્નો તરફ તમે તિરસ્કારથી જુઓ છો, અને ફક્ત આત્મશુદ્ધિપર આધાર રાખો છો. એ આત્મશુદ્ધિ કરવાનો પ્રયત્ન જો તમે ગિરિકંદરામાં એકાન્તવાસમાં કરવાના હશો તો તે પ્રયત્ન નક્કી નિષ્ફળ નીવડશે.

જે ફક્ત અંતઃશુદ્ધિ જ કરતા રહે છે અને સમાજસુધારણાનો પ્રયત્ન જ કરતા નથી તેમને પરમેશ્વર શિક્ષા નથી કરતો કે? ગુલામની સ્થિતિ કરતાં હલકી એવી કઇ સ્થિતિ છે? એકાદો અશિક્ષિત મજુર પોતાની ભૂખ શમાવવા સારૂ પોતાનાં લોહીનું પાણી કરતો હોય છે ત્યારે તેના જીવનમાંનો દૈવી અંશ ગુંગળાઇ નથી જતો કે? માતૃભૂમિની સ્વતંત્રતાને માટે લડનારા પોલીશ વીરોના

કરતાં રશિયામાં ખદબદતા ગુલામોનાં અંતઃકરણોમાં ધર્મભાવના વધારે પવિત્ર હોય એમ તમને લાગે છે કે ? લૉમ્બર્ડી અને ફ્લૉરેન્સના સ્વાતંત્ર્યને માટે સજ્જ થયેલા લોકો કરતાં પોપની કિંવા એકાદા જુલમી સુલતાનની પ્રજામાં ધર્મભાવના વધારે ગંભીર પ્રકારની છે એમ તમને લાગે છે ? દૈવી તેજ અને સ્વાતંત્ર્ય હમેશાં એક ઠેકાણે નિવાસ કરે છે, એવો એક ક્રિશ્ચિયન ધર્મપ્રસારકનો મત છે; એ જ ધર્મે ગુલામગિરીનો ત્યાગ કર્યો; કારણ કે કોઇ માણસ પરમેશ્વરે જ ઉત્પન્ન કરેલા માણસના ચરણ આગળ આળોટતો હોય ત્યારે તે પ્રત્યક્ષ પરમેશ્વરની પૂજા કેવી રીતે કરી શકે ? માટે જેને તમે ધર્મ સમજો છો તે ખરો ધર્મ નથી, મનુષ્યત્વને વીસરી ગયેલાઓનો તે પંથ છે. તમારા પૂર્વજોએ તે સમયે સમાજના સડેલા ભાગ કાપી નાખ્યા અને સમાજ પવિત્ર કર્યો; અને તેમનો જ આજ તમે તિરસ્કાર કરો છો ? જુના પંથની અવનત સ્થિતિમાં જ્યારે એકાદું તત્ત્વ આસ્થા પૂર્વક ઉત્પન્ન થાય છે ત્યારે તેનાથી સમાજની પુનર્ઘટના થાય છે; કારણ કે તે તત્ત્વ માનવી કાર્યક્ષેત્રના પ્રત્યેક વિભાગને લાગુ પડે છે; કારણ કે સ્વર્ગની કલ્પના જેમ જેમ ઉત્ક્રાન્ત થતી જાય છે તેમ તેમ તે પોતાને લાગુ પાડવા સારૂ સમાજ પણ પરિવર્તન પામતો જાય છે; કારણ કે માનવજાતિના અર્વાચીન ઇતિહાસમાં પરિસ્થિતિને અનુરૂપ પ્રાચીન ફેરફારોની પુનરાવૃત્તિ થતી હોય છે; ક્રિશ્ચિયન લોકો પોતાની પ્રાર્થનામાં કહે જ છે કે, " હે દેવાધિદેવ ! જેમ સ્વર્ગમાં તેમ પૃથ્વીપર તારૂં રાજ્ય થાવ."

બન્ધુઓ, આ જ શબ્દો તમે અત્યારે ભૂતકાળના લોકો કરતાં વધારે વ્યવહારૂ કરી બતાવો. એ જ તમારી શ્રદ્ધા, એ જ તમારી પ્રાર્થના. એ પ્રાર્થનાનું મનન કરો અને એવી રીતે વર્તો કે તે પૂર્ણ

થાય. જે લોકો તમને નિષ્ક્રિયતાનો, સંસારત્યાગ કરવાનો, માનવી સત્તા આગળ–પછી તે સત્તા દાનવી હોય તોપણ કંઈ હરકત નહિ–ગરદન ઝુકાવવાનો ઉપદેશ કરે છે અને કહે છે કે, "સુલતાનને મુજરો કરો, પરમેશ્વરને વંદન કરો." એટલે સૌ સૌનો ભાગ સૌને મળ્યા જેવું થશે, તેમના આ ઉપદેશ તરફ ધ્યાન જ દેશો નહિ. સુલતાન સુદ્ધાં જો પરમેશ્વરના અમલ નીચે છે તો સુલતાનનો ભાગ સુલતાનને આપો એમ કહેવામાં અર્થ જ ક્યાં રહ્યો? ઐહિક સામર્થ્ય અને કાયદા કરતાં શ્રેષ્ઠ તેમજ પવિત્ર એવું એકાદું નૈતિક બંધન નહિ હોય તો એકાદું કૃત્ય નીતિમૂલક છે કે નહિ એ આપણે કવી રીતે સમજવું? વિષમતા અને ત્રાસના વિરુદ્ધ આપણે કોના જોર ઉપર પ્રયત્ન કરવો? પરિસ્થિતિ અને પરમેશ્વરના શિવાય સર્વશ્રેષ્ઠ કોઈ જ નથી; પછી તે પરિસ્થિતિનું નામ રાજ્યક્રાન્તિ હો કે નેપોલીયન હો. આપણાં તત્ત્વો માન્ય થયેલાં હોવા છતાં આ જ પરિસ્થિતિનું કારણ આગળ કરીને લોકો પોતાની નિષ્ક્રિયતાનું સમર્થન કરે છે. તમે સ્વાર્થત્યાગ કરો, પોતાના મતને માટે પ્રાણ જાય તો અહેત્તર પણ ડરશો નહિ, આવો ઉપદેશ આપણે તેમને આપણા મતના જોર ઉપર કરવો કે શું? અમૂર્ત તત્ત્વનું રૂપાન્તર મૂર્ત કૃતિમાં કરવા માગીએ છીએ તે ફક્ત અમારા સ્વાર્થ માટે જ કે? પોતે ફસાશો નહિ. અમે અમારા મતો માટે અમારી બુદ્ધિ પ્રમાણે બોલીએ છીએ ત્યાં સુધી માત્ર અમારા શબ્દો સ્વીકારો. ક્રાન્તિઓ થાય છે ત્યારે ક્રુસેડર લોકોનો શુદ્ધ સંકેતશબ્દ "હર હર મહાદેવ" ફરીથી અવની ને આકાશ ગજાવી મૂકે છે, "આ કામ ઈશ્વરનું છે–આ કામગિરી ઈશ્વરની છે." આ જ શબ્દોથી આળસુ લોકોને કૃતિ કરી બતાવવાનું જોર આવે છે. માણસના મ્હોંના શબ્દપર [illegible] વિશ્વાસ

નથી હોતો તેમનાં અંતઃકરણમાં આજ રણગર્જનાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, બાયલાઓને શૌર્ય ચડે છે, હિસાબી લોકોને ઉત્સાહ આવે છે અને સ્વાર્થત્યાગ કરવાને તેઓ તૈયાર થાય છે. લોકોને બતાવી આપો કે તેમના સ્વાતંત્ર્ય ને પ્રભુત્વનું કાર્ય એ ધર્મકૃત્ય છે, તે પરમેશ્વરને ઘેર રજુ થવાનું છે; પછી તે કાર્યોનો કોઇ વિરોધ નહિ કરે. ઇહલોકમાં કાર્યરત થવું એ આત્માના અનંત જીવનનો એક મહત્વનો ભાગ છે, એવી લોકોની ખાત્રી ખરી કરી દ્યો એટલે પછી તેમની બધી શંકાકુશંકાઓ નષ્ટ થશે. પરમેશ્વરનાં કાર્યને સ્ફૂર્તિની મદદ મળે છે. લોકોને સ્હેજમાં આપણી તરફ વાળી શકાય છે, પણ પોતાનાં કામ માટે તેમને તાબામાં રાખવા પડે છે; ધર્મ શિવાય તમે લોકો સમ્રાટ્ કદાચ થઇ શકશો, પણ તમને ગુરુ કહેવાને તો કોઇ તૈયાર નહિ જ થાય.

લોકોની એક જ ગર્જના છે કેઃ **यतो धर्मस्ततो जयः।** આ ગર્જના તમારા જ લોકોની છે, ઇટાલીયન રાષ્ટ્રની આગર્જના છે. એકનિષ્ઠાથી કામ કરો અને જે કોઇ તમને કહે કે, રાજકારણ એ ઇટાલિયનોનુ કામ જ નથી અને ઇટાલીમાંથી ધર્મભાવના નષ્ટ થઇ છે. તેમનું કહેવું સાંભળીને ફસાશો નહિ. સોળમી સદીમાં ફ્લૉરેન્સનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું અને પાંચમા ચાર્લ્સના સૈન્યે પોપના વિશ્વાસઘાતની મદદ લઇને ઇટલીનું સ્વાતંત્ર્ય છૂંદી નાંખ્યું, લોકો જ્યારે પોતાનું રાષ્ટ્રીયત્વ વિસરી ગયા અને પરકીય સત્તા નીચે—આપણે પોતે પણ પરદેશના જ લોકો છીએ એવી રીતે—સુખથી રહેવા લાગ્યા ત્યારે માત્ર ઇટલીની ધર્મનિષ્ઠા લય પામી. પછી આપણા વિદ્વાન લોકો સંસ્થાનિકોના ખુશમસ્કરા-ભાટ—બન્યા, અને પોતાના સાહસિક આશ્રયદાતાઓને ખુશ કરવા માટે દરેકની અને દરેક બાબતની

મશ્કરી કરવા લાગ્યા; પછી આપણા ધર્મગુરુઓને સમજાયું કે ધર્મનાં ખરાં તત્ત્વો વ્યવહારમાં આણવાં અશક્ય છે. પછી તેમના મનમાં પોતા વિષે વિચાર આવવા લાગ્યા. તેમણે પવિત્ર મનાતી વસ્તુઓનું બજાર ઉઘાડી જનતાને સુસંસ્કૃત કરવી અને તેનું રક્ષણ કરવું, આ પોતાનાં પવિત્ર કાર્યનો આરંભ કર્યો. સુશિક્ષિત લોકો આપણને હલકા ગણે છે ધર્મગુરુઓ આપણને ફસાવે છે, અને કોઇ પણ સાર્વજનિક કાર્યમાં આપણાથી ભાગ લઇ શકાતો નથી એ જોઇને સામાન્ય જનસમૂહે ફક્ત વેર વાળવા સારૂ વિદ્વત્તાની મશ્કરી કરવા માંડી, ધર્મગુરૂઓ વિષે અવિશ્વાસ પ્રગટ કર્યો, તેમને જણાઈ આવ્યું કે ધર્મને અવનત સ્થિતિ પ્રાપ્ત થઈ છે. પછી તેમણે બધાય ધર્મ-પંથો વિરૂદ્ધ બંડ કર્યું ત્યારથી આપણે નિઃસત્વ અને નિર્વીર્ય થયા, ધર્મ વિષે ખોટી સમજુતો થઇ અને તેની ટેવ પડવાથી આપણામાં તે રૂઢ થઈ; પણ હવે માત્ર ઉંચુ પદ પ્રાપ્ત કરીને મોટા થવાની આકાંક્ષા આપણામાં જાગૃત થઇ છે, અને આપણા રાષ્ટ્રની ઉચ્ચ પરંપરાની આપણને સ્મૃતિ થઇ છે. બારમી સદીમાં લૉમ્બર્ડીના આપણા ભાઇઓએ ચઢી આવેલા જર્મનોને પરાભૂત કર્યા, પોતાનું સ્વાતંત્ર્ય તેમના હાથમાંથી પાછું ખૂંચવી લીધું, લડાઇની ધુમશ્ચક્રીમાં તેમના હોઠે પરમેશ્વરનું નામ અને અંતઃકરણમાં એકનિષ્ઠા હતી એ યાદ કરો. દેવાલયમાં ધારાસભા, કાયદામંડળ, ભરનારા ટસ્કીના લોકસત્તાવાદીઓને યાદ કરો. ફ્લૉરેન્સના મજુર વર્ગે પોતાનું સ્વાતંત્ર્ય મેડિસીના વંશના તાબામાં જવા દીધું નહિ અને તેમણે અત્યંત ગંભીર વૃત્તિથી ક્રાઇસ્ટને પોતાના લોકસત્તાક રાજ્યના નિયંતા તરીકે ચૂંટી કાઢ્યો તેનું સ્મરણ કરો; સૅવોનારોલે પરમેશ્વર પર શ્રદ્ધા અને જનતાના હક્કોનું સમર્થન પોતાના ધર્મપીઠ પરથી કર્યું એનું સ્મરણ

કરો; ઇ. સ. ૧૭૪૬ ની સાલમાં જીનોવાના લોકોએ પોતાનું ગામ તાબે કરનારા જર્મન સૈન્યપર " કુમારી મેરી " ના નામનો જયઘોષ કરીને જ પત્થરનો વરસાદ વરસાવીને તેને હાંકી કાઢયું, એ ધ્યાનમાં રાખો. ધર્મનિષ્ઠા વડે રાષ્ટ્રીય ભાવનાનું સંરક્ષણ અને જોપાસના થાય છે, એના આવા કેટલાય દાખલા બતાવી શકાશે. આજ તે ધર્મનિષ્ઠા લોકોનાં અંતઃકરણોમાં નિદ્રિતાવસ્થામાં છે; તેને જગાડો; જે કોઇ આ કરી શકશે તેનું કાર્ય રાજ્યકારણશાસ્ત્રનાં તત્ત્વોનો ખોદી ખોદીને વિચાર કરવા કરતાં ખાત્રીથી વધારે ઉપયુક્ત થશે. રાજકરણમાં પરકીય રીતો અને પરકીય દાવપેચ લગાડવામાં આવ્યા તેથીજ અત્યારસુધી ઇટલીમાં થયેલાં બંડ નિષ્ફળ નિવડયાં અને તેને લોકોની મળવી જોઇએ તેટલી મદદ મળી નહીં. ભાઈઓ, માટે હું કહું છું કે, લોકોને ઉપદેશ કરો તે પરમેશ્વરને નામે કરો—તેમ કરવાથી ખરા ઇટાલિયન લોહીના હશે તે તો તમારી પાછળ જરૂર આવશે.

ધર્મની દૃષ્ટિએ લોકોને ઉપદેશ કરો. અભ્યાસજડ લોકો કદાચિત્ એ તરફ જોઇને આંખો મટમટાવશે; તેમને પૂછો, તમે રાષ્ટ્રને માટે શું કર્યું છે ! ધર્માચાર્યોએ તમને બહિષ્કૃત કર્યા તો તેમને કહો કે, બધા ધર્મમાર્તંડોને ધર્મ વિષે જેટલું જ્ઞાન થયું હશે તેના કરતાં તમને વધારે થયું છે. અને વળી પરમેશ્વર તથા તેનું શાસન પ્રગટ કરનારાંની વચ્ચે કોઇપણ દલાલની આવશ્યકતા નથી. જનતાનો તમારા ઉપર વિશ્વાસ બેસશે અને લોકો તમારી સાથેજ કહેશે કે, " આપણા સૌના પિતા જે પરમેશ્વર તેના ઉપર અમારી દઢ શ્રદ્ધા છે—તે જ્ઞાનમય અને પ્રેમમય છે, માનવજાતિના ઉત્પત્તિકર્તા છે અને અમારા આદિ ગુરૂ છે. " અને આ જ મહામંત્રનો જપ કરવાથી તમે અને જનતા વિજયશાલી થશો.

## પ્રકરણ ૩ જું.

### કર્તવ્યવિવેકનું મહાતત્ત્વ.

તમારે જીવન છે, માટે જીવન વ્યવહારના સર્વે કાયદા તમને લાગુ પડે છે. નિયમના બંધારણ શિવાય અસ્તિત્વ જ નથી. જે કંઇ અસ્તિત્વમાં હોય છે તે એક વિશિષ્ટ પ્રકારે, કેટલીક નિશ્ચિત પરિસ્થિતિઓમાં અને હરકોઇએ મુકરર કરેલા નિયમને અનુસરીને જ પોતાનું અસ્તિત્વ રાખી શકે છે. ધાતુઓનાં પરમાણું એકબીજાને ચોંટી રહે છે, ઝાડઝાંખરાં ઉગે છે, તારાઓ ફરતા ફરે છે, આ પ્રત્યેક બનાવ કોઇને કોઈ નિયમાનુસાર બને છે. બધાય જડપદાર્થોનાં તેમજ પ્રાણીઓનાં જીવનને પોતાના તાબામાં રાખનારા સૃષ્ટિના નિયમો કરતાં તમારાં જીવન ઉપર સત્તા ચલાવનારો નિયમ વધારે ઉચ્ચ અને ઉદાત્ત છે. કારણ કે મનુષ્ય જ બધા પ્રાણીમાં શ્રેષ્ઠ છે. આત્મવિકાસ અને જીવનનો અનુશાસનને અનુરૂપ આયુષ્યક્રમ જ તમારો ધર્મ છે, એકજ તમારૂં કર્તવ્ય છે; કારણ કે મનુષ્ય જન્મતઃ જ કર્મયોગી છે.

પરમેશ્વરે તમને જીવન આપ્યું ને જીવનના નિયમ પણ તેણેજ બાંધી દીધા. માનવજાતિનો શાસ્તા પરમેશ્વર જ છે. તમામ મનુષ્યોએ માનવો જોઇએ એવો સાર્વલૌકિક ધર્મ એકજ છે. જ્યાંસુધી મનુષ્યે નિર્માણ કરેલો કાયદો એ ધર્મને આધારે રચાયેલો હોય છે ત્યાંસુધી જ તે સત્ય અને માનનીય હોય છે. જ્યારે મનુષ્ય નિર્મિત કાયદો ઇશ્વર નિર્મિત કાયદાનો વિરોધી થાય છે ત્યારે તે કાયદો અસત્ય હોય છે. અને એવા કાયદાનો પ્રતિકાર કરવાનો તેમજ તે રદ કરાવવાનો તમને પુરેપુરો હક્ક છે; એટલું જ નહીં પણ તે તમારૂં

કર્તવ્ય છે. જે માણુસ પરમેશ્વરના સંકેતનો અર્થ સ્પષ્ટ કરે છે અને વખતો વખત વ્યવહારમાં વાપરી બતાવે છે, તેજ તમારો સાચો નેતા; તેની ઉપર પ્રેમ રાખો અને તેના નેતૃત્વ નીચે કામ કરો. પણ પરમેશ્વર સિવાય કોઈ તમારા જીવનનો નિયંતા ગણુશો તો તમે તે પરમેશ્વરનો દ્રોહ કર્યો કહેવાશે.

જીવનનું સૂત્ર જાણવું—પરમેશ્વર નિર્મિત જીવનશાસનનું જ્ઞાન કરી લેવું એ નીતિનો, કૃતિનો અને કર્તવ્યનો પાયો છે; એ માણુસની જવાબદારીનું પરિણામ છે. તમારી ઉપર અન્યાયી કાયદા લાદનારા એક કિંવા અનેક માણુસોની આપખુદ ઇચ્છા વિરૂદ્ધ તમારે શા માટે વર્તવું, એનો આધાર આ જ્ઞાન છે; આ જ્ઞાન સિવાય માણુસે પોતાના હક્કોની માગણી કરવી એ ખરેખર ઢોંગીપણું જ છે. બધા હક્ક કાયદાને આધારે હોય છે, અને જ્યાં સુધી તમારા હક્કોને આધારભૂત એવો એકાદો કાયદો બનાવી શકાતો નથી ત્યાં સુધી બાવડામાં જોર હશે તો તમે હક્ક ઝુંટવી લેનારા કહેવાશો. અસમર્થ હશો તો ગુલામ ગણાશો. પણ જનાવરો, ઝાડપાલો વગેરે અને માણુસ એ બે વચ્ચેનો ફરક સ્પષ્ટ થાય એટલા માટે દરેક મનુષ્યને આ ધર્મનું જ્ઞાન હોવું જોઇએ, અને તેને અનુસરીને વર્તન રાખવું એ પણ તેટલું જ આવશ્યક છે.

ત્યારે હવે પ્રશ્ન થાય છે કે એ નિયમોનું જ્ઞાન કેવી રીતે સંપાદન કરવું ?

અત્યારસુધી જે લોકોએ 'કર્તવ્ય' શબ્દનો ઉચ્ચાર કર્યો તેમને માનવજાતિએ આજ પ્રશ્ન પૂછયો છે, અને આ પ્રશ્નના જે ઉત્તરો આપવામાં આવ્યા છે તે તમામ જુદા જુદા છે.

કેટલાકોએ એકાદ ગ્રંથનો આધાર બતાવીને કહ્યું છે કે, એમાં પ્રતિપાદન કરેલા મતો જ અમારું નીતિશાસ્ત્ર છે. કેટલાકનું કહેવું છે કે માણસે પોતાના મનને પૂછી જોવું, તેને સદ્વર્તન અને દુર્વર્તન વચ્ચેનો તફાવત આપોઆપ સમજાશે કેટલાકે આ વૈયક્તિક વિવેક પર વિશ્વાસ ન મૂકતાં કહ્યું છે કે કોઇપણ બાબતમાં માનવજાતિનો જે સાધારણ મત હોય છે તે જ સત્ય હોય છે.

આ બધા મત ખોટા છે. માનવજાતિના ઇતિહાસમાં એવા અનેક પ્રસંગો નજરે પડે છે કે જેના આધારથી આ મતો નિર્વિવાદ-પણે પોકળ ઠરે છે. માનવજાતિ હમેશાં એકજ સ્મૃતિને પાળતી નથી. આજ સુધીમાં અનેક કાયદાઓ તજાયા છે. પહેલાંના કરતાં વધારે સારી લાગતી કાયદાપદ્ધતિનો સ્વીકાર થયો છે. માનવજાતિ પોતાનો આ ક્રમ એકદમ છોડી દે એ પણ સંભવતું નથી. કોઇ ગ્રંથમાં પ્રતિપાદન કરેલા અથવા કોઇ માણસોએ ઘડેલા કાયદા માનનારાઓને આ ઉત્તર બસ છે.

અને જેઓ કહે છે કે સત્ય તથા અસત્ય વચ્ચેનો નિર્ણય ઠરાવવાને મનુષ્યની સદસદ્ વિવેકબુદ્ધિ આ એકજ પ્રમાણ છે, તેમને અમે યાદ કરી દઈએ છીએ કે કોઈ પણ ધર્મના—પછી તે કેટલાંય ઉદાત્ત તત્વોનો હો—વિરોધ કરનારા અને તે ધર્મપર શ્રદ્ધા ન રાખનારા પાખંડી લોકો મળી આવે છે જ. પોતાના પ્રમાણિક અને દઢ મતોનો તે ધર્મતત્ત્વો સાથે વિરોધ પડતો હોવાથી પોતાના વિવેકના જોર ઉપર જીવનની પણ આહુતી આપનારા લોકો મળી આવે છે. આજ પ્રોટેસ્ટંટ પંથમાં હજારો પંથ નજરે પડે છે, તે બધા મનુષ્યની સદસદ્ વિવેકબુદ્ધિના આધારે નીકળેલા છે; તે માંહો-માંહે લડવાને તૈયાર થયા છે, શ્રદ્ધાની બાબતમાં અંધાધુંધી થઇ છે

અને યૂરોપમાં ક્ષુબ્ધ થતા રાજકીય અને સામાજીક કલહનું બીજ આ જ ઠેકાણે જડશે. સત્યાસત્ય વિવેક માટે માનવજાતિના મતને માન આપે છે, અને વૈયક્તિક વિવેકનો નિકાલ માન્ય કરતા નથી, તેમને અમારૂં એટલું જ કહેવું છે કે જે જે મહાતત્ત્વોએ માનવજાતિની પ્રગતિમાં વધારો કર્યો છે, તે બધાંય પ્રથમતઃ માનવજાતિના સાધારણ વર્ગને વિરોધી જ હતાં. તે તત્ત્વોનો પ્રસાર કરનારા મહાત્માઓની સમાજે કુચેષ્ટા કરી, તેમને ત્રાસ દીધો, તેમને ક્રોસ સાથે ખીલા ઠોકીને મારી નાંખવામાં આવ્યા.

ઉપર નિર્દેશ કરેલાં સત્યાસત્ય વિવેકનાં નિદાનોમાંથી એકજ મતની મદદ વડે સત્યશોધન અને જીવનશાસનનું જ્ઞાન થઇ શકતું નથી. છતાં સદસદ્ વિવેકબુદ્ધિ પવિત્ર છે, અને માનવજાતિનો શબ્દ પણ પવિત્ર છે; એમાંથી જો ફક્ત એક જ તત્ત્વ સ્વીકારીશું. તો સત્યશોધનનાં સાધનોમાંથી મહત્ત્વનાં એક સાધનનો ત્યાગ કર્યા જેવું થાય છે; આજસુધી ફક્ત એકજ માર્ગ સ્વીકારવામાં આવ્યો એ ભૂલ થઇ. એ ભૂલનું પરિણામ ઘણું નુકસાનકારક આવ્યું. કારણ કે વૈયક્તિક વિવેકબુદ્ધિને જ અનુસરીને વર્તવાથી દંડુકાશાહી, સોટાબાજી પણ થાય છે; અને માનવજાતિમાં અમુક સમયે ચાલતા સર્વ સાધારણ મતનો સ્વીકાર, છેવટના નિર્ણયની નજરે કરવાથી સ્વતંત્ર્યને પુરી દેવા જેવું થાય છે, અને એકદમ સર્વ વ્યવસ્થા છુટી પડે છે.

સમાજની ઇમારત આ જ પાયા ઉપર બંધાયેલી હોય છે; પણ આપણી એવી કલ્પના પણ નથી હોતી એ બતાવવા માટે જ હું આટલા બધા દાખલા આપું છું. લોકોએ આવાં ભૂલ ભરેલાં તત્ત્વો ઉપર સમાજના રાજકીય પક્ષનો પાયો રચ્યો; કેટલાકોએ વ્યક્તિગત હક્કો ઉપર ભાર મૂક્યો, સમાજને શિક્ષિત કરવાનું કામ સમાજનું જ

છે, એ તત્ત્વ તેઓ ભૂલી જ ગયા બીજા કેટલાકોએ ફક્ત સમાજના હક્કો ઉપર જ જોર દીધું, અને એ રીતે વ્યક્તિની સ્વતંત્રતા ઉપર તથા તેના કાર્ય ઉપર હલ્લો કર્યો !* રાજ્યક્રાન્તિ પછી ફ્રાન્સે અને મુખ્યત્વે કરીને ઈંગ્લંડે બતાવી આપ્યું છે કે ઉપર કહેલી બે રીતો-માંથી પહેલીનો સ્વીકાર કર્યાથી વિષમતા, અને કોનો જુલમ, ઉત્પન્ન થાય છે. સાર્વજનિક સંપત્તિની રીત જો ક્યારેય પણ મૂર્ત સ્વરૂપમાં આવે તો આપણને જણાઈ આવશે કે ઉપર કહેલી રીતોમાંથી બીજીનો સ્વીકાર કર્યાથી સમાજ પત્થરની પેઠે નિર્જીવ બને છે, અને તેની પ્રગમનશીલતા અટકી પડે છે.

કેટલાકોએ વ્યક્તિ સ્વાતંત્ર્યના તત્ત્વ ઉપર વેપારમાં સ્પર્ધા કરવાની સ્વતંત્રતા ઉત્પન્ન કરીને આર્થિક વ્યવસ્થાની સંઘટના કરવાનો પ્રયત્ન કર્યો; પણ તેનું પરિણામ વિધ્વંસક જ આવ્યું. એથી ઉલટું સમાજના હક્કના પુરસ્કર્તાઓએ બધી વસ્તુઓના ઉત્પાદનની પરવા-નગી માત્ર રાજ્યપદ્ધતિના તાબામાં રાખી. પહેલા તત્ત્વથી અંધાધુંધી થઈ, બીજાને લીધે પ્રગમનશીલતા નષ્ટ થઈ અને જુલમનાં બધાં પરિણામો સમાજને ભોગવવાં પડયાં.

લોકમત અને વ્યક્તિવિવેક એ પરમેશ્વરે માણસને જાણે કે બે પાંખોજ આપી છે, કે જેનાથી મનુષ્યે નિજરૂપ પ્રતિ ઉડ્ડયન કરવું.

---

* લોકોએ પસંદ કરીને ચુંટી કાઢેલા પ્રતિનિધિઓએ ઠરાવેલી રાજ્ય પદ્ધતિને વળગી રહેનારા રાજ્યની હુકમત નીચે ( Constitutional Monarchy ) લોકોએ એક વિશિષ્ટ પ્રકારની સમાજસંઘટના કરવાનો પ્રયત્ન કર્યો તે વિષે હું આ બોલું છું. જે દેશ ઉપર જુલમનું રાજ્ય ચાલતું હોય છે ત્યાં સમાજને અસ્તિત્વ જ નથી હોતું. ત્યાં સમાજ અને વ્યક્તિના હક્ક દચરાઈ જતા હોય છે.

એમાંથી એક પાંખ કાપી નાંખવાનો આગ્રહ કોઈએ પણ શા માટે કરવો ? તમે તમને પોતાને સમાજથી નોખા શા માટે કરી લેવા, કિંવા દુનિયાની જંજાળમાં પણ શા માટે ગુંથાઈ જવા દેવા ? લોકમત કિંવા વ્યક્તિના વિવેકમતનો નાશ કરવાને તમને શામાટે ઇચ્છા થાય છે ? બંનેય એક સરખા જ પવિત્ર છે, બંનેમાં પરમેશ્વરનો જ શબ્દ વ્યક્ત થાય છે. જ્યારે લોકમત અને વ્યક્તિના વિવેકની વાણીએ બંને મળતા આવે છે ત્યારે તે મત એ સાક્ષાત્ પરમેશ્વરનો શબ્દ છે એવી ખાત્રી રાખો તે સત્ય છે એવો દૃઢભાવ રાખો; કારણ કે એકની સત્યતા બીજાને લીધે પ્રસ્થાપિત થયેલી હોય છે.

જો તમારાં બધાં કર્તવ્યો નકારદર્શક હોત–કુકર્મ કરવું નહિ, પોતાના ભાઇઓને ઇજા કરવો નહિ, એ પ્રકારનાં હોત—તો માનવવર્તનક્રમ વિષે વિવેકશક્તિનો નિકાલ માન્ય કરવો યોગ્ય ગણાત. જેને શિક્ષણનો થોડોકેય સંસર્ગ થયો છે એવાં માણસનું વર્તન સુદ્ધાં આ પ્રમાણ પ્રમાણે ઉચ્ચ દરજાનું ઠર્યું હોત.

પણ, તમારો જન્મ સત્કાર્યને માટે થયેલો છે; અને જ્યારે તમે ધર્મવિરૂદ્ધ વર્તણુક કરો છો:— જે વર્તનને લોકો ગુન્હો કહે છે —ત્યારે તમારાં અંતઃકરણમાંની એક અદૃશ્ય શકિત તમને ચેન પડવા દેતી નથી; તમને ચેન પડતું નથી એ તમે આજુબાજુના લોકોથી વખતે છુપાવી શકશો, પણ તમને પોતાને તો ફસાવી શકશો નહિ. તમારાં અત્યંત મહત્વનાં કર્તવ્યો અસ્તિભાવદર્શક છે. અમુક કામ ન કરવું એટલાથી જ કંઇ કામ સરતું નથી. કેટલીક કૃતિઓ મુદ્દામ કરવા જ જોઈતી હોય છે. કાયદા વિરૂદ્ધ વર્તન ન કરવાથી જ કામ સરતું નથી. કાયદાને અનુસરીને વર્તવું જોઇએ; પોતાના બાન્ધવોનાં દીલ ન દુભાવવાથી જ કામ સરતું નથી, પણ તેમના

કલ્યાણને માટે તમારે પ્રયત્ન કરવો જોઇએ. અત્યારસુધી નીતિતત્ત્વોનો પ્રસાર સાધારણપણે ફલાણું કરવું નહીં, ઢીંકણું કરવું નહીં', આવાજ પ્રકારનો થયો છે. પરમેશ્વરના કાયદાઓનો અર્થ વિશદ કરી બતાવનારાઓએ કહ્યું છે કે "હત્યા કરવી નહિ," "ચોરી કરવી નહિ." પણ મનુષ્ય તરિકે માણસના ઉપર જે જવાબદારી અને બોજો આવે છે તેનું, માણસે એ પોતાના બાન્ધવોને કઇ રીતે મદદ કરવી જોઇએ અને પરમેશ્વરનાં કાર્યની પુર્તિપ્રિત્યર્થ યતમાન્ થવું જોઇએ, એનું વિવેચન કોઇએ પણ કર્યું નથી.

પણ નીતિનું ધ્યેય આ જ છે, અને પોતાની વિવેકબુદ્ધિને અનુસરીને વર્તનારો મનુષ્ય નીતિના આ ધ્યેયે કયારેય પણ પહોંચી શકતો નથી.

શિક્ષણ, પ્રવૃત્તિ, ટેવ અને મનોવિકારોનો જ આશ્રય લઇને જેની તેની વિવેક બુદ્ધિ પોતાનો નિર્ણય કરે છે. કોઇ અનાર્ય જંગલીની વિવેકબુદ્ધિનો નિર્ણય અને ઓગણીસમી સદીના સુધરેલા માણસની વિવેકબુદ્ધિનો નિર્ણય અર્થાત્ જ જુદો જુદો હોવો જોઇએ. સ્વતંત્ર પ્રવૃત્તિના માણસને તેની વિવેકબુદ્ધિ જે કંઈ કર્તવ્યો તરિકે ઓળખાવે છે, તેજ કર્તવ્યો પોતાનાં પણ હોઇ શકે, એમ ગુલામગિરીમાં જીંદગી ગાળેલા મનુષ્યને સ્વપ્નમાં સુદ્ધાં નહીં આવે. લૉર્ડના ખેતરમાં કામ કરનારા એકાદા મજુરને પૂછો કે 'તારી પોતાનાં કર્તવ્યો વિષે શી કલ્પના છે?' જો તેને એકાદા અર્ધાપર્દા પાદરી દ્વારા નીતિનું શિક્ષણ મળ્યું હશે, જો તેને અક્ષર પરિચય હશે અને તેનું અધ્યયન ઘણુંખરૂં ઑસ્ટ્રીયાએ કાપકૂપ કરીને છાપેલા બાયબલથી વધારે દૂર ગયું નહિ હોય તો તે કહેશે કે, "આળસ કે રોંચાઈ ન કરતાં કામ કર્યા કરવું, ધણી આપે તે મજુરી લેવી, નહિ

તો પેટને આપવા કોણ બેઠું છે? કાયદાઓનો ભંગ કર્યાથી કેમ ચાલે? કાયદા ભલે ગમે તેવા હોય. આપણે તેની સાથે શું લેવા દેવા છે? આપણે કંઇ મારફોડ કરવી નહિ, આટલાં જ મારાં કર્તવ્યો છે, એમ મને લાગે છે." તેનાં માનવજાતિ અને રાષ્ટ્ર પ્રત્યેનાં કર્તવ્યો શાં છે એ વિશે તમે તેને પૂછવા જશો અને કહેશો કે, "તું તારાં કામની ખરેખરી કિંમતના કરતાં ઓછા પૈસા લે છે અને તારા પોતાના જ ભાઇના પેટને પાટુ મારે છે; તથા કાયદેસર અન્યાય થાય એટલા માટે કરેલા કાયદાને માનીને પરમેશ્વરનો દ્રોહ કર્યાનું મહા પાપ કરે છે." આનો શો ઉત્તર આપવો એની સમજ ન પડવાથી તે ગમે તે બોલશે અને છેવટે ગોટાળામાં પડશે. જે કોઇ મજુર થોડું ઘણું શિક્ષણ મળેલા માણસની સાથે સંબંધમાં આવ્યો હોય અને થોડુંક સત્ય જેને સમજાયું હોય તેને તે જ પ્રશ્ન પૂછો તો તે કહેશે કે, "મારો દેશ ગુલામગિરીમાં દબાઇ રહ્યો છે, મારા બાન્ધવોની સ્થિતિ સાંપત્તિક અને નૈતિક બંને જ ઘણી ખરાબ થઇ છે. આવા પ્રકારના અન્યાયોનો શકય તે પ્રકારે મારે નિષેધ કરવો જોઇએ." એક જ દેશમાં અને એક જ પરિસ્થિતિમાં રહેનારા માણસોની વિવેક-બુદ્ધિના નિર્ણયમાં આવો ફરક શામાટે પડે છે? માનવજાતિની શક્તિનો વિકાસ અને પ્રગતિ થાય એવા એક જ મુખ્ય તત્ત્વ ઉપર જેની શ્રદ્ધા છે, એવા દશ લોકોના મનમાં પોતાના વિચાર કૃતિમાં ઉતાર-વાના એટલે કર્તવ્યના દશ પ્રકારના માર્ગ શામાટે? એકંદરે વ્યક્તિ-વિવેકનો નિર્ણય ગમે તે પરિસ્થિતિમાં વિશ્વસનીય હોવો જ જોઇએ—તેનાજ અનુરોધે આપણે ચાલવું અને તેનાથી જ આપણે મહાતત્ત્વ શોધી શકીએ છીએ એમ કહી શકાતું નથી. વિવેકબુદ્ધિ આપણને આટલું કહી શકે છે કે પરમેશ્વરે વિશ્વ માટે કંઇક શાસન કરી આપેલું

–તેથી પ્રાણી માત્ર ઉપર કર્તવ્યો રૂપી ફરજ આવી પડે છે, એ
તું માત્ર તેની શક્તિ બહારનું કામ છે તેથી જ અનેક વીરોએ
મતાર્થે પ્રાણ ત્યાગ કર્યો.--તેમાંથી કેટલાકે અહંકારને વશ થઇ
ાં હશે. કેટલાકે જે મતો માટે પ્રાણ ત્યાગ કર્યો તે મત ખોટા
ઁ હશે; અને અત્યારે સુદ્ધાં અનેક લોકો એવા જ પ્રકારની ભૂલો
તા હશે.

માટે માનવી વિવેકબુદ્ધિને કોઇક ભોમીયાની જરૂર છે આસ-
સના અંધકારમાં પ્રકાશ બતાવવા એકાદી જ્યોતિની આવશ્યકતા
. પોતાની સાહજીક પ્રવૃત્તિના નિર્ણયને આધાર આપનાર એવા
ક સાધારણ નિયમની તેને ગરજ છે, અને એ ભોમીઓ એ જ્યોતિ,
નિયમ એટલે જ વિચારશક્તિ અને માનવજાતિ.

પરમેશ્વરે મનુષ્ય માત્રને વિચારશક્તિ અને બુદ્ધિમત્તા આપી
તે એટલા જ માટે કે તેની સહાયતાથી મનુષ્યમાત્રે જીવનના
યમોનું જ્ઞાન પ્રાપ્ત કરવું; અને સેંકડો વરસથી આપણામાં રૂઢ થયેલી
લ્પનાઓ અને આપણા ઉપર રાજ્ય કરનારાઓની ઇચ્છા, આ
રણોને લીધે આપણી બુદ્ધિને બીલકુલ શિક્ષણ મળતું નથી; અને
થી જ આ બધી અડચણો કાંડાબાવડાનાં બળ વડે દૂર કરવાની
ાવશ્યકતા છે; અને આ વિરોધી શક્તિઓ દૂર થયા પછી પણ
ત્ત બુદ્ધિના જોરથી તમને ધર્મનું જ્ઞાન નહિ થાય, તે થાય એટલા
ટે માનવજાતિની એકત્ર થયેલી બુદ્ધિમત્તાની તમારે મદદ લેવી પડશે.
રદેહ માત્ર બે દિવસ ધારણ કરી શકાય છે, મનુષ્યની શક્તિઓ
ને કરવાનાં કાર્યોના પ્રમાણમાં ઘણી દુર્બલ છે, અનિશ્ચિત છે, અને
મને બીજી શક્તિની મદદની જરૂર છે. પરમેશ્વરે તમારી પાડોશમાં
ી એક શક્તિ નિર્માણ કરી છે કે જે ચિરંજીવ છે. આજ લગ-

ભગ ચાર હજાર વરસ સુધી માનવી વિચારશક્તિએ અનેક કામો કરીને જે ચૈતન્ય પ્રાપ્ત કર્યું છે તે બધું તેનામાં એકીકૃત થયેલું છે. માણસના હાથે પ્રમાદ ભલે થાય, તેનુ વર્તન ભલે દોષાસ્પદ કરે—આ પવિત્ર શક્તિ જ્ઞાનસંચયમાં અને નીતિમાર્ગે સદોદિત પ્રગતિ કરે છે! આ શક્તિના વિકસનમાં પરમેશ્વરે આજસુધીમાં પોતાના શાસનની એક એક કલમ લખી છે અને અત્યારે પણ તે લખતી જાય છે. એ શક્તિ, એ ચૈતન્ય એટલે માનવજાતિ.

માનવજાતિ એ સદોદિત જ્ઞાન સંપાદન કરતો એક મહાપુરૂષ છે મનુષ્ય પ્રાણી નાશવંત છે, પણ પ્રત્યેક માણસે સત્યનો જે ભાગ પ્રકટ કરેલો હોય છે તે તે માણસની સાથે નાશ પામતો નથી. તે જ્ઞાન માનવજાતિના ખજાનામાં જમા થાય છે, અને તે માણસના મૃત્યુ પછી ઉત્પન્ન થનાર પેઢીઓને તે સંશોધનનો ફાયદો મળે છે. જેમાં આપણે રહેવાનું હોય છે તે કલ્પનાઓનુ અને ભાવનાઓનુ વાતાવરણ આપણા જન્મ પહેલાં જ તૈયાર હોય છે—માનવજાતિની અત્યાર સુધીની અનેક પેઢીઓએ તે તૈયાર કરેલું હોય છે, અને દરેક માણસ પોતાને પણ ન સમજાય એવી રીતે ઓછાંવત્તાં મહત્વનો વધારો કરતો જ હોય છે. અને આવી રીતે માનવજાતિના ભવિષ્ય કાળને માટે વાતાવરણ તૈયાર થતું રહે છે. પૌર્વાત્ય દેશોમાં પ્રાચીન સમયે એવો રિવાજ હતો કે આવનારા જનારા માણસોએ વાટમાં ખડકી મૂકેલા પત્થરના ઢગલા ઉપર એક નવો પત્થર મૂકીને આગળ જવું; આવીજ રૂઢીથી મોટા મોટા મિનારા તૈયાર થયા એ આપણે જાણીએ છીએ. આપણે એક દિવસના મુસાફર, આપણો રસ્તો પુરો થયા પછી આપણે બીજે ઠેકાણે બીજી જાતનું શિક્ષણ લેવા જઇએ છીએ. માનવજાતિ પ્રાણીમાત્રને જે શિક્ષણ દે છે તે માણસમાં ફક્ત

ક્યારેક ક્યારેક જ પ્રકટ થયેલું નજરે પડે છે; પણ માનવજાતિ પોતે જે શિક્ષણ મેળવે છે તે કાર્ય ધૈર્યથી અને અખંડપણે પ્રગતિનો માર્ગ ઓળંગતું હોય છે. મૂર્ત સ્વરૂપ ધારણ કરેલા પરમેશ્વરની વાચા એટલે જ માનવજાતિ. યુગ પછી યુગ ચાલ્યા જાય છે, માનવજાતિમાં પરમેશ્વરનું તેજ—ક્યારેક ક્યારેક કોઇક વ્યક્તિદ્વારા, ક્યારેક એકાદા રાષ્ટ્રદ્વારા વધારે શુદ્ધ અને વધારે ક્રિયાવાન એવા સ્વરૂપમાં નજરે પડે છે. એક કામ પછી બીજું કામ અને બીજા કામ પછી ત્રીજું કામ એમ એક પછી એક કામો થતાં રહે છે, અને આજ રીતે માનવજાતિને પોતાના જીવનનું યથાર્થ જ્ઞાન થવા લાગે છે, પોતાના જીવનનો ઉદ્દેશ સ્પષ્ટપણે દેખાવા માંડે છે, પરમેશ્વર અને તેના શાસનની સમજણ પડવા લાગે છે.

પરમેશ્વરના સંકેત તથા શાસનની આપણને ધીમે ધીમે સમજણ પડતી હોય છે, અને પેઢીઓના અનુભવથી તેનું જ્ઞાન થતું રહે છે. વ્યક્તિ, જાતિ અને રાષ્ટ્ર એ જેમ જેમ નિકટ આવતાં જાય છે, અને સંઘટિત થતાં જાય છે, તેમ તેમ આપણને ધર્મ વધારે સ્પષ્ટ-પણે સમજાવા માંડે છે. એક જ માણસને કિંવા એક જ રાષ્ટ્રને તે પૂર્ણપણે સમજાયો છે એવું આજસુધી થયું નથી, અને સંપૂર્ણ માનવજાતિ પૂર્ણપણે સંઘટિત થઇને મનુષ્યની અંતસ્થ શક્તિનો વિકાસ થઇને તે કાર્યકારી થાય ત્યાં સુધી આપણને તે ધર્મ પૂર્ણપણે સમ-જાવો શક્ય પણ નથી. જે રાષ્ટ્રોએ થોડા ઘણા પ્રમાણમાં આવો વિકાસ કર્યો છે તેમને કર્તવ્યાકર્તવ્યનું ઘણું જ જ્ઞાન થયું છે. માટે તેમનો અનુભવ આપણે પ્રમાણભૂત માનવો જોઇએ. તેમના ઇતિ-હાસમાં આપણને ઇશ્વરી સંકેત પ્રકટ થયેલો જણાય છે. આપણે શું કરવું જોઇએ એ વિષે તેમની જે કલ્પનાઓ હોય છે તેને લીધે

આપણને આપણાં કર્તવ્યોનુ ભાન થાય છે. દેશને જે જે પ્રકારન જરૂરિઆતો ભાસતી હોય છે તે ઉપરથી જ તે દેશકાલનાં કર્તવ્ય કરે છે. આવી રીતે નવાં નવાં કર્તવ્યો ઉત્પન્ન થતાં રહે છે. મા આપણે બધાએ મળીને માનવજાતિની ઉન્નતિ અને શિક્ષણ મ માંહોમાંહે સહકાર કરીને કાર્યનો આરંભ કરવો જોઇએ.

આથી પરમેશ્વરે માનવજાતિને કયા માર્ગે મૂકી છે, આપણે પોતે શું કર્યું હોય તો માનવજાતિની પ્રગતિનાં કાર્યને આપણી મદદ થશે, એ જાણવા માટે પોતાના વિવેકની નહિ પણ માનવજાતિ મતની–લોક નિષ્ઠાની–મદદ લેવી જોઇએ. વ્યક્તિનું તથા માનવ જાતિનું શિક્ષણ જે પ્રમાણે પ્રગમનશીલજ છે તે જ પ્રમાણે નીતિ પણ પ્રગમનશીલ જ છે. ક્રિશ્ચિયન ધર્મના પ્રસારની વખતે જે નીતિતત્વ પ્રચારમાં હતાં તેજ તત્વો કોઈ પણ ધર્મનો આરંભ થયા પહેલાંના સમયે માન્યાં જતાં નહોતાં. અઢારસો વરસ પહેલાં લોકોની નીતિની જે કલ્પના હતી તેને જ આપણે અત્યારે અનીતિ ગણીએ છીએ આજ તમારા રાજ્ય–કર્તાઓએ તમારા અને સમાજના બીજા વર્ગ વચ્ચે સ્પર્ધા ઉત્પન્ન કરી છે. કોઇ પણ જાતના સંઘો સ્થાપવાન મનાઈ થયેલી છે. વર્તમાનપત્રો અને પુસ્તકોના ઉપર સરકારે પોતાને પહેરો રાખ્યો છે કે રખેને તમે સત્ય જાણી જાવ, તમને તમા પોતાનાં કર્તવ્યો સમજાઇ જાય; માનવજાતિને આજ શાની જરૂ છે તે તમારાથી છુપાવી રાખવામાં આવે છે. રાષ્ટ્રદ્વારા તમાર મફત શિક્ષણની વ્યવસ્થા થાય તે સાર્વજનિક નિશાળોમાં માનવ જાતિનો ઇતિહાસ અને વર્તમાનકાળની આવશ્યકતાઓ શીખવવાન શરૂઆત થતા પહેલાં તમે આ જ બાબતો શીખી શકશો, માનવ જાતિની વર્તમાનકાળની જરૂરીયાતો પણ ઓળખવી શકય છે. એ

આવશ્યકતાઓ હંમેશા જુદા જુદા રાષ્ટ્રમાં થનારા ફેરફારોના રૂપમાં પ્રકટ થતી હોય છે; એ ફેરફારોમાં ઓછુંવત્તું લોહી રેડાય છે, એ જરૂરીઆતો ક્યારેક ક્યારેક અસ્પષ્ટ પણ દેખાય છે; જે રાષ્ટ્રને જબરજસ્તીથી નિષ્ક્રમ કર્યું નથી અને જ્યાં સ્મશાન શાન્તતા સ્થાપવામાં આવી નથી, ત્યાં એવા ફેરફારો વારંવાર થાય છે. ગુલામગિરીમાં પડેલા મારા બાન્ધવો! આ બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો તમને કોણે પ્રતિબંધ કર્યો છે? આપણા ઉપર રાજ્ય કરનારા જુલમી અને સંશયગ્રસ્ત રાજ્યકર્તાઓ યુરોપમાં બનતા બનાવો આપણા લક્ષાવધિ ઈટાલિયનોથી કેટલા દિવસ છુપાવી શકશે? આપણામાંથી ઘણા લોકો પરદેશ આવજા કરે છેજ. જો સાર્વજનિક સંસ્થા સ્થાપવાની બંધી છે તો ગુપ્ત મંડળીઓ સ્થાપવાને કેવી રીતે હરકત લઈ શકાશે? માત્ર એ ગુપ્ત મંડળીઓએ બાહ્ય નિશાનીઓ અને ગુંચવાડા ભરેલી ઘટનાઓનો ત્યાગ કરવો જોઇએ એ મંડળોના સભાસદ બાન્ધવોની સાંકળ શહેરોશહેર જોડાતાં જોડાતાં ઠેઠ સરહદ સુધી પહોંચાડવી જોઇએ. સરહદ બહારના દરેક ભાગમાં તમારા મિત્રો અને દેશબાન્ધવો તમારી વાટ જુએ છે તેમની ઇચ્છા ઈટલીને મદદ કરવાની છે. તેથી આપણા રાજ્યકર્તાઓએ તેમને દેશનિકાલ કર્યા છે. તે લોકો તમને વસ્તુસ્થિતિનું ખરું સ્વરૂપ બતાવશે પોતાના કડવા અનુભવો તથા પોતે કરેલાં નિરિક્ષણથી તેમને માનવજાતિના વર્તમાનકાળની આકાંક્ષાઓનું જે જ્ઞાન પ્રાપ્ત થયું હશે તે બધું તમને તે તમારા ઉપરના પોતાના પ્રેમને લીધે નિવેદન કરશે; એવા એ તમારા મિત્રો અને દેશબન્ધુઓ તમને દેખાતા નથી કે? તેઓ અજ્ઞાતવાસમાં રહીને જે વાઙ્મય પ્રસિદ્ધ કરે છે તે વાંચવાની તમારી ઇચ્છા હોય તો તમને તે મળવું અશક્ય છે કે? તે લેખો

વાંચો અને વાંચીને તરત બાળી નાંખો. કારણ કે બીજે દિવસે સરકારે તમારા ઘરની ઝડતી લીધી ને તે લેખો તમારા ઘરમાંથી નીકળ્યા તો તમારા આખા ઘર ઉપર સંકટ આવવાનું! આપણું કાર્યક્ષેત્ર આપણે વધારી શકીએ, તમારે માટે સ્વદેશના અને દુનિયાના ઇતિહાસના ગ્રંથો લખાવાને તે છાપી શકાય એટલા માટે અમને મદદ કરો. એવાં પુસ્તકોનો પ્રચાર જલદીથી થવો ઇષ્ટ છે. માટે તેવો પ્રચાર કરવાના રસ્તા ખુલ્લા રાખો. ધ્યાનમાં રાખો કે શિક્ષણ વિના કર્તવ્યબોધ નહિ થાય. સમાજે તમારા શિક્ષણની સગવડ નહિ કરી હોય તો તે ગુન્હાની જવાબદારી સમાજ ઉપર જ પડે છે. માત્ર શિક્ષણની સંધિ મળ્યા છતાં પણ જો તમે તે તરફ દુર્લક્ષ કરશો, જે સમાજમાં તમને અશિક્ષિત રાખવામાં આવે છે તેને નવું સ્વરૂપ આપવાનાં સાધનો હાથમાં આવ્યા છતાં તે વાપરવામાં જો તમે કચાશ કરશો તો તમને ભારે પાપ લાગશે. અજ્ઞાન એ ગુન્હો નથી પણ અજ્ઞાનમાંથી મુક્ત થવાનો જો તમે પ્રયત્ન નહીં કરો તો માત્ર તમે ગુન્હેગાર ઠરશો; તમારી વિવેકબુદ્ધિ કહેતી હોય છે કે ઇશ્વરદત્ત શક્તિનો વિકાસ કરવો એ પ્રાણીમાત્રનું કર્તવ્ય છે, છતાં પણ જો તમે તમારી વિચારશક્તિને નિદ્રિતાવસ્થામાં રહેવા દેશો તો માત્ર તમે ગુન્હેગાર ઠરશો. જ્યારે પરમેશ્વર મનુષ્યને સત્યપ્રીતિની ભાવના આપી ત્યારે તેની સાથે જ સત્યને અનુસરવાનાં સાધનો પણ તેણે જ આપ્યાં છે, એની ખબર હોવા છતા પણ જો તમે નિરાશ થઇને સત્યશોધન છોડી દેશો, કિંવા જુલમી લોકોના શબ્દ નિઃસંશય સત્ય માનશો, કિંવા જુલમી લોકોના ગુલામ બનેલા ધર્મમાર્તંડોના શબ્દો ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેશો તો માત્ર ગુન્હેગાર ઠરશો.

જગત્પિતા અને સૃષ્ટિના ચલાવનાર પરમેશ્વર પોતાનું શાસન માનવજાતિમાં કાલ અને સ્થળદ્વારા પ્રકટ કરે છે. માનવજાતિની પરંપરાને પૂછો–ફક્ત એક જ સૈકાની માનવજાતિને કિંવા એક જ મતના અનુયાયીઓને આ બાબતમાં અંતિમ પ્રમાણ ગણશો નહિ. દેશકાલ પરિસ્થિતિથી અબાધિત એવી માનવજાતિના શબ્દને પ્રમાણ માનો. **જ્યારે મનુષ્યની વિવેકશક્તિનો નિર્ણય લોકમતની સાથે મળતો હોય છે ત્યારે ખાત્રી પૂર્વક માનો કે તે નિર્ણય સાક્ષાત્ પરમેશ્વરનો છે.**

આપણી ખાત્રી છે કે, પરમેશ્વરનો સંકેત પ્રકટ કરવાની શક્તિ ફક્ત માનવજાતિમાં છે, અને માનવજાતિ ઉપર આપણી શ્રદ્ધા છે. હું મનુષ્ય માત્રનાં જે કર્તવ્યો કહેવાનો છું તે ખરેખર જ તેવાં છે કે નહિ એ તમે તમારી મેળે જ જુઓ. આપણા વિવેકનો શબ્દ સદસદ્ વિવેકબુદ્ધિનો શબ્દ–અને માનવજાતિનો નિર્ણય જો મળતા આવ્યા તો અલબત્ તે કર્તવ્યો હોવાં જોઇએ.

---

## પ્રકરણ ૪ થું.

### માનવજાતિ પ્રત્યેનાં કર્તવ્યો.

તમારાં પ્રથમ કર્તવ્યો માનવજાતિ પ્રત્યેનાં છે; એટલે એ બરાબર પાર પાડ્યા શિવાય બીજાં કર્તવ્યો કરતાં તે વધારે મહત્ત્વનાં છે, માટે જ તે તમારાં પ્રથમ કર્તવ્યો છે; જો એ નહિ સમજો તો તમે બીજાં કર્તવ્યો બરાબર રીતે પાર પાડી શકશો નહિ. નાગરિક તરીકે તેમ જ પુત્ર અને પિતા તરીકે બજાવવાનાં કર્તવ્યો પવિત્ર અને અનુલંઘનીય છે; પણ મનુષ્ય તરીકે તમારા ઉપર આવી

પડતી જવાબદારીને લીધે જ તે પવિત્ર અને અનુલ્લંઘનીય થાય છે. તમને પિતૃપદ પ્રાપ્ત થાય છે તે એટલા જ માટે કે પરમેશ્વરનું પૂજન કેવી રીતે કરવું અને કર્તવ્યાકર્તવ્ય વિવેક કેવી રીતે કરવો એ તમે બીજાને શીખવો. પરમેશ્વરે તમને પોતાનો એવો એક દેશ આપ્યો છે તે એટલા જ માટે કે મર્યાદિત કાર્યક્ષેત્રમાં—ભાષા, પ્રવૃત્તિ અને રૂઢીથી જે લોક તમારી સાથે મળી ગયેલા છે તેમની મદદ વડે તમે માનવજાતિના કલ્યાણ માટે શ્રમ કરો. પછી જેમને માટે તમે શ્રમ કરો તે અત્યારે ગમે તે સ્થિતિમાં હોય, કિંવા ભવિષ્યકાળમાં તેમના વંશજો ગમે તેવા નીપજે. આ કાર્ય એકલા હાથે પાર પડાય એવું નથી; કારણ કે મનુષ્ય દુર્બળ છે અને પોતાના બાન્ધવોના સમુદાયમાં તે ગોટાળાઈ જવાનો સંભવ છે. મનુષ્ય માત્રને ફક્ત સ્વદેશ અને પોતાના કુટુંબ—ગૃહપ્રત્યેનાં કર્તવ્યો પાળવાનું નૈતિક બંધન છે, એવો જે ઉપદેશ કરે છે તે નીતિ નથી શીખવતા; પણ તે તમને અહંકાર શીખવે છે. એનાથી તમારૂં તેમ જ બીજા લોકોનું પણ અકલ્યાણ થાય છે. ગૃહ અને સ્વદેશ આ બંને કાર્યક્ષેત્રોનો જેમાં સમાવેશ થાય છે એવી માનવજાતિ એ એક વિસ્તૃત કાર્યક્ષેત્ર છે; એક નીસરણીનાં આ બે ફક્ત પહેલાં પગથીયાં જ છે. આ પગથીયાં ચઢી ગયા શિવાય તમે કયારેય પણ ઉચ્ચ સ્થાને જઈ શકશો નહિ—ફક્ત એ નીસરણીનાં પગથીયાં પાસે જ ઉભા રહેવાનો કર્તવ્યતત્પર પ્રાણી માત્રને પ્રતિબંધ છે.

તમે મનુષ્ય છો, તમારામાં વિચારશક્તિ અને સમજ—બુદ્ધિ છે; સંઘટનવડે આત્મોન્નતિ કરી લેવાની તમારામાં શક્તિ છે, અને એ ઉન્નતિ મર્યાદિત બનાવવાની શક્તિ કોઈનામાં નથી; માનવજાતિના જીવન વિષે અત્યારે આપણે આટલું જ જાણીએ છીએ.

ે શક્તિઓ મનુષ્ય સ્વભાવના મહત્વના ઘટક છે. પશુ અને
ાનુષ્ય વચ્ચેનો ફરક એ જ શક્તિઓને લીધે સમજાય છે, અને એ
ાક્તિઓ ફાલે એટલા માટે જ તે બીજરૂપે પ્રાણી માત્રમાં મૂકવામાં
ાવી છે. એ શક્તિઓ વિકસિત થઇને વધારે સમર્થ થાય એવી જ
ાતનો દરેક મનુષ્યનો જીવનક્રમ હોવો જોઇએ. એ દૈવી શક્તિઓના
ાકાસનો વિરોધ કરવાથી અથવા થવા દીધાથી મનુષ્ય પ્રાણી માનવ
ાટીમાંથી જનાવરની કોટીમાં જાય છે. તેનાથી જીવિત કર્તવ્યનો
ાને પરમેશ્વરની આજ્ઞાનો ભંગ થાય છે.

એ શક્તિઓનો લોપ થવા દેવો કિંવા તેમનાપર બીજાની
ાપશાહી ચાલવા દેવી એ પરમેશ્વરનો દ્રોહ છે. મનુષ્યથી વ્યક્તિ
રિકે જુદા રહીને કરી શકાય એવાં કર્તવ્યો હોવાં જોઇએ, અને
તેણે એકલાએ જ પાળવાં એવી જો પરમેશ્વરની ઇચ્છા હોત તો
ણે મનુષ્યને એકાન્તવાસમાં ઉત્પન્ન કર્યો હોત; પણ દુનિયામાં
હીને માણસોએ કર્તવ્યપરાયણ થવું એવી ઇચ્છા હોવાથી તેણે મનુષ્યને
ાકસમુદાયમાં ઉત્પન્ન કર્યો. માનવજાતિમાં તેણે પૂર્ણત્વની
ાને સ્નેહભાવની ભાવના બીજરૂપે મૂકી તે વ્યવહારમાં મૂર્ત
ારૂપમાં અને અધિકાધિક તેજથી પ્રકટ થતી જાય એવો જ પરમે-
ારનો સંકેત છે. વ્યક્તિનાં ઐહિક જીવનનું કાર્યક્ષેત્ર કાર્યે આકુંચિત
ાું છે અને કર્તૃત્વશક્તિની મુડદાલતાને લીધે વૈયક્તિક જીવન
હેલેથી જ ઓછા જોરવાળું થયું છે. માટે એવાં વૈયક્તિક જીવનમાં
ભાવનાઓ કવચિત્ જ ચળકતી દેખાય એ સાહજીક જ છે.
ઢીઓ પછી પેઢીઓ ઉત્પન્ન થયા કરે છે તેથી માનવજાતિ ચિરં-
વ છે અને પ્રાણી માત્રના બુદ્ધિપ્રભાવથી માનવજાતિની બુદ્ધિમત્તા
ાખંડ તેજથી પ્રદિપ્ત થાય છે. અને તેથી તેમાં જ—માનવજાતિમાં જ
ાવી દૈવી ભાવનાઓ ઉત્પન્ન થવી શકય છે. મનુષ્યે પોતાના

આયુષ્યનો વ્યય માનવજાતિના કલ્યાણાર્થે કરવો, તેણે પોતાની શક્તિઓનો ઉપયોગ પોતાના બાન્ધવોની નૈસર્ગિક શક્તિઓમાં વધારો કરવાના પ્રયત્નમાં કરવો અને અનેક સૈકાઓથી ધીમે ધીમે પ્રગતિ કરનારા સત્યસંશોધનનાં અને સુધારણાનાં કાર્યને પ્રાણીમાત્રે મદદ કરવા માટે જ પરમેશ્વરે મનુષ્યને જીવનશક્તિઓ આપી છે, તમારે પોતાને શિક્ષણ લેવું જ જોઇએ અને બીજાઓને પણ સુશિક્ષિત કરવા જ જોઇએ; પોતાની બધી શક્તિઓ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પૂર્ણપણે વિકસિત કરી લેવી જોઇએ, અને બીજાઓને એ કાર્યમાં મદદ કરવી જોઇએ. નિઃસંશય તમારા હૃદયમાં પરમેશ્વરનું અધિષ્ઠાન છે તેમ જ તમારી આસપાસ નજરે પડનારા પ્રત્યેક મનુષ્યમાં નારાયણનું વાસ્તવ્ય છે; ભૂત, વર્તમાન અને ભાવી એ બધી પેઢીઓમાં તેનું વાસ્તવ્ય હતું, છે અને હશે. પરમેશ્વર, ધર્મ અને માનવી કર્તવ્યોનું જ્ઞાન વધારે પવિત્ર અને પ્રસૃત કરવાનું કામ એ પેઢીઓનું છે. જે વસ્તુમાં પરમેશ્વર અધિષ્ઠિત થયેલા છે એવી તમારી ભાવના થાય તે વસ્તુનું પૂજન તમારે કરવું જ જોઇએ. માનવજાતિ પરમેશ્વરનું મંદિર છે, અને એ મંદિરમાં થનારા દરેક અપવિત્ર પ્રકારનો ભાર તમારે માથે છે. તમે પોતાને પવિત્ર અને ઉચ્ચ કહેવડાવશો તો તેથી કંઈ વધારે ફાયદો નહિ થાય. જેને તમે પવિત્ર કહો છો તેનું રક્ષણ એકાન્તવાસ સ્વીકારીને કરી શકાય તેમ છે. તમે અપવિત્રતાથી બે ડગલાં દૂર રહ્યા ખરા, પણ દુનિયામાંની અપવિત્રતાનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો નહોય તો તમે કર્તવ્યચ્યુત થયા છો એમ માનવું જોઇએ. ફક્ત અંતઃકરણમાં જ સત્યની ભક્તિ કરવાથી કામ સરતું નથી; વિશ્વના ગમે તે એકાદા ખૂણાખોચરામાં પણ જો તમારો ભાઇ અજ્ઞાનમાં ખદબદતો પડ્યો હોય તો તેના ઉદ્ધાર માટે તમારે

પ્રયત્ન કરવો જોઇએ. આ બાબતની તમને ખબર હોવા છતાં પણ જો તમે તેમ નહિ કરો તો તમે તમારૂં કર્તવ્ય ચુકશો. તમારા બાન્ધવના હૃદયમાં વિરાજેલી પરમેશ્વરની મૂર્તિ એવા વર્તનથી વિદ્રૂપ થશે. પરમેશ્વરે આ વિશ્વને બાંધી આપેલા નિયમોનું-ધર્મનું-પાલન પ્રાણી માત્રે કરવું જ જોઇએ, એવી તેની ઇચ્છા હોવા છતાં પણ અત્યારે તેનો વિપર્યાસ થાય છે-તેનો આજ ભંગ થાય છે. જે કરોડો મનુષ્યોએ તેમને નીમી આપેલું કાર્ય એકત્ર થઇને પાર પાડવું એવો પરમેશ્વરનો સંકેત તે જ મનુષ્યો અત્યારે માનવી જીવનની ઉદાત્તતાને કાળી ટીલી લગાડે છે. અને એવા વખતે જો તમે કિંકર્તવ્યમૂઢ થઇને નિષ્ક્રિય રહેશો તો ચાલશે કે? આવી રીતે તમે કંઇ પણ કાર્ય ન કરવા છતાં અમારી પરમેશ્વરપર શ્રદ્ધા છે એમ કહેવાનું સાહસ તમારાથી થશે કે?

કોઇ દેશના લોકો રાષ્ટ્રનું અને સ્વાતંત્ર્યનું નિશાન ઉભું કરે છે, પોતાના શત્રુઓની સાથે લડે છે, વિજય કિંવા સ્વર્ગ એ બે-માંથી એક તેઓ તે સ્વાતંત્ર્યયુદ્ધમાં પ્રાપ્ત કરી લે છે. તે લોકો ગ્રીસના હો કે પોલંડના હો, તેમની યુદ્ધકથાઓ સાંભળીને તમારૂં હૃદય ઉભરાઇ જાય છે, તેમના વિજયની વાતો સાંભળીને તમારા અંતઃકરણમાં આનંદ માતો નથી, તેમના પરાભવની ખબર સાંભ-ળતાં તમને તમારો પોતાનો જ પરાભવ થયો હોય એમ લાગે છે; એમ શા માટે થાય છે? સર્વત્ર શાન્તતા હોય છતાં વિશ્વના એકાદા ખૂણાખોચરામાંથી મનુષ્ય-પછી તે તમારો દેશબન્ધુ હો કિંવા બીજો કોઇ પરકીય હો-એકાદા નવીન તત્ત્વનો ઉચ્ચાર કરે છે, તેની દૃઢ ખાત્રી હોય છે કે તે તત્ત્વ સત્ય છે, તેને માટે પોતાને કેટલોક ત્રાસ

સહન કરવો પડે અને તેને તુરંગવાસ ભોગવવો પડે, તો પણ તે તત્ત્વ સત્ય જ છે, એવો તે આગ્રહ ધરે છે; અને ફાંશીને માંચડે પોતાના ગળાની આસપાસ તાંતનો ગળાફાંસો દેવાની વખતે સુદ્ધાં તે તત્ત્વને માટે તે એકનિષ્ઠ રહે છે. એવા મનુષ્યોનો તમે ધર્મ-વીર અથવા મહાત્મા તરિકે શા માટે આદર કરો છો ? તમે પોતે તેમનું સ્મરણ આદરપૂર્વક કરો છો અને પોતાનાં છોકરાં છૈયાંને પણ તેમ કરતાં શીખવો છો, એ તમે શા માટે કરો છો ?

ગ્રીસના ઇતિહાસમાંની રાષ્ટ્રપ્રેમથી છલકાતી વાતો તમે ઉત્સુક-તાથી વાંચો છો, તે પોતાનાં છોકરાંઓને કહી સંભળાવતી વખતે તમારૂં મન અભિમાનથી ઉભરાઇ જાય છે ને જાણે કે એ વાતો આપણા જ બાપદાદાના કર્તૃત્વની છે, એવી ભાવનાઓ તમારા અંતઃ-કરણમાં કેમ આવે છે ? જે પ્રસંગો તમારા મનમાં હોય છે, તે બે હજાર વરસ પહેલાં બનેલા અને તે પણ ઘણી જુદી પરિસ્થિતિમાં ! જે તત્ત્વોની સત્યતા તે વીરોએ પોતાના લોહીની નદીઓ વહેવડાવીને સિદ્ધ કરી આપી તે તત્ત્વો ઉપર તમારો વિશ્વાસ નહિ હોય, તેમણે મરણ વોરી લીધું અને વૈયક્તિક પ્રગતિ અટકાવી દીધી એવો પણ તમારો મત હશે; જે લોકોના જયાપજયની સાથે તમારી ભાવનાએ એકતાનતા પામે છે, તે લોકો પરકીય છે, તેમના વિષે તમને વધારે માહિતી પણ નથી; પછી તેના પ્રાન્ત ઉપર એકાદા સુલતાનની સત્તા હોય તોય શું, બવેરીયાના રાજાની કિંવા રશિયાના ઝારની હોય તોય શું, કે તે રાષ્ટ્રનું રાજ્ય તે જ દેશના લોકોએ સ્વસત્તાક રાખ્યું હોય તોય શું, તમને તો બધુંય એક સરખું જ ! પણ તમારાં અંતઃ-કરણમાં એક ધ્વનિ બોલતો હોય છે કે બે હજાર વર્ષ પહેલાં લડનારા લોકો. તમારાથી આજ બે હજાર મૈલ પર લડતાં લોકોએ એક

તત્ત્વ માટે લડયા—કદાચિત્ તે જ તત્ત્વ માટે તમે પોતે નહિ લડો. તે તમારા બન્ધુઓ છે, ફક્ત માનવજાતિના સગપણથી જ નહિ પણ ધ્યેયની અને કાર્યની એકવાક્યતાને લીધે તેઓ તમારા બાન્ધવો છે. તે ગ્રીક લોકો નાશ પામ્યા પણ તેમનું કાર્ય, તેમણે કરેલું કાર્ય, હજી નષ્ટ થયું નથી. જો તેમણે પોતાનું કાર્ય—બરાબર ન બજાવ્યું હોત તો આજ આપણે નૈતિક અને બૌધક વિકસનના જે પગથીએ છીએ ત્યાં સુધી આવી શકયા જ નહોત. આજ જે રાષ્ટ્રસ્વાતંત્ર્યના તત્ત્વ માટે તમે લડો છો તે જ તત્ત્વ તેમણે પોતાનાં લોહીનાં અર્ધ્યથી પવિત્ર કર્યું છે. તે વીરોએ આત્મત્યાગ કરીને અખિલ વિશ્વને બતાવી આપ્યું છે કે સત્યને સારૂ મનુષ્યે સર્વસ્વનો ત્યાગ કરવાને તૈયાર રહેવું જોઇએ. વખત પડયે પ્રાણની પણ આહુતિ આપવી જોઇએ. જે વીરોએ પોતાની ધર્મનિષ્ઠા ઉપર પોતાનું લોહી વહેવડાવીને તે ઉપર પોતાનો હક સ્થાપિત કર્યો છે, તેમણે ઐહિક પ્રગતિનો માર્ગ અટકાવ્યો કે શું એ પ્રશ્નને મહત્વ જ રહેતું નથી. ખુદ પરમેશ્વરને સુદ્ધાં પોતાના જીવનનો વિકાસ કરવાની ફરજ પડે છે; માનવજાતિની પ્રગતિ કરવી એ મુદ્દાની વાત છે. જે યુદ્ધ આજ સત્યને માટે ચાલી રહ્યું છે અને જે આત્મયજ્ઞ થઇ રહ્યો છે, તેમાંથી ભવિષ્ય કાળના લોકો બોધ લે, તેમની રાષ્ટ્રભક્તિ વધારે ઉચ્ચ દરજ્જાની થાય અને તેમને માનવી કર્તવ્યોનું જ્ઞાન વધારે સ્પષ્ટ થાય, એ મહત્વની બાબત છે, એવા આત્મયજ્ઞોથી માનવસ્વભાવ વધારે ઉચ્ચતર થવો જોઇએ અને મનુષ્યને ખરા ધર્મનું જ્ઞાન વધારે સારી રીતે થવું જોઇએ; તેમજ જ્યારે મનુષ્ય સ્વભાવ ઉચ્ચતર દેખાઇ આવે છે, નવાં નવાં તત્ત્વો વિજયશાલી થાય છે, શિક્ષણ, નીતિ અને પ્રગતિના પંથે એકાદું પગલું આગળ

પડે છે ત્યારે તેનું સંપૂર્ણ પરિણામ સંપૂર્ણ માનવજાતિ પર ક્યારેક પણ જણાઇ આવશેજ એવી ખાત્રી લાગે છે. એકજ ઠેકાણે પણ નિરનિરાળે માર્ગે ચાલ કરી જનાર અને નિરનિરાળાં પથકોમાં વિભાગેલાં એવા એકજ સૈન્યમાંના તમે પોતે સૈનિકો છો એ ભૂલશો નહિ. એ આખા લશ્કરનું ધ્યેય એક જ છે. અત્યારે તમને તમારા પોતાના જેવા તદ્દન પાસેના જ આગેવાનો નજરે પડે છે; જુદા જુદા પ્રકારના લશ્કરી પોશાકો, જુદી જુદી ભાષામાં અને જુદા જુદા અર્થે ઉચ્ચારાતા હુકમના શબ્દો તેમ જ એ એક જ સૈન્યના નિરનિરાળા મથકોના એકમેકને શત્રુવત્ દેખાડનારી સરહદો, પર્વતો વગેરે અડચણોથી તમે એ સત્યને ભૂલી જાઓ છો અને તમારૂં ધ્યેય તદ્દન આકુંચિત એવા કાર્યક્ષેત્રના તદ્દન પાસેના સાધ્યમાં જ ખુંચી જાય છે. પણ જગન્નિયંતા અખિલ માનવજાતિપર એક સરખી નજર રાખી શકે છે, તેને એ બધું સૈન્ય દેખાય છે, બધાં પથકોની જુદી જુદી હીલચાલો પણ તેના જ હુકમથી થાય છે. ફક્ત એક પરમેશ્વરને જ યુદ્ધ શા માટે ચાલી રહ્યું છે તેની ખરેખરી ખબર હોય છે. ફક્ત તેને જ એ યુદ્ધનો નકશો અવગત હોય છે અને આખી માનવજાતિને એક જ નિશાન નીચે આણવાનું સામર્થ્ય પણ માત્ર તેનામાં જ છે.

આપણા અંતઃકરણમાં અત્યારે જે નિષ્ઠા છે તે એવા પ્રકારની છે; અત્યારે જે નવયુગનો ઉદય થતો આપણને લાગે છે તે યુગનીતિનો પાયો એજ નિષ્ઠા ઉપર બાંધેલો છે; એ નવયુગની નીતિનો પાયો અને પ્રાચીન કાળના લોકોની નીતિના પાયામાં કેટલું બધું-જમીન આસમાનનું અંતર છે ! જે સત્યયુગની આપણે

પાપના કરવાના છીએ તેની કલ્પનામાં અને આપણને જે કર્તવ્યો
ાગે છે તેની કલ્પનામાં કેટલો દૃઢ ઐક્યભાવ છે! અનાદિ કાળમાં
હાં લોકોને પરમેશ્વરનું અસ્તિત્વ ભાસતું હતું: પણ તેમણે પરમે-
રનું અને ધર્મનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો નહીં.
મને લાગતું હતું કે પરમેશ્વર પરમ સમર્થ છે. તેથી તેઓ તેના
ળથી બીતા હતા; પરમેશ્વરની પ્રાપ્તિ તેમને તેના તરફ ખેંચી
તી હતી, પણ તે તેમને જણાતું નહોતું; પરમેશ્વર અને મનુષ્ય
ચ્ચે કંઈ પણ સંબંધ હોવો જોઈએ એવી તેમની ફક્ત અસ્પષ્ટ
લ્પના હતી. ઇંદ્રિયોને ગોચર થનારી વસ્તુઓ પાછળનું ચૈતન્ય
મને સમજાવા લાગ્યું ન હોતું. તેમણે પરમેશ્વરને પણ તેવું જ
વરૂપ આપ્યું. વિજળીથી પડી ગયેલું એકાદું ઝાડ, જે એકાદા
ખડકને આધારે તેમણે પોતાની ઝુંપડી બાંધી હોય તે ખડક, તેમની
જરે પડેલું એકાદું જનાવર—એને અને એવીજ બીજી વસ્તુઓને
રમેશ્વર માનીને તેમણે તેની પૂજા કરવાની શરૂઆત કરી. એ
પરથી જડ વસ્તુઓમાં અદ્ભુત શક્તિનું અધિષ્ઠાન છે એવી
મજણ રૂઢ થઈને વસ્તુપૂજાનો આરંભ થયો. તે વખતે મનુષ્યને
ોતાના ઘર શિવાય બીજું ઐક્ય બંધન નહોતું. ઘર બ્હારના
ધાય તેને પરાયા લાગતા હતા; અક્ષમત એવી સ્થિતિમાં પોતાનું
અને પોતાનાં ઘરનું રક્ષણ કરવું એટલોજ તેમની નીતિયત્તાનો પાયો
તો. કાલાન્તરે પરમેશ્વર વિષેની કલ્પના વધારે વિસ્તૃત થઇ,
ંદ્રિય ગોચર વસ્તુઓમાં વસનારા પરમેશ્વરની કલ્પનાનેજ વસ્તુ-
રહિત સ્થિતિમાં મનમાં લાવવાનો પ્રયત્ન તેમણે બીતાં બીતાં જ
ર્યો. સર્વ સાધારણ અનુમાનો કાઢવાનો તેમણે આરંભ કર્યો.
રમેશ્વર ફક્ત કુલસ્વામી છે એ આકુંચિત કલ્પના તેમણે છોડી
ીધી; પરમેશ્વર આખા ઘરનો, જાતનો, શહેરનો અને રાષ્ટ્રનો

રક્ષણકર્તા છે એટલે સુધી તેમની કલ્પના વિસ્તાર પામી. વસ્તુ-પૂજા પછી અનેક દેવ દેવતાઓની પૂજાની શરૂઆત થઇ. અલબત એ પછી નીતિનું કાર્યક્ષેત્ર પણ વિશાળ થયું. મનુષ્યનાં કર્તવ્યોનું કાર્યક્ષેત્ર ફક્ત ઘર પુરતું જ હતું તેનો વિસ્તાર થયો અને મનુષ્ય જાતિ માટે તથા દેશ માટે કાર્યો કરવા લાગ્યો, છતાં હજી માનવ-જાતિ તરફ તેનું ધ્યાન પહોંચ્યું નહોતું. દરેક રાષ્ટ્રને એમ લાગતું કે આપણા રાજ્યની સરહદ બહારના લોકો જંગલી છે ! એવી સમજ એક વખત દૃઢ થયા પછી તે લોકો તરફ તેઓ ઘણી ખરાબ રીતે વર્ત્યા, પાશવી બળ વડે કિંવા કપટ વડે તેમને જીતવામાં આવ્યા અને તેમના ઉપર જુલમ ગુજારવામાં આવ્યો. એવા લક્ષાવધિ પરકીય લોકો—અને તેથીજ જંગલી–લોકો દરેક દેશમાં રહેતા હતા, તેમને નાગરિકત્વના હકો નહોતા, રાષ્ટ્રધર્મમાં પ્રવિષ્ટ થવાનો તેમને પ્રતિબંધ હતો; તેઓ મૂળથીજ ગુલામ હોવા જોઇએ એવી સમજને લીધે ગમે તે સ્વતંત્ર રાષ્ટ્રમાં એવા પરતંત્ર ગુલામો નજરે પડતા હતા. નાના મોટા અનેક ભગવાનો માનવા કરતાં પરમેશ્વર એ એકજ છે એમ માનવામાં આવ્યું હોત તોજ માનવજાતિના નિરનિરાળા વિભાગોમાં ઐક્યભાવ છે એવી કલ્પના લોકોના મનમાં આવી હોત. પરમેશ્વર એક છે એ કલ્પના પ્રાચીન કાળના કેટલાક મહર્ષિઓની અંતઃ—ચક્ષુને ભાસમાન થઇ હતી; મોઝેસે પણ એજ જાહેર કર્યું હતું. પણ એ જાહેર કરતી વખતે તેણે એક મોટી ભૂલ કરી હતી તે એ કે, માનવજાતિમાંના અનેક વિભાગોમાંથી એક વિશિષ્ઠ દેશના લોકો ઉપર પરમેશ્વરની વધારે મરજી છે, એવો પણ પોતાનો મત તેણે દર્શાવ્યો હતો. રોમન સામ્રાજ્યના અસ્ત સમયે ક્રિશ્ચિયન ધર્મનો ઉદય થતો હતો ત્યારે માત્ર એ તત્ત્વ તદ્દન શુદ્ધ સ્વરૂપમાં માન્ય કરવામાં આવ્યું; "પરમેશ્વર એક છે અને આપણે

બધા તેનાં બાળકો છીએ." એ બે તત્ત્વો ક્રાઇસ્ટે પોતાની શિખવણના અગ્રસ્થાને સ્થાપન કર્યાં હતાં; એ તત્ત્વોના પ્રસારથી આખી માનવજાતિની ઘટનામાં એક મોટો ફેરફાર થયો. મનુષ્યની નીતિની અને કર્તવ્યક્ષેત્રની વ્યાપ્તિ આખી માનવજાતિ જેવડી મોટી થઇ. ગૃહકર્તવ્યો અને રાષ્ટ્રકર્તવ્યો તો પહેલાંજ માન્ય કરવામાં આવ્યાં હતાં, તેમાં માનવજાતિનાં કર્તવ્યોનો વધારો થયો. ત્યાર પછી મનુષ્યને સમજાયું કે બધા માણસો આપણાં ભાંડુ છે, દરેકના અંતઃકરણમાં નારાયણનો નિવાસ છે, દરેકનો આત્મા અનંત છે અને એક વખત પરમેશ્વરસ્વરૂપમાં લીન થઇ જવાનો છે; આપણે દરેક જણની સાથે પ્રીતિનો તેમજ વિચારનો વિનિમય કરવો જોઇએ. આપણે પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ તેમને મદદ કરવી જોઇએ એવી મનુષ્યની ખાત્રી થઇ. ત્યાર પછી ઇશ્વરે ધર્મપ્રચારકોના મનમાં સ્ફૂર્તિ પ્રજ્વલિત કરી ત્યારે તેમના મુખમાંથી ગંભીર અર્થથી ભરેલા એવા મહા મંત્રોનો ઉચ્ચાર થવા લાગ્યો. તે વખતના લોકોને એ મંત્રો સમજાયા નથી, અને કેટલાક ધર્મગુરૂઓને પણ તે નકામા લાગવાથી તેમણે તે મંત્રોનો ત્યાગ કર્યો. માનવ દેહમાં અનેક ઇંદ્રિયને એકજ કામ કરવાનું નથી હોતું; આપણે માણસો ભલેને કોટયાવધિ હોઇએ, પણ પરમેશ્વરના દિવ્ય સ્વરૂપમાં આપણે એકત્ર થઇ ગયા છીએ; તથા દરેક મનુષ્ય એ બીજા કોઇના જીવનનો એક અવયવ છે.[1] આખી માનવજાતિમાં ઐક્યભાવ છે અને આખી દુનિયાનું શાસ્ત્ર પણ એકજ છે.[2]

---

૧ Paul Ep to Romans, chap XIIVV 4. 5. આજ વિચાર શ્રીમદ્ભગવદ્ ગીતામાં પણ છે. જુઓ અધ્યાય ૧૧ શ્લોક ૧૩

૨ Gaslrel of st down, chapt X Ver·16

આ મહામંત્રનો ઉચ્ચાર થયાને આજ લગભગ બે હજાર વરસ થયાં. આટલાં વરસો સુધી અભ્યાસ અને પરિશ્રમ કરીને અનુભવ મેળવ્યા પછી અત્યારે એ તત્ત્વોને વ્યાવહારિક સ્વરૂપ પ્રાપ્ત થવાનો સમય આવ્યો છે; એ તત્ત્વો ફક્ત વ્યક્તિવ્યક્તિનેજ લાગુ કરવાનાં નથી; પણ માનવજાતિની અંતઃશક્તિને તેમજ સામર્થ્યને તે લાગુ કરવાના છે; એનાથી માનવજાતિ એક છે અને તેથી ધર્મ પણ એક છે, એટલુંજ પ્રતિપાદિત નહીં થાય. એ ધર્મની પહેલી કલમ એ ધર્મની પહેલી કલમ એટલે પ્રગતિ આ વિશ્વમાં સિદ્ધ થવાની છે.—પરમેશ્વરનો સંદેશ આપણે યથાશક્તિ પૂર્ણ કરવો છે, અને ઉચ્ચતર જીવન માટે પોતાને જ શિક્ષણ સંપાદવું છે. આટલી બાબતો તે મહામંત્રમાં છે. જો માનવજાતિ મહાપુરૂષ છે તો અલબત આપણે તેના શરીરનાં અવયવો છીએ, અને એજ સબબથી આપણે તેના સામર્થ્યની વૃદ્ધિ માટે પ્રયત્નો કરવા જોઇએ; માનવજાતિના જીવનમાં એકતાનતા, ઉત્સાહ અને સામર્થ્ય આપણે વિકસિત કરવાં જોઇએ. આપણા ભાઇઓની ઉન્નતિ કર્યાથી જ આપણી ઉન્નતિ થાય છે, તે શિવાય આપણને પરમેશ્વર પણ પ્રાપ્ત થતા નથી. આપણા બન્ધુઓની ઇચ્છા ન હોવા છતાં પણ તેમની ઉન્નતિ માટે આપણે પ્રયત્નો કરવા જોઇએ. આ બાબતો બરાબર સમજીને તે પ્રમાણે વર્તવાનો સમય આવ્યો છે. મનુષ્યે નરદેહ ધારણ કરીને અમુક કામ કરવું જોઇએ એમ આપણે અનુમાન કરીએ છીએ તે સાધ્ય થાય એટલા માટે સંપૂર્ણ માનવજાતિએ એકત્ર થઇને પ્રયત્ન કરવો જોઇએ, એવાજ પ્રકારનું તે કામ છે; માટે ભીખ માગવા આવનારાને ચપટી આપીને ધર્મ કરવા કરતાં ધર્મ ગણીનેજ આપણે કંઇક સંઘટના કરવી જોઇએ. સંપૂર્ણ માનવજાતિના

કલ્યાણ માટે આપણે યત્નમાન્ થવું જોઇએ, અને એ કામ આપણે સારી રીતે કરી શકીએ એટલા માટે આપણે આપણાં ગૃહોની અને રાષ્ટ્રની પુનર્ઘટના કરવી જોઇએ.

જેમ જેમ આપણને માનવી જીવિતનું જ્ઞાન વધારે સ્પષ્ટ થતું જશે તેમ તેમ બીજાં અને આ કરતાંય વધારે વિસ્તૃત એવાં કર્તવ્યો આપણને સમજાવા માંડશે. એવી રીતે જગત્પિતા પરમેશ્વર માનવજાતિને સુધારણાના માર્ગ ઉપર ચલાવતો હોય છે; એ કાર્ય તે માનવજાતિને આસ્તે આસ્તે પણ અખંડપણે શિક્ષણ આપીને કરે છે; માનવજાતિની સુધારણા થતી વખતે કુદરતી રીતે દરેક મનુષ્યની પણ સુધારણા થતી જાય છે.

માનવજાતિની સુધારણાની સાથેજ પ્રાણીમાત્રની સુધારણા થતી રહે છે; કારણ કે મનુષ્યના આસપાસનું નૈતિક વાતાવરણ જે ગંદું હોય તો પ્રાણીમાત્રથી પાવિત્ર્ય અને ઉન્નતિ શી રીતે પ્રાપ્ત કરી શકાય? સાધારણ રીતે જોઇએ તો કોઇ પણ મનુષ્ય માનવજાતિ સાથેનો પોતાનો સંબંધ તોડી શકાતું નથી, સુદામ પ્રયત્ન કરવા છતાં પણ તે તૂટતો નથી; પ્રાણી માત્રને પોતાનું આયુષ્ય પોતાના ભાઇઓમાં, ભાઇઓની સાથે જ ગાળવું પડે છે, તેને લીધે જ તે પોતાનો જીવનક્રમ ચલાવી શકે છે, અને ગમે તે પ્રકારે પોતાના ભાઇઓ માટે જ તે પોતાના જીવનનો ઉપયોગ કરે છે. આસપાસની હવા બગડે તો તેનું પરિણામ ગમે તેવા નિરોગી પ્રકૃતિના માણસ ઉપર સુદ્ધાં થાય છે જ, તેવુંજ પ્રાણીમાત્રના જીવનનું પણ છે. તે પોતાની આસપાસની પરિસ્થિતિનું પરિણામ ટાળી શકતું નથી. અલબત, આ નિયમને કેટલાક તેજસ્વી પુરૂષો અપવાદ હોય છે. કોઇ દેશમાં રાજ્યકર્તાઓ અને જાસુસોના જુલમને લીધે દરેક

મનુષ્ય પોતાના બધાય મત જાહેર કરી શકતો નથી, કિંવા પો
મતો તેવા નથી એમ તેને બતાવવું પડે છે. તમે તમારાં છ
છૈયાંને એવા દેશમાં મોકલવાનું ઠરાવ્યું હોય તો તે સત્યપ્રતિજ્ઞ
દુઃખ સહન કરે એવા પ્રકારનું શિક્ષણ તેમને દેવાના મનની તૈ
વાળા લોકો તમારાથી કેટલા મળી આવશે? જે સમાજમાં સં
નેજ સામર્થ્ય માનવામાં આવે છે, જ્યાં ફક્ત પૈસાનેજ માન
છે—ફક્ત શ્રીમંત લોકોનીજ આગતા સ્વાગતા થાય—સત્તાધિકારી અ
તેના હાથ નીચેના અમલદારોના હાથે થનારા જુલમ અને
માનથી જ્યાં ફક્ત પૈસો જ મનુષ્યનું રક્ષણ કરી શકે છે,
સમાજમાં તમારાં છોકરાં છૈયાંને જીંદગી વિતાડવાની છે
ખબર હોવા છતાં પણ તેમનાં અંતઃકરણમાં દ્રવ્ય પ્રત્યે તિર
છૂટે એવા પ્રકારનું શિક્ષણ દેવાનો નિશ્ચય તમારામાંથી કેટલા જ
કર્યો છે? " કોઇના ઉપર વિશ્વાસ રાખશો નહિ, પ્રામાણિક મ
સાર્વજનિક કાર્ય કરવાની ભાંજગડમાં પડવું નહિ; બ
પનો જોઇને વેતરવું " આવો ઉપદેશ પોતાના વહાલા ઇષ્ટ
બન્ધુઓને કર્યો નહોય એવો તમારામાં કોઇ છે? તેમને એ
દેશ કરતી વખતે ઉપદેશકનો મનમાં નિઃસ્વાર્થ પ્રેમ અને
શુદ્ધ હેતુ હશે, એ વિચારો તેના મનમાં સમાજની સ્થિતિ અવલે
કર્યા પછીજ આવ્યા હશે, પણ એ ઉપદેશ સર્વસ્વી અનીતિ
નથી કે? જે ક્રાઇસ્ટે માનવજાતિના કલ્યાણ માટે પોતાને હ
ક્રોસ ઉપર આત્મયજ્ઞ કર્યો તેની જ પૂજા કરનારી એવી કઇ માત
કે જેણે પોતાનો પુત્ર પોતાના બાન્ધવો માટે આત્મયજ્ઞ
નીકળ્યો હોય અને તેના ગળામાં હાથ નાંખીને તે કાર્યથી પ
કર્યો ન હોય? અને આમ ન થાય એટલા માટે એ વિરુદ્ધ શિ

હેવાનું મનોધૈર્ય તમે બતાવ્યું હોય તો પણ સમાજના હજારો દુર્ગુણો અને ગંદા લોકોથી તે શિક્ષણ નિષ્ફળ નહીં થાય કે? સમાજના અધઃપતનથી દીન થયેલા વાતાવરણમાં તમે પોતે આત્મોન્નતિ અને પાવિત્ર્ય પ્રાપ્ત કરી શકશો કે?

ઐહિક પરિસ્થિતિ વિષે વિચાર કરી વખતે બધાયના અભ્યુદય શિવાય તમારી ઐહિક સ્થિતિ કાયમને માટે સુધરવી શક્ય છે કે? અત્યારે હું આ શબ્દો ઈંગ્લંડમાં બેસીને લખું છું, અહીં નિરાશ્રિત ગરીબોને મદદ આપવા માટે દરવરસે ધરમાદામાં લોકો ખાનગી રીતે લક્ષાવધિ પૌંડ ખર્ચે છે; છતાં પણ મદદ માગનારાઓની સંખ્યા દિવસાનુ દિવસ વધતી જ જાય છે. ફક્ત પૈસાવાળા લોકોનો ધર્મ આ કામને માટે પુરો પડતો નથી, તેથી આ જ કાર્ય માટે કોઈક સાર્વજનિક સંસ્થા કાઢવાનો વિચાર બધે ઠેકાણે ચાલી રહ્યો છે. જે દેશમાં રાજ્યકર્તાઓ અન્યાય ઉપર અન્યાય કરીને પ્રજાને ખુંદી નાંખે છે, જ્યાં જુલમ કરનારા અને જુલમ સોસનારાની વચ્ચે દરેક ક્ષણે યુદ્ધ થવાનો સંભવ રહ્યા કરે છે એવા દેશમાં નવીન પ્રકારના ધંધા ઉર્જીતાવસ્થામાં લાવવા માટે ઝાઝા દિવસ સુધી વાપરવા મળે એવી અખૂટ થાપણ બહારના દેશોમાંથી લાવવી શક્ય છે કે! જે દેશમાં રાજ્યકર્તાઓની સ્વૈર ઇચ્છાનુસાર કર બેસાડવામાં આવે છે, પોતાની સત્તાને ધક્કો ન પહોંચે એટલા માટે સૈનિક, ડીટેક્ટિવો, નીચ અમલદારો, અને પેનશનર લોકોની સંખ્યા દિવસાનુદિવસ વધારવામાં આવતી હોય છે, એવા દેશમાં ઉદ્યોગધંધા અને કારખાનાં સ્થપાશે અથવા તો તેની ઉન્નતિ થશે એમ તમને લાગે છે કે? ફક્ત આપણાજ દેશની રાજ્યપદ્ધતિ અને સામાજીક સ્થિતિ સુધરી કે થયું, એજ આપણું કામ, એમ તમને લાગે છે કે?

નહિ. અત્યારે દુનિયાનો એક પણ દેશ શુદ્ધ સ્વદેશી માલ ઉપર રહી શકતો નથી, વસ્તુવિનિમય થવો જ જોઇએ. આયાત નિકાશ-થીજ રાષ્ટ્ર જીવી શકે છે. જો એકાદ પરદેશીય રાષ્ટ્રના લોકો સાંપત્તિક દ્રષ્ટિએ નબળા પડ્યા તો તમારા દેશના માલની માગણી ઉપર તેનું પરિણામ થાય છે. એકાદા દેશની રાજ્યપદ્ધતિ ખરાબ હોય તો તે દેશનો પરદેશ સાથે ચાલતો વેપાર બેસે છે, અને તેથી આખા દેશની સ્થિતિ નબળી પડે છે. ઇંગ્લેંડ અથવા અમેરિકાનો જો એકદમ નાશ થાય તો તેની જ સાથે ઇટલીનો પણ નાશ થાય. કોઈ પણ રાષ્ટ્રની ગાંઠ સ્વયંસિદ્ધ નથી હોતી; યુરોપમાંના રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનું તે સગપણ છે. એક રાષ્ટ્રની ઉન્નતિ થવા માંડે છે કે બાકીનાં રાષ્ટ્રોમાં અશાંતતા પસરાવા માંડે છે. માટે એક વિશિષ્ટ રાષ્ટ્રનો પોતાની ઉન્નતિ પ્રિત્યર્થ જ પ્રયત્ન એ લગભગ બીજાં રાષ્ટ્રોની ઉન્નતિનો પ્રયત્ન હોય છે; આ તમારા પહેલાં બધાય રાજ્યકર્તા-ઓએ અને રાજ્યકારણી પુરૂષોએ જાણ્યું છે; પહેલેથીજ તેમણે માંહોમાંહે સંઘટના કરી રાખી છે કે કોઇ પણ રાષ્ટ્રમાં જો રાષ્ટ્રીય ઉન્નતિની ચળવળ શરૂ થાય તો તે દાબી દેવી; માટે યુરોપના બધા રાજ્યકર્તાઓ સાથે તમારે લડવું પડશે. બધાંય રાષ્ટ્રોમાં સુધારણાની ચળવળ શરૂ થવી જોઇએ. યુરોપમાંનાં રાષ્ટ્રો વચ્ચે બંધુભાવ પ્રસ્થાપિત થવો જોઇએ, અને આખી માનવજાતિમાં જે ઐક્ય ભાવ સંસ્થાપિત થવાનો છે તેનું પહેલું પગથીયું ગણીનેજ આ પ્રયત્ન શરૂ કરવો જોઈએ. મારા બન્ધુઓ ! માટેજ હું તમને કહું છું કે તમારાં આદ્ય કર્તવ્યો માનવજાતિ પ્રત્યેનાં છે એ તમારાં છે તે ભૂલશો નહિ. એ રસ્તે ચાલશો તો જન્મે બતાવેલી દિશાએ પ્રયત્ન કરશો તો જ તમે રાષ્ટ્રકર્તવ્યો અને ગૃહકર્તવ્યો બરા-

જર રીતે પાળી શકશો. આ તમારૂં કર્તવ્ય છે, ને તે તમને હિતકર્તા પણ છે. પરમેશ્વરનો પ્રેમ અને તેણે જ નીમી આપેલો ધર્મ જે પ્રમાણે વિશ્વવ્યાપી છે તે જ પ્રમાણે આખી માનવજાતિને તમે તમારાં કાર્ય-ક્ષેત્રમાં લ્યો. તમારો જન્મ ગમે તે દેશમાં થયો હોય, પણ કોઇ મનુષ્ય ગમે તે દેશમાં સત્ય અને ન્યાય માટે લડતો હોય, તો તમારા સગા ભાઇએ યુદ્ધ માંડયું છે એમ માની તેને પુરેપુરો ટેકો આપો. પ્રમાદ, અન્યાય અથવા જુલ્મ નીચે છુંદાઇ જાય છે તે જ તમારા બાન્ધવ, પછી તે ગમે દેશના હો. સ્વતંત્ર રાષ્ટ્રમાંના અને પરતંત્ર રાષ્ટ્રમાંના બધા લોકો ભાઇ ભાઇ જ છે. તમારા બધાયના ઉદ્‌ગમ, ધર્મ અને ધ્યેય એકજ છે; માટે તમે જે દિવ્ય નિશાન આગળ ધરીને લડો તે નિશાન પણ એકજ રહેવા દો. જુદા જુદા રાષ્ટ્રમાં બોલાતી ભાષાઓ જુદી જુદી છે એમ કહેશો નહીં; અન્તુ, અને આત્મયત્નથી જે ભાષા બને છે તે અખિલ વિશ્વ સમજી શકે છે, તમનેય તે સમજાય છે. માનવજાતિ વિશાળ છે, અને આપણે વ્યક્તિશઃ ઘણા નિર્બળ છીએ એમ પણ કહેશો નહિ. કારણ કે પરમેશ્વર તમારૂં સામર્થ્ય નહીં માપી જુએ, પણ તમારા હેતુ કેટલા ઉચ્ચ હતા એ જ જોશે. માનવજાતિ ઉપર પ્રેમ કરો. રાષ્ટ્ર અને ગૃહ આપણાં નિકટનાં કાર્યક્ષેત્રો છે, તેમાં તમારે કોઈપણ કાર્ય કરવાનો સમય આવે ત્યારે તમે પોતાની જાતને પૂછો કે હું અત્યારે જે કરૂં છું તે જ જો બધાય લોકો એકબીજા માટે કરવાની શરૂઆત કરે તો તેનાથી માનવજાતિનું કલ્યાણ થશે કે અકલ્યાણ? વિવેક નિર્ણય આપે કે અકલ્યાણ થશે તો તે કામ કરશો નહિ. તમારા ઘરનો કિંવા રાષ્ટ્રનો તે કામથી થોડોઘણો ફાયદો થવાનો છે એમ જો તમને લાગતું હોય તોપણ તમે તે કામ

બંધ કરશે. આ નવીન ધર્મના તમે પ્રચારક થાઓ. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે બંધુભાવ જાગે એવા આ ધર્મના પ્રચારક થાઓ. આનાથી જ માનવ-જાતિમાં બંધુભાવ અને ઐક્યભાવ પ્રસ્થાપિત થશે. દુનિયાએ અત્યારે આ તત્વ ફક્ત સિદ્ધાન્ત રૂપે જ માન્ય કર્યું છે; પણ વ્યવહારમાં તે માન્ય નથી કર્યું. બની શકે તે માર્ગોવડે અને બની શકે ત્યાં આ ધર્મનો પ્રસાર કરો. તમે આ કરતાં વધારે કામ કરો એવી ઇશ્વરની ઇચ્છા નથી તો પછી મનુષ્યની તો વાતજ શી! તમે એકલા જ જો આ તત્વ બધે ઠેકાણે બધે વખતે અબાધિત સત્ય તરીકે માન્ય કરશો તો તેથી પણ માનવજાતિનું કલ્યાણ જ થશે, એવી મારી નિષ્ઠા છે. નિષ્ઠાવંતોની સંખ્યા અને તેમની પવિત્રતા વધતાં ગયાં એટલે જ માનવજાતિમાં પરમેશ્વરના શિક્ષણનાં ફળ આવ્યાં અને માનવજાતિની ઉન્નતિ થઈ. તમે પોતે નિષ્ઠાવાન બનો, પવિત્રતા મેળવો અને બીજા લોકોને પોતાના જેવા નિષ્ઠાવાન અને પવિત્ર કરો એટલે સર્વસાક્ષી પરમેશ્વર તમને તમારાં કાર્યોનો રસ્તો બતાવશે.

## પ્રકરણ ૫ મું.

### રાષ્ટ્ર કર્તવ્યો.

"जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि."

મહત્વના પ્રમાણમાં તમારાં આદ્ય કર્તવ્યો માનવજાતિ પ્રત્યેનાં છે એ મેં પહેલાં કહ્યું જ છે. નાગરિકત્વ અને પિતૃપદ પ્રાપ્ત થતા પહેલાં તમને મનુષ્યત્વ પ્રાપ્ત થયેલું હોય છે. સંપૂર્ણ માનવજાતિને

જો તમે પોતાની પ્રેમકક્ષામાં નહિ લ્યો, પરમેશ્વર એક છે માટે માનવજાતિમાં પણ ભેદભાવ નથી એ તત્ત્વ ઉપર તમે વિશ્વાસ નહિ રાખો, જે જુદાંજુદાં રાષ્ટ્રોમાંના સમાજોને હાથે એ ઐક્યનું કામ પાર પડવાનું છે તેમની વચ્ચે બંધુભાવ હોવો જોઇએ એ ઉપર જો તમારી શ્રદ્ધા નહીં હોય, તમારો એકાદ ભાઈ દુઃખનો આર્ત્ત સ્વર કાઢતો હોવા છતાં અથવા જુલમ તેમજ અસત્યને લીધે માનવી-જીવિતના ઉદાત્તપણાને બાધ આવવી વખતે સુદ્ધાં જો તમે તે દુઃખી મનુષ્યની મદદે દોડી જવાની શક્તિ હોવા છતાં આ ટંટામાં પડવાની આપણને જરૂર નથી એમ માનશો, તો તમે ધર્મભ્રષ્ટ છો એમજ માનીશ–પરમેશ્વરની ઇચ્છાનો તમે ભંગ કર્યો છે અને જે ધર્મને લીધે ભવિષ્યકાળમાં સુખ અને શાન્તિ સ્થાપવાનાં છે તે ધર્મની તમે અવજ્ઞા કરી છે એમ જ માનવામાં આવશે.

માનવજાતિની નૈતિક ઉન્નતિ માટે તથા પ્રગતિ માટે તમારામાંનો દરેક માણસ પોતપોતાની એકલી શક્તિવડે શું કરી શકવાનો છે? બહુ તો તમે વખતોવખત તમારા મત બોલી બતાવી શકશો; પણ એનાથી કંઇ ફળ નિષ્પત્તિ નહીં થાય; ક્વચિત્ એકાદી વખત પર-દેશમાં રહેતા તમારા એકાદ દેશબાન્ધવને થોડી ઘણી મદદ કરશો. આ કરતાં આણીમાત્રથી વધારે કંઈ કરી શકાતું નથી. ભવિષ્યકાળમાં પ્રકટ થનારા ધર્મનું મૂળ અનાથોને મદદ કરવાની કલ્પનામાં ન હોઇ તે સંઘ શક્તિમાં છે- એક જ સાર્વત્રિક ધ્યેય માટે બંધુભાવની પરસ્પર મદદ આ કલ્પનામાં છે; અને આ મૂલતત્ત્વ ગરીબોને રોટલાનો તુકડો આપવાની કલ્પના કરતાં નક્કી વધારે ઉચ્ચત્તર છે; તમે બધા-ઓએ મળીને બધાઓને રહેવા માટે બાંધેલું ઘર એ તમારામાંના દરેકે ફક્ત પોતાને સારૂ જ બાંધેલી ઝુંપડીના કરતાં જેટલું વધારે

ઉદાત્ત ગણાશે તેટલું જ આ ભાવિ ધર્મનું તત્ત્વ દયાધર્મનાં તત્ત્વ કરતાં ઉદાત્ત છે. માનવજાતિમાં ભાષા, પ્રવૃત્તિ, રૂઢી અને કર્તૃત્વ-શક્તિને લીધે ભેદભાવ ઉત્પન્ન થયો છે તેથી આ સાર્વત્રિક કાર્યની શરૂઆત એકદમ કરી શકાતી નથી. માનવજાતિ અતિશય સામર્થ્ય-વાન્ છે અને મનુષ્ય માત્ર દુર્બળ છે. ખલાસી લોક જ્યારે સફરે નિકળે છે ત્યારે તે પરમેશ્વરની પ્રાર્થના કરે છે કે હે દેવાધિદેવ, મારૂં રક્ષણ કર, મારૂં વહાણ ઘણું નાનું છે અને તારો આ સાગર અનંત છે ! માનવજાતિ વિષે વિચાર કરતી વખતે પ્રાણી-માત્રની આવી સ્થિતિ થવી સાહજિક છે. કારણ કે કાર્યના પ્રમાણમાં કર્તૃત્વશક્તિ વધે એવું સાધન મનુષ્ય પાસે નથી. પણ પરમેશ્વરે જ્યારે તમને પોતાનો એવો એક દેશ આપ્યો અને દરેક મજુરને તેની યોગ્યતા પ્રમાણે કામ દેનારા ડાહ્યા મુકાદમની પેઠે તેણે દુનિયાની સપાટી ઉપર મનુષ્યોના જુદાજુદા સમૂહો પ્રસારી દીધા, એ વખતે જ તેણે સંઘશક્તિવડે વ્યક્તિ સામર્થ્ય વધે એવી યોજના કરી રાખી છે. પણ અન્યાયી રાજ્યકર્તાઓએ પરમેશ્વરનાં કાર્યનો માર્ગ વિસ્ખલિત કરી નાંખ્યો છે; સમુદ્ર, પર્વત, નદીઓ વગેરે પરમેશ્વરે આંકી આપેલી રાષ્ટ્ર મર્યાદાઓને તેમની રાજ્યસીમાઓ ઉલ્લંઘે છે, એ નકશા ઉપર નજર નાંખતાં જ તમને જણાઈ આવશે. લોભ, મત્સર, ગર્વ વગેરે હીન મનોવિકારોને લીધે તેમણે સ્વાતંત્ર્ય ઉપર બીજો ગદાપ્રહાર કર્યો છે. એ રાજ્યકર્તાઓની રાજ્યમર્યાદાઓ એટલી અનિર્બંધ છે કે આજ ઇંગ્લેંડ અને ફ્રાન્સ આ બેજ દેશની મર્યાદાઓ કુદરતી છે એમ જણાઇ આવે છે. અત્યારે રાજ્યકર્તાઓ પણ પોતાને અમુક દેશના રાજા કહેવડાવતા નથી પણ તેમની સત્તા નીચેના પ્રદેશને ફક્ત અમુક વંશના તાબાનો પ્રદેશ એવી સંજ્ઞાથી

ઓળખાવવામાં આવે છે. પણ પરમેશ્વરની મરજી આગળ કોઇપણ અડચણ ટકી નથી શકતી. લોકોનાં અંતઃકરણમાંની સ્ફૂર્તિના જોરથી એ અન્યાયી રાજ્યકર્તાઓની મુલ્તાની રાજ્યસીમાઓનો ભંગ થશે. યુરોપનો નકશો ફરીથી તૈયાર કરવો પડશે; રાજાઓએ સ્થાપેલાં રાજ્યોને ઠેકાણે લોકોના દેશ ઉદ્ભવશે, એ દેશોની સીમાઓ સ્વતંત્ર લોકોના સ્વતંત્ર મતાનુસાર ઠરાવવામાં આવશે ત્યારે આ રાજવંશો અને સરદારવંશો નષ્ટ થશે; એ નવીન રાષ્ટ્રો વચ્ચે બંધુભાવ અને એકતાનતા ઉત્પન્ન થશે, અને પછી માનવજાતિની સર્વ સાધારણ સુધારણાનું કાર્ય, ખરા ધર્મના સંશોધનનું અને તેજ ધર્મનાં તત્ત્વો વ્યવહારમાં આણવાનું કામ, ઇત્યાદિ બધાં કામો તે રાષ્ટ્રસંઘના હાથે થશે; એ કામના વિભાગ પાડીને તે જુદાજુદા દેશોમાં સૌ સૌની શક્તિ પ્રમાણે વહેંચી દેવામાં આવશે; આ કામ શાન્તતાના અને વિકાસના માર્ગથી જ સિદ્ધ થશે; અને પછી તમારામાંના દરેકથી—પોતાની જ ભાષા બોલનારા પોતાના જેવી જ નૈસર્ગિક પ્રવૃત્તિવાળા એક જ ઇતિહાસ અને સંસ્કૃતિથી બદ્ધ થયેલા લક્ષાવધિ લોકોની પ્રીતિથી સમર્થ થઇને—પોતાનો વ્યક્તિગત પ્રયત્ન આખી માનવજાતિને કલ્યાણપ્રદ થશે એવી આશા કરી શકાશે.

તમારો જન્મ ઇટલીમાં થયો છે અને જાણે કે પરમેશ્વરે તમારા ઉપર પોતાની મહેર નજર માટે જ અત્યંત સ્પષ્ટ એવી સીમાઓવાળો દેશ તમને આપ્યો છે. બીજા દેશોની સીમાઓ આટલી સ્પષ્ટ નથી. તેમને વિષે ઉત્પન્ન થનારા પ્રશ્નનો નિકાલ ભવિષ્યકાળમાં લોકમતાનુસાર ઠરાવવામાં આવશે. પણ અત્યાર સુધીમાં એ સરહદો ઠરાવવા માટે પુષ્કળ રક્તસ્રાવ અને અશ્રુસ્રાવ થયા છે અને કદાચિત્ આગળ પણ કેટલાક સમય સુધી થશે; પણ ફક્ત તમારા દેશની

સરહદો વગર હરકતે માન્ય કરવામાં આવે એવા જ સ્વરૂપમાં પરમેશ્વરે નિર્માણ કરી છે—એક બાજુએ આખા યુરોપખંડમાં સૌથી ઉંચો એવો આલ્પ્સ પર્વત અને બીજી બાજુએ સમુદ્ર, અનંત વિસ્તારનો સાગર. યુરોપખંડનો એક નકશો લ્યો અને કંપાસનો એક છેડો ઇટલીની ઉત્તરે પાર્મા ઉપર મૂકો અને બીજો વ્હાર નદી સમુદ્રને મળે છે ત્યાં મૂકો; આ અંતરને ત્રિજ્યા સમજીને આલ્પ્સ પર્વતની બાજુએ એક અર્ધવર્તુળ કાઢો—આ અર્ધવર્તુળનું એક બિન્દુ ઇસોન્ઝો નદીના મુખ ઉપર આવશે. પરમેશ્વરે તમારે માટે નિર્માણ કરેલી સરહદ તે એ જ. અહીં સુધી તમારા રાષ્ટ્રની ભાષા બોલાય છે. એ સીમાની પેલી બાજુએ તમારા રાષ્ટ્રને કંઇ પણ હક નથી. સિસીલી, સાર્ડિનીયા, કૉર્સિકા અને તેની આસપાસના નાના નાના બેટો તેમજ ઇટલી દેશ તમારા જ છે—એ વિષે તમારી સાથે કોઈ કંઇ નહીં કરે. પોતાના સામર્થ્યના જોરપર મદાંધ થયેલી એકાદી રાજસત્તા કદાચિત્ એ વિષે ટંટો કરશે, પણ એ સરહદો આજ હજારો વરસથી લોકોએ માન્ય કરેલી છે અને જે દિવસે તમે એકત્ર થઇને ઇટલી માટે દિવ્ય—લોકોત્તર કાર્ય કરવાને ઉઠશો અને આપણું તિરંગી નિશાન એ સીમા ઉપર રોપશો તે દિવસે પુનરૂજ્જીવન પામેલા ઇટલીનું યુરોપ અભિનંદન પૂર્વક સ્વાગત કરશે, ઇટલીને યુરોપીયન રાષ્ટ્રસંઘમાં પ્રવિષ્ટ કરી લેશે. એ અંતિમ દિવ્ય યશસ્વી થાય એટલું જ ધ્યેય હોવું જોઇએ..

રાષ્ટ્ર શિવાય વ્યક્તિને નામ નથી, નિશાન નથી, મત નથી, હક નથી અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના બંધુસમાજમાં બરોબરીયા તરિકે પ્રવેશ કરવાની રજા પણ નથી. રાષ્ટ્ર શિવાય તમે માનવજાતિના દરવાજા પરના દાસીપુત્ર ગણાશો. રાષ્ટ્ર શિવાય લડવાને માટે

તમારે શિક્ષણ નથી, શ્રદ્ધાનું સામર્થ્ય નથી અને સ્વસંરક્ષણ શક્તિ પણ નથી; તમારા સ્વાભિમાનની જવાબદારી લેવાને કોઇપણ આગળ નહીં ધસે. અત્યારે સમાજમાં તમારે જે અન્યાય મુંગે મ્હોંયે સાંખવો પડે છે તેમાંથી તમારો છૂટકો ત્યારે જ થશે, કે જ્યારે તમે સ્વદેશને સ્વાતંત્ર્ય મેળવી આપશો. બીજા માર્ગની આશા રાખીને તમે પોતે ફસાશો નહિ. જ્યાં રાષ્ટ્ર નથી ત્યાં લોકમત પણ નથી અને જ્યાં લોકમત નથી ત્યાં ન્યાય પણ નથી; ત્યાં સ્વાર્થના દુરાભિમાનનું સામ્રાજ્ય હોય છે, ત્યાં જનતાના હિતનો કે હક્કોનો રક્ષણકર્તા કોઇ જ નથી હોતો. રાષ્ટ્રના પ્રશ્નનો જવાબ આપ્યા શિવાય જ—જવાબ આપતા પહેલાં જ—તમે તમારી આર્થિક સ્થિતિ સુધારી શકશો, આ કલ્પનાવડે ફસાશો નહીં—એમ થવું અશક્ય છે. પરસ્પર સહાયકારી મંડળીઓ અને કારીગરોના સંઘથી તમારામાં શિસ્ત—વ્યવસ્થા આવશે; પણ આર્થિક ઉન્નતિની દ્રષ્ટિએ ઇટલીનું રાષ્ટ્ર સ્વતંત્ર થાય ત્યાં સુધી તે નિષ્ફળ રહેવાની. આર્થિક ઉન્નતિ માટે મોટી થાપણ ભેગી કરવી પડે છે, માલના ઉત્પાદનમાં વધારો થતો જાય એવાં સાધનો એકઠાં કરવાં પડે છે; પણ અત્યારે તો તમારા રાષ્ટ્રના ભાગલા પાડવામાં આવ્યા છે, વ્યાપારના માર્ગમાં કરનાં અને બીજાં અનેક પ્રકારનાં વિઘ્નો ઉત્પન્ન કરવામાં આવ્યાં છે, તેથી જ આપણા વેપારનું ક્ષેત્ર ઘણું મર્યાદિત છે. માટે ઇટલીની આર્થિક સ્થિતિ સુધારવી એ આજ તો અશક્ય છે. અત્યારે જે કામ કરવાનું તમારા મનમાં છે તે પાર પાડવા જેટલું સામર્થ્ય તમારામાં નથી. ઇટલીની સરકાર પૂર્ણપણે રાષ્ટ્રીય થશે અને દુનિયાની પ્રવૃત્તિની દિશા તે જાણશે, રાષ્ટ્રની પ્રતિનિધીઓની સભામાંથી ઇટલીની પ્રગતિનો કાર્યક્રમ ઠરાવવા માટે "તત્ત્વોનું જાહેરનામું" બહાર પડશે અને તેમાં એક

આવી કલમ નાંખવામાં આવશે કે " **મજુર વર્ગ પવિત્ર છે અને ઇટલીના અભ્યુદયનું મૂળ પણ આજ વર્ગમાં છે.** " ત્યારે જ તમારી ઉન્નતિનો ખરેખરો પ્રારંભ થયો છે એમ માની શકાશે.

માટે અત્યારની પરિસ્થિતિમાં ઐહિક ઉન્નતિ કરી શકાવાની કલ્પનાથી તમે બ્હેકી જશો નહીં. આલ્પ્સ પર્વતથી તે સિસિલી સુધી પસરેલો તમારો વિસ્તૃત અને સુસંપન્ન દેશ જ તમારી આ બધી આશાઓ પૂર્ણ કરવાને સમર્થ છે. કર્તવ્યપાલન શિવાય હક મળતા જ નથી; તે હક ભોગવવાને પાત્ર થાવ એટલે તે હક તમને આપોઆપ મળશે. બન્ધુઓ, આપણી માતૃભૂમિ ઉપર પ્રેમ કરો, સ્વદેશ એટલે પરમેશ્વરે આપણને આપેલું ઘર, એ રાષ્ટ્રગૃહમાંના બધા ઘટકો તમને ચાહે છે અને તમે પણ તેમને ચાહો છો. એ રાષ્ટ્રગૃહની સાથે આપણા વિચાર અને ભાવનાઓ સ્હેજમાં એકતાનતા પામે છે, એટલી એકતાનતા ઘણે ભાગે બીજા દેશો સાથે નથી થતી. એક જ કાર્યક્ષેત્રમાં એકત્ર રહીને પોતાના એકજીવ થયેલા સ્વભાવાનુરૂપ કંઈ વિશિષ્ટ કાર્ય પાર પાડવાનું એ ગૃહના નશીબમાં છે. સ્વદેશ પ્રાણીમાત્રનું કાર્યક્ષેત્ર છે; જો પ્રત્યેક મનુષ્ય પોતાનું હરેક કામ રાષ્ટ્રીય દૃષ્ટિથી કરે છે તો માનવજાતિનું કલ્યાણ થાય છે; દરેકને પોતાનાં કાર્યનાં સાધનો પોતાના દેશમાંથી જ મળી આવે છે, તેમનો ત્યાગ કરવો એટલે પરમેશ્વરની સાથે નિમકહરામપણું કરવું, એવા ત્યાગથી આપણી શક્તિનો ક્ષય થાય છે. માનવજાતિનાં કલ્યાણ માટે આપણે જે કામ કરવાના છીએ તેની શરૂઆત આપણા સ્વદેશમાં જ થવી જોઇએ; નહિ તો તેનાથી માનવજાતિનું હિત સાધ્ય થતું નથી અને સ્વદેશને પણ તેનું ફળ મળતું નથી. સત્ય તત્ત્વનિષ્ઠાથી કરેલું રાષ્ટ્રકાર્ય એ માનવજાતિનું જ કાર્ય છે. માનવજાતિ

જે રાષ્ટ્રસંઘની બનેલી છે તે સંઘમાં આપણા રાષ્ટ્રનો પ્રવેશ થવો જોઇએ અને એ પ્રવેશ થાય એટલા માટે આપણું રાષ્ટ્ર સૌથી પહેલાં સ્વતંત્ર અને સમર્થ હોવું જોઈએ. સમોવડીયા વચ્ચે જ સંઘટના શક્ય હોય છે અને અત્યારે તો તમને સાર્વજનિક જીવન જ નથી.

માનવજાતિનું ધ્યેય સાધ્ય કરાવવા સારૂ રાષ્ટ્રરાષ્ટ્રનોએ સેનાસમૂહ પરમેશ્વરે જ નિર્માણ કર્યો છે. જુદાં જુદાં રાષ્ટ્રો તે મહા સૈન્યનાં મથકો છે. દરેક મથકને જુદી જુદી જગ્યાઓ ઠરાવી આપેલી છે. દરેકને એકેક વિશિષ્ઠ કામ પણ નીમી આપેલું છે. અને એ જુદાં જુદાં કામો જેટલાં પૂર્ણપણે પાર પાડવામાં આવશે તે ઉપર જ માનવજાતીના ધ્યેયનો વિજય અવલંબી રહેલો છે. આ યુદ્ધવ્યવસ્થામાં જાણી જોઇને બગાડ કરશો નહીં. પરમેશ્વરે તમને આ નિશાન આપ્યું છે, તેનો ત્યાગ કરશો નહીં. તમારો જન્મ ગમે તે રાષ્ટ્રમાં થયો હોય, પરિસ્થિતિએ તમને ગમે તે સમરાંગણ ઉપર લડવા મોકલ્યા હોય, તે યુદ્ધથી ગમે તે રાષ્ટ્રને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થનારૂં હોય, તે યુદ્ધમાં તમે એવી રીતે લડો કે જેને લીધે તમને જ નહીં પણ તમારા રાષ્ટ્રને સુદ્ધાં માન મળે. બીજાના મનમાં તમારા દેશ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય, તમારા અંતઃકરણમાં સદોદિત સ્વદેશ વિષેના વિચારો આવે, તમારી કીર્તિને છાજે એવાં જ કામો તમારે હાથે થાય અને જે નિશાનની નીચે તમે માનવજાતીનાં કલ્યાણને માટે એકત્ર થવાના હો તે નિશાન પણ સદા સર્વદા સ્વદેશનું જ રહેવા દો. હું કામ કરીશ એમ કહેશો નહીં પણ અમે બધા મળીને કામ કરીશું એમ કહો. આપણામાં સ્વદેશ જ પ્રતિબિંબિત થયેલો છે, આપણે આપણા રાષ્ટ્રના અવતાર છીએ, આવી ભાવના દરેકે રાખવી; આપણે પોતે આપણા દેશબાન્ધવો માટે જવાબદાર

છીએ. આવી જ ભાવના રાખીને દરેકે વર્તવું જોઇએ. તમે આજથી જે જે કામ હાથમાં લ્યો એ એવું હોવું જોઇએ અને તે તમારે એવી રીતે પાર પાડવું જોઇએ કે જેથી બીજાઓના મનમાં તમારા અને તમારા રાષ્ટ્ર ઉપર પ્રેમ અને આદર ઉત્પન્ન થાય.

તમારૂં એક રાષ્ટ્ર છે અને તે અભેદ્ય છે. એકાદા ઘરમાંથી એકાદા મનુષ્યને ખેંચી લઇ જઇને એકાદા દૂરના દેશમાં મૂક્યો હોય તો તેનાં ભાઈબ્હેનોને ખાવું ભાવતું નથી. તેજ પ્રમાણે તમારી માતૃભાષા જ્યાં બોલાય છે એવો તમારા જ દેશનો એકાદો ભાગ જ્યાં સુધી તમારા રાષ્ટ્રમાંથી વિભાગાઇને એકાદી પરકીય સત્તાના તાબામાં ગયો હોય ત્યાં સુધી તમને પણ ખાવું ભાવવું શક્ય નથી, તમે તે ભાગ પાછો મેળવો ત્યાંસુધી તમારાથી ન કરાય આનંદ કે ન લેવાય વિસામો.

પરમેશ્વરે તમને જે કામ નીમી આપેલું છે તેની રાષ્ટ્ર એ નિશાની છે; તે કામ માટે રાષ્ટ્રના એકેએક પુત્રની બુદ્ધિ તેમજ શક્તિનું એકીકરણ થવું જોઈએ. તું કોણ છે એમ કોઇએ પૂછ્યું તો હું ઇટાલિયન છું એવો જવાબ આપનારા દરેક માણસને કેટલાક વિશિષ્ટ હક્કો તેમજ કર્તવ્યો છે. ફક્ત લોકમત ઉપર જ જેનો પાયો છે એવી લોકસત્તાની સંસ્થાપના થયા સિવાય દરેક ઇટાલિયનના શા હક્ક છે અને શાં કર્તવ્યો છે એ પ્રશ્નનો ઉત્તર આપવો શક્ય નથી. માટે રાષ્ટ્રમાં એકજ રાજ્યપદ્ધતીનું અનુષ્ઠાન જોઇએ. જે મુત્સદ્દીઓ ઇટલીને સંઘ કિંવા સંસ્થાન કહે છે તેમને રાષ્ટ્રીયત્વ એટલે શું એની જ ખબર નથી હોતી; તેમના પ્રયત્નોથી ઇટલીના ભાગલા પડશે અને રાષ્ટ્ર વિશૃંખલ થઇ જશે. અત્યારે ઇટલીનાં જુદાં જુદાં

સંસ્થાનોમાં જે સત્તાધારી છે તેમની સ્થાપના લોકમતાનુસાર થઇ નથી; રાજા અને સરદારોની મહત્વાકાંક્ષાનાં તે ફળ છે. એક ઠેકાણે જ્યારે તેઓ પોતાને એકાદા સંસ્થાનના રાજા કહેવડાવીને ફિશીયારી મારે છે, ત્યારે બીજે ઠેકાણે તેમને પોતાની સત્તા ચલાવવાની છાતી હોતી નથી. દેશના એ નાનકડા તુકડામાં મળનારાં માનઅકરામ ઉપર જ તેઓ રાજી રહે છે. ઇટલીમાંનાં શહેરો અને ગામેગામના કોમ્યુન્સો માત્ર તમે પોતે સ્થાપેલાં છે; તમે તેમને પોતાનાં સુખ-દુઃખ અને સ્નેહસમર્પિત કર્યાં છે, તેમના માટે લોહી વહેવડાવીને તમે તેમને પવિત્ર કર્યાં છે. એજ ગામોમાં તમારા પૂર્વજો વસ્યા, એ ગામોમાં જ તમારાં છોકરાંછૈયાં રહેવાનાં છે, પોતાની શક્તિનો વિનિયોગ તમે અહીંજ કરી શકો છો, અહીંજ તમારૂં વ્યક્તિ તરિકે અસ્તિત્વ હોય છે. વેનિસના રહેવાસીઓ કહેતા કે " વેનિસ શહેર અમારૂં છે, તેને સાંપ્રતનું સ્વરૂપ અમે પ્રાપ્ત કરી આપ્યું છે." દરેકે પોતાના ગામમાટે એવી જ ભાવના રાખવી. તમારા ગામમાં તમને વ્યક્તિ સ્વાતંત્ર્યની જેટલી આવશ્યકતા ભાસે છે તેટલી જ આવશ્યકતા રાષ્ટ્રમાં સંઘસ્થાપનાની છે. ગ્રામપંચાયતોને સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રમાં એકતા, આ જ તત્ત્વો ઉપર તમે તમારી નિષ્ઠાનું મકાન બાંધો. ઇટલીનાં બધાં કોમ્યુન્સો નોખાં નોખાં છે એમ ગણશો નહીં-રોમ અને ટસ્કની, રોમ અને ફ્લોરેન્સ એમ કહેશો નહીં; રોમ એ ઇટલીના રાષ્ટ્રીય જીવનનું મૂર્ત સ્વરૂપ છે; તમારી ગ્રામ-પંચાયતોમાં તમારૂં વૈયક્તિક જીવન કેન્દ્રિભૂત થયેલું છે. આ શિવાય ઇટલીમાં જે વિભાગ કલ્પવામાં આવશે અથવા સ્થાપવામાં આવશે તે બધા અસ્વાભાવિક હોવા જોઇએ-રાષ્ટ્રની પરંપરાને તે માન્ય નથી.

સ્વાતંત્ર્ય અને સરખાં મનુષ્યોને બંધુભાવથી બદ્ધ કરીને એક જ વિશિષ્ટ ધ્યેય માટે મનઃપૂર્વક મહેનત કરાવનારો એક બાન્ધવસંઘ એટલે રાષ્ટ્ર. દરેક રાષ્ટ્રના ઘટકોએ પોતાનામાં આવો બંધુભાવ ઉત્પન્ન કરવો અને તે કાયમ ટકાવવા માટે પ્રયત્ન કરવો એ દરેકનું કર્તવ્ય છે. રાષ્ટ્ર એટલે જમીનના તુકડાઓનો સરવાળો નહીં; પણ રાષ્ટ્ર એટલે એક સંઘ. રાષ્ટ્રમાંના દરેક મનુષ્યને એક સરખા હક્ક હોવા જોઇએ. જાતિભેદ અને હક્કોની વિષમતાને લીધે રાષ્ટ્ર-ચૈતન્યની જાગૃતિ સમપ્રમાણમાં થતી નથી; જ્યાં હલકા વર્ણના લોકોની ઉન્નતિ પ્રીત્યર્થ પ્રયત્નો કરવામાં આવતા નથી, જ્યાં લોક-માન્ય એવું ઐક્ય-તત્ત્વ અસ્તિત્વમાં હોતું નથી ત્યાં ખરૂં રાષ્ટ્રીયત્વ સંભવતું જ નથી. જ્યાં સુધી એકાદા દેશમાં આવી સ્થિતિ હોય ત્યાં સુધી એ પ્રદેશને રાષ્ટ્ર એ પવિત્ર નામ પ્રાપ્ત થવું અશક્ય છે. અર્થાત્ ત્યાંના રહેવાશીઓમાં રાષ્ટ્રીય જીવન સંભવતું જ નથી. પેટ ભરવા માટે એક ઠેકાણે ભેગા થયેલા એ ભટકનારાઓ જે પ્રમાણે અહીં પેટ ભરવા આવ્યા છે તે પ્રમાણે તેઓ પેટ ભરવા માટે ગમે ત્યારે છૂટાછવાયા વિખરાઇ જશે. જે રાષ્ટ્રે તમને જન્મ દીધો છે તેની તમામ પ્રકારની વિષમતા નષ્ટ થાય ત્યાં સુધી તમારે સદોદિત લડવું જોઈએ અને તે પણ તમારા અંતઃકરણમાં રાષ્ટ્રભક્તિ છે એટલા જ માટે. પરમેશ્વરે ફક્ત એક જ વિશિષ્ટ હક્ક નિર્માણ કર્યો છે. અને તે ફક્ત કેટલાક થોડા માણસોને જ મળે છે. એ હક્ક તે બુદ્ધિ સામર્થ્ય. માત્ર એ બુદ્ધિમત્તા નીતિમત્તાની સાથે સંયોગ પામેલી હોવી જોઇએ. એ વિશેષ હક્ક ઇશ્વરનિર્મિત છે; એવી દૈવી સ્ફૂર્તીના તમે અનુયાયી થાઓ છો; અક્કલથી-વિચાર કરીને-અને રાજીખુશીથી તમે તે સ્ફૂર્તીનું અનુકરણ કરો છો; પોતાના વંશના નામ ઉપર અથવા જોરજુલમથી

જો એકાદો માણસ પોતાના વિશેષ હક્કોનું સમર્થન કરવા લાગ્યો તો તે માત્ર તમારા સ્વાતંત્ર્યને છુંદી નાંખે છે એ બરાબર ધ્યાનમાં રાખો, તે હારે અને તેનું કાસળ જાય ત્યાંસુધી તમારે તેની સાથે લડવું જોઇએ. રાષ્ટ્ર તમારૂં પવિત્ર મંદિર છે, એ મંદિરનાં શિખર ઉપર પરમેશ્વરનું અધિષ્ઠાન છે અને સમભાવથી એકત્ર થયેલા રાષ્ટ્ર ઘટકોનો સમૂહ દેવદ્વાર પાસે ઉભો છે. પોતાના રાષ્ટ્રનું અને પોતાનું અપમાન ન થાય એવી તમારી ઇચ્છા હોય તો રાષ્ટ્રમંદિરની આ માંડણી શિવાય બીજી ઐક્ય માંડણી માન્ય કરશો નહીં. નહીં તો તમારો નૈતિક અધઃપાત થશે. તમારા જીવનના નીયમનના માર્ગો એ જ મહાતત્ત્વને અનુસરતા હોવા જોઈએ.

અને તે આવા હોવા જોઇએ. તેથી રાષ્ટ્રના બધા કાયદા લોકમતને અનુસરીને હોવા જોઈએ. એકાદા વિશિષ્ટ વર્ગે રાષ્ટ્રના કાયદા તૈયાર કર્યા હશે તો તેમાં તે એકજ વર્ગનાં વિચાર, આકાંક્ષાઓ અને ઇચ્છાઓ પ્રદર્શિત કરેલી જણાઇ આવશે. તેમને લોકમતનું અનુમોદન હોવું અશક્ય છે. રાષ્ટ્રના કાયદા રાષ્ટ્રીય આકાંક્ષાઓના નિદર્શક હોવા જોઇએ, રાષ્ટ્રનું કલ્યાણ એ જ તે કાયદાઓનું ધ્યેય હોવું જોઇએ. રાષ્ટ્રના હૃદયના ધબકારાની સાથે તેણે તાલ ધરવો જોઇએ. રાષ્ટ્રીય કાયદાઓનું સ્વરૂપ એવા પ્રકારનું થાય એટલા માટે પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ રીતે દરેક કાયદા કરવાના કાર્યમાં ભાગ લેવો જોઈએ.

રાષ્ટ્ર એટલે ફક્ત જમીનનો તુકડો નહીં; તે વિશિષ્ટ પ્રદેશ રાષ્ટ્રનો ફક્ત પાયો છે. રાષ્ટ્ર એ તે પાયા ઉપર ઉભી કરેલી ભાવના છે; રાષ્ટ્ર એ ભાવના પ્રેમમય છે, રાષ્ટ્રમાંનાં બધાં મનુષ્યોને બંધુ-પ્રેમથી સંલગ્ન કરનારી તે ચિચ્છક્તિ છે. રાષ્ટ્રીય જીવનના વિકાસ

કાર્યમાં જ્યાં સુધી કેટલાક માણસોને મત આપવાનો અધિકાર મળ્યો નથી, જ્યાં સુધી તમારા એકાદા બન્ધુને શિક્ષણને અભાવે બગડેલી જીવનક્રમ સ્વીકારવાની ફરજ પડે છે, મજુરી કરવાની ઇચ્છા અને શક્તિ હોવા છતાં પણ જ્યાં સુધી તમારા એકાદા બાન્ધવને અપવાસ કરવા પડે છે ત્યાં સુધી તમારૂં રાષ્ટ્ર પૂર્ણાવસ્થા પામ્યું નથી—બધાયનું અને બધાયને માટે એવા પ્રકારનું રાષ્ટ્ર તમને મળ્યું નથી એ ધ્યાનમાં રાખો. મત, શિક્ષણ અને કાર્ય એ ત્રણ શિક્ષણના આધારસ્તંભ છે; તે ચણાય ત્યાંસુધી તમે એક ક્ષણેય આરામ લેશો નહીં.

તમે આ તત્ત્વત્રયીની સંસ્થાપના કરો, મનુષ્ય માત્રના ઐહિક તથા આધ્યાત્મિક જીવનના વિકાસની પૂર્ણ તૈયારી કરી મૂકો, સ્વદેશમાં ઐક્ય સ્થાપો અને પછી તમે તમારી શક્તિના વિકાસનું કાર્ય અને ઇટલીને પરમેશ્વરે નીમી આપેલું કાર્ય કરવા માટે તૈયાર થાવ ત્યારે ધ્યાનમાં રાખજો કે ઇટલીનું એ કાર્ય યુરોપમાં ધર્મની એકવાકયતા સ્થાપન કરવાનું છે તેથી એ કામ હાથમાં લીધા પછી જે કર્તવ્યો તમારે તત્પરતાથી પાળવાં પડશે તે કર્તવ્યો ધ્યાનમાં રાખો. વિશૃંખલ થયેલાં યુરોપીયન રાષ્ટ્રોની એકી કરવાનો પ્રયત્ન ફક્ત ઇટલીએ જ કર્યો છે. રોમ બે વખત યુરોપીયન રાષ્ટ્રોનું મંદિર અને કેન્દ્રસ્થાન થયું છે. પહેલી વખતે રોમનો વિજયશાલી ગરૂડધ્વજ તે સમયે જણાયેલી દુનિયાના એક છેડાથી તે બીજા છેડા સુધી વિજયની સલામી લેતો હતો; તે સમયે રોમે સુધરેલી સંસ્થાઓનો પ્રચાર કરીને એકતાનો રસ્તો મોકળો કરી દીધો. રોમનો વિજયોન્માદ ઉતરી ગયા પછી પણ જગતમાં એકતાનો પ્રચાર કરવાનો બીજો પ્રયત્ન ઇટલીએ જ

કર્યો; ઇટલીનો આત્મા પોપની ગાદી ઉપર અધિષ્ઠિત થયો અને યુરોપના ધાર્મિક એકીકરણનું ધુરિણત્વ રોમમાંના ક્રિશ્ચીયન કેન્દ્રસ્થાનને પ્રાપ્ત થયું; એ પવિત્ર કાર્યનો ફક્ત ચાર સૈકા પહેલાં જ ત્યાગ કરવામાં આવ્યો છે. આજ ઇટલી આગળ ત્રીજા કાર્યનો ઉદય થાય છે; અત્યાર સુધી ઇટલીએ જે કાર્યો માથે લીધાં તે બધાંયના કરતાં આ કામ સૌથી મોહું છે; તમારા હાથે અભેદ્ય અને સ્વતંત્ર ઇટલીની સ્થાપના થવાની છે; સીઝર કિંવા પોપના સામ્રાજ્ય કરતાં તમારૂં સામ્રાજ્ય વધારે ઉદાત્ત અને બલિષ્ટ થવાનું છે. ઇટલીમાં એ કાર્યનો આરંભ થયેલો જોઇને આખા યુરોપમાં ખળભળાટ થઈ રહ્યો છે અને બધાં રાષ્ટ્રોનાં અંતઃકરણો ઇટલીના હૃદય સાથે એકતાનતા પામ્યાં છે.

એ કામ ઉદાત્ત છે, તમારાં રાષ્ટ્રકર્તવ્યો પણ એટલાં જ ઉદાત્ત છે. એ કાર્ય પવિત્ર છે માટે અપવિત્ર એવા વૃથા અભિમાનથી તેને અલિપ્ત રાખવું જોઈએ. બીજી આવી બાબતોનો તેમજ રાજકારસ્થાનોનો એ કાર્યને સ્પર્શ પણ ન પાલવે.

તમે તમારૂં કામ યોગ્ય રીતે પાર પાડશો તો જ તમારા દેશની રાજ્યપદ્ધતિની રચના પવિત્ર તત્ત્વોના પાયા ઉપર ઠરી શકાશે. નહીં તો સ્વાર્થી લોકો પોતાનો જ સ્વાર્થ સાધવાની તક નકામી જવા દેશે નહીં. યુરોપનાં કેટલાંક રાષ્ટ્રોની અંતર્વ્યવસ્થામાં માત્ર સ્વાતંત્ર્યને પૂજ્ય માનવામાં આવે છે. બીજાં રાષ્ટ્રો સાથે વ્યવહાર કરતી વખતે તેમની નજર પોતાના ફાયદા તરફ હોય છે. તે રાષ્ટ્રો કહે છે કે "ખરૂં ખોટું અને નફાતોટાનો પરસ્પર કંઈએ સંબંધ નથી–તત્ત્વ અને વ્યવહારનો કંઈ સંબંધ નથી." તે રાષ્ટ્રોમાં અંધાધુંધી ઉત્પન્ન થશે, તેમના ઉપર જુલમી રાજ્યકર્તાઓનું રાજ્ય

સ્થપાશે અને બીજાં રાષ્ટ્રો તેમને ઝાંતિબહાર મૂકશે. આવી રીતે તેમનાં પાપનું પરિમાર્જન થશે. પણ તમને તમારા રાષ્ટ્રનું કાર્ય સમજાયું છે માટે એ ભ્રષ્ટ રાષ્ટ્રોનો માર્ગ સ્વીકારશો નહીં. પરમેશ્વર એકજ છે અને ખરો ધર્મ પણ એકજ છે; અને તેજ પ્રમાણે એકત્ર થએલા તમારા રાષ્ટ્રમાં તમે એક જ રાજ્યપદ્ધતિ સ્થાપન કરો. કૅપિટોલ અને વૅટિકનના કરતાં પણ ઉદાત્ત એવો રાષ્ટ્રીય મિનારો તમારે હાથે બંધાશે, તેના ઉપર તમે સ્વાતંત્ર્ય અને સંઘટ્ટનાનું નિશાન રોપો; તે નિશાનના તેજથી સઘળાં રાષ્ટ્રની આંખો દીપી જશે; એકાદા જુલમી અમલદારની બીકથી કે બે દિવસના સ્વાર્થને માટે તમે તમારા રાષ્ટ્રનું નિશાન નીચે ઉતારશો નહીં. અંતઃકરણમાં શ્રદ્ધા હોય તો ધીરજ આપોઆપ ઉત્પન્ન થાય છે. અખિલ વિશ્વને અને જે આજ પોતાને વિશ્વના માલેક કહેવડાવે છે તેમને તમે ઇટલીના અંતઃકરણમાં ઉછરી રહેલા સ્વતંત્ર વિચારો તમારા પહાડી અવાજથી બોલી બતાવો. તમારાં કાર્યથી જ રાષ્ટ્રીય જીવનનું સૌન્દર્ય અને સામર્થ્ય પ્રાપ્ત થવાનાં છે, તમારે લીધે જ રાષ્ટ્રમાંની બીક અને અવિશ્વાસથી ઉત્પન્ન થનારો અનિશ્ચય નષ્ટ થવાનો છે; તમારે લીધે તમારૂં રાષ્ટ્ર લોકમતના પાયા ઉપર રચાવાનું છે, રાષ્ટ્રીય કાયદાઓ તર્કને ધરીને કરવામાં આવવાના છે; તમારા સામર્થ્ય ઉપર રાષ્ટ્રની શક્તિ અવલંબી રહેવાની છે; બધાયનું કલ્યાણ એજ એ રાજ્યપદ્ધતીનું પરિણામ અને પરમેશ્વરે નીમી આપેલાં કાર્યની સિદ્ધી એજ એ રાષ્ટ્રનું સાધ્ય. માનવજાતિને માટે પ્રાણ અર્પવા તમે તૈયાર થાવ એટલે તમારૂં રાષ્ટ્ર ચિરંજીવ થશે.



## પ્રકરણ ૬ ઠું.

### ગૃહ-કર્તવ્યો.

"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।"

સ્વદેશમાં જ મનુષ્યનું મન આનંદ પામે છે અને મનુષ્ય પોતાના ઘરમાં જ પોતાનું અંતઃકરણ ઉઘાડું કરીને બતાવી શકે છે; એટલે મનુષ્યની રાષ્ટ્રીય ભાવનાઓનો આરંભ તેના ઘરે જ પહેલવહેલો થાય છે. દરેક ઘરમાં એક એવી દેવી હોય છે કે જે પોતાનાં લાલિત્ય-થી, મધુરતાથી અને પ્રીતિથી મનુષ્યને ખુશ ખુશ કરી નાંખે છે, તેની કર્તવ્યમૂર્તિનો રસ્તો સુખકર કરી આપે છે અને તેનું દુઃખ હલકું કરે છે. એ જ દેવીના પ્રસાદથી ગૃહસૌખ્યનો અત્યંત શુદ્ધ આનંદ મનુષ્યને મળે છે—બીજા બધા પ્રકારનાં સુખોમાં થોડું ઘણું દુઃખ હોય છે. જે કોઈ દુર્દૈવી મનુષ્યને પરિસ્થિતીની વક્રદષ્ટિથી એ દેવીના કૃપાછત્ર નીચે ગંભીર એવાં ગૃહજીવનનો આસ્વાદ લેવાનું અશક્ય હશે તેના અંતઃકરણમાં સદૈવ નિરાશાનો અંધકાર પસરેલો હોય છે, તેના ભગ્ન થઈ ગયેલા હૃદયને ફરીથી નવા પાલવ ફૂટવા લગભગ અશક્ય જ થઈ જાય છે. હું આ પ્રમાણે લખું છું, કારણ કે આ મારો પોતાનો અનુભવ છે. માટે તમારામાંના જે કોઇને ગૃહજીવનનો આનંદ અનુભવવા મળ્યો છે, જે કોઇના દુઃખનું એ દેવીએ સાન્ત્વન કર્યું છે તેણે એવી એ દેવી ઉત્પન્ન કરવા માટે પરમેશ્વરને દુવા દેવી જોઇએ. આપણા ઘરબહાર વધારે આનંદ પ્રાપ્ત થશે અને

આપણું દુઃખનો ભાર પણ હલકો થશે એવી ખોટી કલ્પના કરીને તમે એ દેવીને ક્ષુદ્ર ગણશો નહીં. ઘરબહાર તમને એકનિષ્ઠા કોઇક ઠેકાણે જ જણાશે. વૃક્ષને વળગી રહેનારી લતા પ્રમાણે એ ચિરપ્રીતિથી તમને વળગી રહેશે; તે લતા દીર્ઘકાળ સુધી ટકે છે, તે ચીવટ હોય છે: જ્યારે તે વૃક્ષની આસપાસ ફેરા ફરીને પોતાના પાશથી તેને બદ્ધ કરતી હોય છે ત્યારે તેના તરફ કોઇ સુદ્ધાં ધ્યાન દેતું નથી. આવું જ એ એકનિષ્ઠ પ્રીતિનું છે. એ દેવી સદૈવ તમારી કાળજી કરતી હોય છે, થોડા જ વખતમાં તમારા અને તેના જીવન વચ્ચે જરાકેય ભેદભાવ રહેતો નથી. વળી આ બધું કાર્ય કોઇને ખબર ન પડતાં જ થાય છે. તમને આની એકતાનતાની એટલી બધી ટેવ પડી જાય છે કે એ એમ થશે એવી કલ્પના પણ તમારા મનમાં આવતી નથી; પણ એ દેવીનો વિયોગ થતાં જ તમને લાગવા માંડશે કે આજ કંઇક ભૂલ થાય છે. આપણા જીવનને ચિરપરિચિત અને અત્યાવશ્યક એવું કંઇક નાશ પામ્યું છે, આવી અસ્વસ્થતા તમારા ભટકનારા અંતઃકરણમાં ઉત્પન્ન થશે. આનંદની અને સમાધાનની કેટલીક ક્ષણો તમને ફરીથી સુદ્ધાં કોઇવાર મળી શકશે; પણ શાન્તિમાતાના ખોળામાં પૂર્ણ વિશ્વાસથી ઉંઘનારાં બાલકને જેવી શાન્તિ મળે છે તેવી પૂર્ણ શાન્તિ અને પૂર્ણ સમાધાન માત્ર તમને વિયોગ પછી નહીં મળે.

ગૃહદેવી એટલે સ્ત્રી, માતા, પત્ની અને ભગિનિના રૂપમાં તે અવતીર્ણ થાય છે. સ્ત્રી એ જીવનમાં સમાધાન કરનારી અને આયુષ્યના ભયંકરપણા ઉપર અમૃત સિંચન કરનારી દેવી છે. પ્રાણીમાત્રની કાળજી કરનારા પરમેશ્વરની વ્યક્તિરૂપમાં પ્રતિબિંબિત થયેલી મૂર્તિ છે; દુઃખી અંતઃકરણને સાન્ત્વન દેનારી પ્રેમળતાનો અમૂલ્ય

ભંડાર તેણીની પાસે છે. ભવિષ્યકાળનો વર્તમાનકાળ સાથે સંયોગ એને લીધે જ થાય છે. માતાના પહેલા ચુંબનથી જ બાલક શુદ્ધ પ્રેમને સમજવા લાગે છે. જે સ્ત્રી ઉપર મનુષ્યનો પ્રેમ હોય છે તેના પહેલા પવિત્ર ચુંબનથી તેના અંતઃકરણમાં આશા અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. પ્રીતિ અને શ્રદ્ધાથી જ મનુષ્યને પૂર્ણાવસ્થાએ પહોંચવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને આસ્તે આસ્તે ત્યાં જવાનું સામર્થ્ય પણ પ્રાપ્ત થતું જાય છે; અને એને લીધે જ ભવિષ્ય અને વર્ત્તમાન-કાળ સંધાય છે—એ ભવિષ્ય-વર્ત્તમાનના સંયોગની ખાત્રી લાયક નિશાની તે બાલક. પરમેશ્વરે ગૃહસંસ્થાની સાથે પુનરુત્પાદનનું ગૂઢ જોડી દીધું છે. એ ગૃહદેવી પોતાના ગૃહને હંમેશાં આનંદ તરફ લઇ જતી હોય છે.

માટે મારા બન્ધુઓ, ગૃહ પવિત્ર છે એવો દૃઢ વિશ્વાસ રાખો. ગૃહસ્થાશ્રમ એ જીવનને અત્યંત આવશ્યક એવી એક અવસ્થા છે. કેટલાક અવિચારી તત્ત્વવેત્તાઓએ ગૃહસ્થાશ્રમ તદ્દન નકામો છે, તેનાથી મનુષ્યના મનમાં સ્વાર્થપરાયણતા અને જાતિદ્વેષ ઉત્પન્ન થાય છે, એવા પ્રકારના અમાનુષીય વિચારો પ્રદર્શિત કર્યા છે, એ આશ્રમ નિર્મૂળ થાય એવી તેમની પ્રબળ ઇચ્છા હોય છે—તેમની એ જંગલી વિચારપદ્ધતિનો ત્યાગ કરો.

ગૃહસંસ્થા એ પરમેશ્વર સંભૂત છે. મનુષ્યે તે નિર્માણ કરી નથી, માટે કોઇપણ માનવશક્તિ તેનો નાશ કરી શકશે નહીં. જીવનના વિકાસ માટે રાષ્ટ્ર એ સંસ્થા જેટલી આવશ્યક છે તેના કરતાંય વધારે ગૃહસંસ્થાની આવશ્યકતા છે.

માનવજાતિનું પ્રાકૃતિક સ્વરૂપ અને નૈતિક કાર્યનું રહસ્ય

મનુષ્યની વિવેકબુદ્ધિને એક વખત સમજાયું કે પવિત્ર લાગતી રાષ્ટ્ર-ભાવના ભૂલી જવાશે, અને પછી બધાં રાષ્ટ્રોનો દૃષ્ટિ સામેથી લોપ થઈ જઈને માનવજાતિનું એક સ્વરૂપ માત્ર તેને દેખાશે; પણ જ્યાં સુધી મનુષ્યપ્રાણી અસ્તિત્વમાં છે ત્યાંસુધી ગૃહ એ સંસ્થા નષ્ટ થવી શક્ય જ નથી. માનવી જીવનની બધી બાજુઓ પ્રગમનશીલ હોય છે, તેથી કાલમાન પ્રમાણે ગૃહમાંની મનોભાવનાઓ અને આકાંક્ષાઓ વધારે ઉચ્ચ પ્રતિની થતી જશે, પણ એ સંસ્થાને તદ્દન નષ્ટ કરવાનું કામ સઘળી રીતે અશક્ય છે.

ગૃહજીવનને પવિત્રતર અને રાષ્ટ્રની સાથે વધુ એકરૂપ કરવું એ દરેક મનુષ્યની ફરજ છે; વિશિષ્ટ રાષ્ટ્રનો સંપૂર્ણ માનવજાતિ સાથે જે સંબંધ છે તેજ સંબંધ ગૃહ અને રાષ્ટ્રની વચ્ચે છે. મનુષ્યને માનવજાતિ સાથે મેળવવા સારૂ શિક્ષિત કરવો એ રાષ્ટ્રનું કામ છે, એ જ પ્રમાણે રાષ્ટ્ર માટે નાગરિકો તૈયાર કરવા એ કામ પણ ગૃહનું છે. ગૃહ અને રાષ્ટ્ર એ એક જ રેષાનાં બે બિન્દુ છે. અને જે ગૃહ કિંવા રાષ્ટ્ર આ તત્વને વિસરી જાય છે ત્યાં ગૃહસ્થાશ્રમ એ સંસ્થાને અત્યંત તિરસ્કરણીય સ્વરૂપ પ્રાપ્ત થાય છે, પ્રથમ પ્રેમ એવા ગૃહનો ત્યાગ કરે છે અને નીતિભ્રષ્ટતા માત્ર ત્યાં આગળ વાસો કરે છે.

પરિસ્થિતિના પ્રભાવે અત્યારે અનેક ગૃહોમાં સ્વાર્થબુદ્ધિનું પ્રાદુર્ભાવ થયેલો નજરે પડે છે. સામાજીક જીવનની સંસ્થાઓને હીન અવસ્થા પ્રાપ્ત થઈ છે, એ જ તેનું કારણ. છુપી પોલીસ, સાદી પોલીસ, જેલ અને ફાંશીના જોર ઉપર અત્યારે સમાજમાં શાન્તિ રખાય છે; આવા સમાજમાં તરૂણ પુત્રોનાં અંતઃકરણમાં નવીન આકાંક્ષાઓ ઉત્પન્ન થતાં જ તેની માતાને પોતાના છોકરાની

ભવિતવ્યતા માટે બીક લાગવા માંડે છે—દુનિયામાં કેટલી બધી લુચ્ચાઇઓ ભરી છે એનો તે પોતાના પુત્રને ઉપદેશ કરવા લાગે છે: " ભાઇ, ચેતીને રહેવું! જે મનુષ્ય સ્વદેશની, સ્વાતંત્ર્યની અને સ્વદેશના ભાવી વૈભવની કલ્પનાઓ બોલી બતાવે છે તે પોતે જ જાસુસ હોવાનો ઘણો સંભવ છે.—" આવા પ્રકારના વિચારો પ્રકટ કરવાનો પ્રસંગ તરૂણની માતા ઉપર આવી પડે છે. આવા સમાજમાં સચ્છીલ લોકોનો તેમના સદ્વર્તનને લીધે જ ઘાત થાય છે. આવા સમાજમાં ફક્ત સંપત્તિથી જ સામર્થ્ય, સુરક્ષિતતા અને સ્વસંરક્ષણ પ્રાપ્ત થાય છે; ત્યાં સત્યની તૃષાથી રિબાતા યુવાન પુત્રોને પિતા તરફથી ઉપદેશ મળે છે કે: " ભાઇ! સાવધ રહે! સંકટ સમયે તારૂં રક્ષણ કરવાને એક સંપત્તિ દ્રવ્ય જ સમર્થ છે; ઉન્મત્ત સત્તાથી કિંવા ફંદફીતુરીમાંથી એકલું સત્ય તારૂં રક્ષણ નહીં કરી શકે. " પણ તમારે સ્વતંત્ર રાષ્ટ્રની સ્થાપના કરવી છે; એ કાર્યને માટે તમારે તમારા લોહીની નદીઓ વહેવડાવવી પડશે, તમારૂં પુણ્ય અને તમારા ભાઇઓ માટે તમે કરશો તે સ્વાર્થત્યાગના ઉપર જ એ સ્વાતંત્ર્યની સ્થાપના થવાની છે. એ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો એક જ માર્ગ ખુલ્લો છે. ઇટલીનાં સ્વાતંત્ર્ય માટે યુદ્ધ કરવાને જેઓ તૈયાર હોય તેમણે પોતાનાં નામ નોંધાવવા તૈયારી કરવી અને સારી તક સાધીને બળવો કરવો એ જ તે માર્ગ. કર્તવ્યપાલનના રસ્તા ઉપર અત્યારે આપણને અનેક દુર્ઘટ અડચણો દેખાય છે; પણ તમારૂં રાષ્ટ્ર સ્વતંત્ર થયા પછી એ બધી અડચણો આપોઆપ દૂર થશે. એમ થશે તે વખતે કદાચિત્ મ્હારો દેહ માટીમાં મળી ગયો હશે–કદાચિત્ ત્યારે હું તમને ફરીથી સાંભરીશ અને મારા આ શબ્દો તમે ફરીથી વાંચશો. આજે હું જે ઉપદેશ કરૂં છું તે ફક્ત પ્રેમપૂરિત

થઈને જ કરું છું.—આ શબ્દો મેં દૃઢ વિશ્વાસથી અને અંતઃકરણપૂર્વક લખ્યા છે એવી ત્યારે તમારી ખાત્રી થશે.

સ્ત્રી ઉપર પ્રેમ કરો અને તેને માન આપો. તેની પાસેથી ફક્ત સાન્ત્વનની જ અપેક્ષા કરશો નહીં; પણ તેની પાસેથી સામર્થ્ય, બુદ્ધિમત્તા અને નીતિમત્તા પ્રાપ્ત કરો. અનેક શતકોથી સ્ત્રીઓને અશિક્ષિત રાખવામાં આવી છે; તેમના માનસિક વિકાસની જરા જેટલી પણ વ્યવસ્થા કરવામાં નથી આવી. તેથી જ તેમનું બૌદ્ધિક સામર્થ્ય ઉતરતા દરજાનું છે એવો ભાસ અત્યારે ઉત્પન્ન થાય છે અને એ જ ગેરસમજને સત્ય ગણીને તમે અત્યારે સ્ત્રીઓ ઉપર જુલમ ગુજાર્યા કરો છો. જે જુલમી હોય છે તે જુલમનું સમર્થન કરવા સારૂ હંમેશાં પોતાના જ બેજવાબદાર મતોનો આધાર બતાવે છે. જ્યાં જુલમ ગુજરતો હોય છે ત્યાં હંમેશાં આવા પ્રકારનું જ સમર્થન નજરે પડે છે. યુરોપમાં ઉપલા વર્ગના હાથમાં રાજસત્તા હતી ત્યારે તેમણે નીચલા વર્ગના લોકોને કોઇપણ પ્રકારનું શિક્ષણ મળવા દીધું નહીં, અને પછી એ અશિક્ષિત લોકોને નાગરિકત્વના હક્ક શું કરવા છે, તેઓ રાષ્ટ્રના કાયદા કેવી રીતે કરી શકશે, તેમને રાજ્યકારભારમાં મત આપવાનો અધિકાર દઇને શો ઉપયોગ—આવા પ્રકારની વિચારસરણી ઉત્પન્ન કરીને તેમણે અત્યાર સુધી બધી સત્તા પોતાના કબજામાં રાખી હતી. અમેરિકામાં નિગ્રો ગુલામોના માલિકો પણ પ્રતિપાદન કરતા કે એ જાતિનો દરજ્જો તદ્દન ઉતરતો યાને હલકો છે. તેથી તેમનામાં શિક્ષણ લેવાની પાત્રતા જ નથી; માટે જેમણે નિગ્રો લોકોને શિક્ષણ દેવાનો ઉપક્રમ કર્યો હતો તેમને એ ગુલામવાળાઓએ ત્રાસ દીધો. ઇટલીના રાજ્યકર્તાઓ પણ આજ પચાસ વરસથી બૂમો પાડે છે કે આ ઇટાલિયનો

સ્વાતંત્ર્ય ભોગવવાને પાત્ર જ નથી; એ પાત્રતા મેળવવા માટે અમે જે દિશાએ પ્રયત્ન કરીએ છીએ તે દિશાને એજ રાજ્યકર્તાઓએ કાયદા અને સૈન્યનાં સામર્થ્ય વડે બંધ કરી નાંખી છે—જાણે કે એવા પ્રકારનો જુલમ ગુજારવામાં આવે તો જ એકાદું રાષ્ટ્ર સ્વાતંત્ર્યને માટે લાયક થાય.

જો આપણને એ અન્યાય છે એમ લાગતું હોય તો આપણે પણ સ્ત્રીજાતિનો આવો જ અપરાધ કર્યો છે. એક જ ઘરના માણસોના બે ભાગ કરવા અને તેમાંથી એક ભાગમાંના માણસે બીજા ભાગમાંના માણસો-ને ગુલામગિરીમાં દાબી દેવા એ અપરાધ ઘણો મોટો છે. પરમેશ્વરની આ સૃષ્ટિમાં એના જેવડો મોટો બીજો અપરાધ જ નથી. પરમેશ્વરના દરબારમાં સ્ત્રી અને પુરૂષ એવો ભેદ જ નથી. મનુષ્યત્વ સ્ત્રી અને પુરૂષ બંનેમાં હોય છે. મનુષ્યમાં સમાજબુદ્ધિ હોય છે, શિક્ષણ લેવાની પાત્રતા હોય છે, પોતાની ઉન્નતિ કરવાની શક્તિ હોય છે. મનુષ્ય અને જનાવરની વચ્ચેનો ફરક તે એ છે. એ ગુણો પુરૂષ અને સ્ત્રી બંનેમાં હોય છે તેથી જ તેમનાં કર્તવ્યો અને હક્કો એક-સરખાં હોવાં જોઇએ. એકજ મગની એ બે ફાડો છે; તેમનામાં કોઇપણ પ્રકારનું ઓછાવત્તાપણું હોવું અશક્ય છે. વૈયક્તિક પ્રકૃતિ અને ગુણધર્મને લીધે પુરૂષવર્ગમાં પણ વિષમતા હોય છે. એક જ તંતુવાદ્યના બે ભિન્નભિન્ન સુરવરોની ઓછીવત્તી કિંમત કરી શકાશે કે ? માનવજાતિ એ એક તાર છે અને એ તાર ઉપર સ્ત્રી અને પુરૂષ એ બે સ્વર છે. વિશિષ્ટ નૈસર્ગિક પ્રકૃતિને લીધે એકાદું રાષ્ટ્ર સંસ્થાનો વસાવે છે અને એ રીતે માનવી સંઘટનાની કલ્પના પ્રસૃત કરે છે; બીજું એકાદું રાષ્ટ્ર વાઙ્મય અને લલિત કળામાં અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે; એ કાર્યથી પણ માનવી સંઘટનાની કલ્પનાનો પ્રસાર

થતો હોય છે. તે બંને રાષ્ટ્રો એકજ દૈવી કલ્પનાનો પ્રચાર કરે છે પછી એ કાર્ય તેમના હાથે જાણે કે અજાણે થાય—પોતાનાં કાર્યથી તેઓ એકસરખા દરજ્જાનાં બને છે અને બંધુભાવથી જોડાય છે. એ એ રાષ્ટ્રોને માનવજાતિ માટે બે જુદા જુદા પ્રકારનાં કાર્યો પાર પાડવાનાં હોય છે. સ્ત્રી અને પુરૂષનું પણ એવું જ છે. તેમના હાથે જે કાર્યો થાય છે તે પવિત્રતામાં એક સરખાં છે, તે કાર્યના વિભાગ કરવાથી અને સંયોગ કરવાથી જ પ્રગતિનું કાર્ય સિદ્ધ થવાનું છે વિચારશક્તિ જ સૃષ્ટિનો અંતરાત્મા છે, એ શક્તિ પરમેશ્વર નિર્મિત છે અને તેનું પ્રતિનિધિત્વ અનેક રાષ્ટ્રોને તેમજ સ્ત્રીપુરૂષોને પણ મળેલું છે. માટે સ્ત્રી એ ફક્ત સુખદુ:ખની જ સોબતણ છે એમ માનશો નહીં; પણ તેને તમે આપણી આકાંક્ષાઓ, વિચારો અભ્યાસ અને સમાજસુધારણા વગરેના પરિશ્રમમાં આપણી ભાગીદાર બનાવો. સામાજીક અને રાજકીય જીવનક્રમમાં તે આપણા જેટલી જ યોગ્યની છે એવી માન્યતા દઢ કરો. માનવજાતિ પોતાનું ધ્યેય સાધ્ય કરી શકે એટલા સારૂ માનવીજીવનને પરમેશ્વરે જાણે કે આ બે પાંખો જ આપી છે. બાયબલમાં કહ્યું છે કે પરમેશ્વરે પહેલાં પુરૂષ નિર્માણ કર્યો અને પછી તેના શરીરમાંથી સ્ત્રી નિર્માણ કરી; પણ ભવિષ્યકાળમાં જે ધર્મ સ્થપાવાનો છે તેમાં એવું જ એક વચન દેખાઇ આવશે કે પરમેશ્વરે માનવજાતિ નિર્માણ કરી અને તે પુરૂષ તથા સ્ત્રીના રૂપે નજરે પડી.

પરમેશ્વર તમને જે બાળકો આપે છે તેમના ઉપર પ્રેમ કરો; પણ તે પ્રેમ અંતઃકરણના ઉમળકાનો, ગંભીર અને ધીરોદાત્ત ર રહેલા હો; કારણ કે જો તમારો પ્રેમ છીછરો, ગાંડો અને આંધળો

હશે તો એથી માત્ર તમારાં બાળકનો નાશ થશે. તમારા ઉપર ભાવી પેઢીઓની જવાબદારી છે એ ભૂલશો નહીં. પરમેશ્વરની અને માનવજાતિની દૃષ્ટિએ એ જવાબદારી ગંભીર સ્વરૂપની છે. છોકરાંઓના મનમાં સુખોપભોગની તૃષ્ણા ઉત્પન્ન ન થાય એવું જ તેમને શિક્ષણ આપો; તેમને માનવીજીવનની અને માનવી કર્તવ્યોની યથાર્થ કલ્પના કરાવો: ધર્મથી જ માનવીજીવનને સારી ગતિ પ્રાપ્ત થાય છે એ તેમના મન ઉપર ઠસાવો. પોતાનાં બાળકોને શિક્ષણ દેવાનું કામ કેટલું પવિત્ર અને મહત્વનું છે એની યોગ્ય કલ્પના ઘણાં થોડાં માબાપને થયેલી છે. સુખસંપન્ન લોકો તો એ કાર્ય તરફ ઘણું દુર્લક્ષ કરે છે. ત્રીસ વરસ પહેલાંનાં બાળકોને તેમનાં માબાપોએ સુખ અને સ્વાર્થનો રસ્તો બતાવ્યો, પણ આયુષ્ય એ કર્તવ્ય છે એ તેમનાં બેદરકાર માબાપોએ તેમના મન ઉપર ઠસાવ્યું જ નથી. અત્યારે ચળવળમાં જે અનેક ભોગો આપવા પડે છે એ તે શિક્ષણનું પરિણામ. આ કાર્યકારણભાવ ફક્ત ઘણા થોડાં મનુષ્યોના ધ્યાનમાં આવ્યો છે. મજુર વર્ગનાં છોકરાંઓની સ્થિતિ આના કરતાં ઘણી સારી છે. તેમનાં છોકરાંઓને નાનપણથી જ દુઃખમાં દહાડા વિતાડવા પડે છે. વિપરિત પરિસ્થિતિને લીધે તેમને યથાયોગ્ય શિક્ષણ મળતું નથી. પણ તમને તો ઓછાવત્તા પ્રમાણમાં પોતાનું કર્તવ્ય બજાવવાની તક છે.—પોતાના સદ્વર્તનથી અને મોઢે શિક્ષણ આપીને તમે તમારાં છોકરાંઓને જીવનની યથાર્થ કલ્પના કરાવી શકો છો.

"છોકરાંઓ ઘણુંખરૂં માબાપના જેવાં થાય છે. તમે પોતે દુર્ગુણી હશો તો તમારાં છોકરાં સુદ્ધાં તમારા જેવાંજ દુર્ગુણી થશે, અને જો તમારૂં વર્તન સારૂં હશે તો તમારાં છોકરાં પણ સદ્વર્તનવાળાં જ થશે."

"તમારા અંતઃકરણમાં જે પ્રમાણિકતા અને પોતાના બાંધવો માટે ખરી લાગણી નહીં હોય તો તમારાં જ બાળકો પ્રમાણિક, દયાળુ અને ઉદાર અંતઃકરણનાં કેવી રીતે થશે? તમારૂં વર્તન જો તદ્દન સ્વચ્છંદી હશે તો આપણે આપણા મનોવિકાર કબજામાં રાખવા જોઇએ એમ તેમને લાગવું શક્ય પણ છે કે? તેમના દેખતાં અશ્લીલ વર્તન કરીને કિંવા અપશબ્દો બોલીને જો તમે મર્યાદાનું ઉલ્લંઘન કરતા હશો તો તેમની નૈસર્ગિક મુગ્ધતા કેવી રીતે સાબુત રહેશે?"

"તમારો બોલતો ચાલતો દાખલો તેમની સામે સદૈવ હોય છે. છોકરાંઓના મનને સારૂં નરસું વલણ પણ ઘણું જલદી લાગે છે. છોકરાં ઘરનાં કરતાકારવતા મનુષ્યનું અનુકરણ કરે છે. આપણાં બાળકોને મનુષ્યત્વ પ્રાપ્ત કરી દેવાનું આપણા જ હાથમાં હોય છે તેમજ તેમને જનાવરની હારમાં બેસાડવાનું પણ આપણા જ હાથમાં હોય છે."*

સંભાષણદ્વારા પણ બાળકોને કેળવી શકાય છે. જે રાષ્ટ્રમાં તેમનો જન્મ થયો છે તે રાષ્ટ્ર પ્રાચીનકાળમાં કઈ સ્થિતિમાં હતો, અત્યારે કઇ સ્થિતિમાં છે અને ભવિષ્યકાળમાં તેને આપણે કયું પદ અપાવવું જોઇએ કિંવા આપવું જોઇએ એ વિષય ઉપર તેમની સાથે સંભાષણ કરો. સાંજે તમે થાકયાપાકયા ઘેર આવેલા છો, તમારાં બાળકોની માતા તમારાં બાળકો તરફ જોઈને આનંદથી સસ્મિત થયેલી છે, તે બાળકો તમારા ખોળામાં આવીને બેસતાં વેંતજ તેમના કાલાઘેલા—બોબડા બોલોથી તમે તમારા શ્રમને ભૂલી જાઓ છો— એવા સમયે તમે તમારાં બાળકોને રાષ્ટ્રવીરોની બહાદુરીની વાતો

* લામેનસ.

કહી સંભળાવો; જે લોકો સ્વદેશને ખૂબ ચાહતા, જેમણે અનેક સંકટો, બેઆબરૂ અને ત્રાસ વેઠીને પણ પોતાના દેશનું ભવિષ્ય ઉજ્જવલ કરવાનો પ્રયત્ન કર્યો છે તેમનો ઇતિહાસ તમે તમારાં બાળકોને કહો. તેમના મનમાં જુલમ ગુજારનારાઓ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરશો નહીં; પણ જુલમનો પ્રતિકાર કરવાનો તેમનો નિશ્ચય દૃઢ કરો. સદ્વર્તનનો માર્ગ કેટલો આનંદપ્રદ છે, સત્યના રક્ષણ માટે છાતી ઠોકીને ઉભા રહેવું કેટલું ઉદાત્ત છે, પોતાના દેશ બાન્ધવો માટે આત્મયજ્ઞ કરવો એ કેટલું પવિત્ર કાર્ય છે એ તે બાળકોને તમે સ્વમુખે કહો. તમારી પત્ની અલબત્ત તે નિવેદનને સંમતિ આપશે; અસત્ય અને અપવિત્ર એવી સત્તા સાથે લડવાનો તેમને ઉપદેશ કરતી વખતે જ સત્ય, પવિત્ર અને ચિરંતન એવી પરમેશ્વરની શક્તિ વિષેની ભક્તિની જ્યોત તમે તેના કોમળ અંતઃકરણમાં પ્રજવલિત કરો. જુલમ અને બેબંદશાહી પ્રત્યે તેમના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થવો જોઇએ, વિવેકબુદ્ધિને માન્ય થનારા એ પરંપરાની સ્ફૂર્તિથી નિર્માણ થનારા ધર્મ ઉપર તેમની અઢળ શ્રદ્ધા હોવી જોઇએ–માત્ર પરંપરાથી બદ્ધ એવા પ્રકારનો તે ધર્મ ન હોવો જોઇએ.

પોતાનાં માબાપ ઉપર પ્રેમ કરો. પોતાનાં છોકરાંછૈયાંની મોહજાળમાં ગુંથાઇ જઈને માબાપ તરફ દુર્લક્ષ કરશો નહીં; આવા બનાવો અનેક ઠેકાણે બન્યા છે. ખરી રીતે જોતાં એ નવીન બંધનોથી ત્રણે પેઢીઓ એકમેકની સાથે વધારે નિકટપણે બદ્ધ થવી જોઇએ. પોતાની કોમળ અને ભક્તિપૂર્ણ પ્રીતિનું આવરણું વૃદ્ધ માબાપની આસપાસ આજન્મ રહેવા દો. તેમના જીવનમાર્ગનો છેલ્લો ટપ્પો કુસુમોથી આચ્છાદી નાંખો–એ કાળ તેઓ સુખ-સમાધાનથી વિતાવે એવું વર્તન કરો. તેમનાં થાક્યાંપાક્યાં જીવનની

આસપાસ ચિરપ્રીતિની સુગંધ પસરાવા હો–કારણ કે એને લીધે જ તેમને અનંતની અનુભૂતિ થાય છે; અને તમે જેમ તમારા માબાપના ઉપર અખંડ પ્રીતિ કરતા આવ્યા તેમ તમારાં બાળકો પણ તમારા ઉપર એવી જ એકનિષ્ઠ પ્રીતિ કરશે એની ખાત્રી રાખશો.

માતા, પિતા, બન્ધુ, ભગિની, પત્ની અને બાળકો એ બધાં એક જ ગૃહવૃક્ષની શાખાઓ છે, એ ધ્યાનમાં રાખો. એકરૂપતા સ્નેહથી આવે છે–એવા સ્નેહના ઐક્યભાવથી ગૃહસંસ્થા પવિત્ર કરો. રાષ્ટ્રને માટે આત્મયજ્ઞ કરવાનું મંદિર તે ગૃહ–અને એવાં મંદિરને છાજે એવી જ રીતે તેમાં વર્તન કરો. એ રીતે વર્તવાથી તમે સુખી થશો કે નહીં એ હું ખાત્રીપૂર્વક કહી શકતો નથી; પણ એટલું તો માત્ર કહી શકીશ કે એવી રીતે વર્તવાથી સંકટ સમયે તમને શાન્તિનો સ્વાદ મળશે, તમારી વિવેકબુદ્ધિને યાતના નહીં ભોગવવી પડે, અને કેટલુંય મોટું તોફાન થાય તોપણ હમણાં જ આકાશ સાફ થઈ જશે એવી આશા આપવા માટે કાળાં ધબ જેવાં વાદળાંઓમાં થોડીક પણ જગ્યા ભૂરી છે એમ તમને દેખાશે.

## પ્રકરણ ૭ મું.

### પોતા પ્રત્યેનાં કર્તવ્યો.

" તમારે જીવન છે, તે નિયમથી બંધાએલું છે, આત્મવિકાસ, કૃતિપરાયણતા અને જીવનનાં અનુશાસન અનુરૂપ આયુષ્યક્રમ એ જ તમારો ધર્મ છે, એ જ તમારૂં અત્યંત મહત્વનું કાર્ય છે."

એ મેં તમને પ્રથમ જણાવ્યું છે. માનવધર્મનું રહસ્ય સમજવા માટે પરમેશ્વરે બે સાધનો નિર્મેલાં છે. વિવેકશક્તિ અને દેશકાલ પરિસ્થિતિથી અબાધિત એવી માનવજાતિનો મત એ જ તે બે સાધનો છે, એમ પણ મેં કહેલું છે. જ્યારે વ્યક્તિવિવેકનો નિર્ણય અને માનવજાતિના વિવેકનો નિર્ણય એકવાક્યતા પામે છે ત્યારે તે નિર્ણયમાં અનંત સત્ય પ્રકટ થયેલું હોય છે; માનવજાતિના વિવેક-નો એ નિર્ણય ઇતિહાસમાં પ્રકટ થયેલો મળી આવે છે.

ઇતિહાસમાં પ્રકટ થનારો માનવજાતિનો નિર્ણય શો છે એ ઠરાવવું આ વારે અઘરૂં છે; ઇતિહાસનાં સારાં પુસ્તકો અત્યારે ઉપ-લબ્ધ નથી અને એ જ્ઞાન પ્રાપ્ત કરવાને તમને વખત પણ નથી. ગયાં પચાસ વરસોમાં કેટલાક ઉત્કૃષ્ટ ઇતિહાસશાસ્ત્રીઓએ અત્યંત પરિશ્રમ કરીને માનવજીવનનું રહસ્ય જાણવાના પ્રામાણિક યત્નો કર્યા છે, અને મનુષ્યસ્વભાવના કેટલાક વિશેષ ગુણો તેમણે શોધી કાઢ્યા છે. મનુષ્ય એ સ્વભાવતઃ જ સમાજપ્રિય છે અને તેનામાં શિક્ષણ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય છે, એવો સિદ્ધાન્ત તેમણે પ્રસ્થાપિત કર્યો છે. પરમેશ્વર એક હોવાથી મનુષ્યના વૈયક્તિક અને સામુદાયિક સ્વરૂપમાં એક જ ધર્મ હોવો જોઇએ અને પ્રગતિ એ જ તે ધર્મનું મૂલતત્વ છે એવો તેનો નિષ્કર્ષ છે. માનવીજ્ઞાનનાં બધાં અંગો આ તત્વને કબૂલ કરે છે અને માણસનાં વ્યક્તિવિષયક કર્તવ્યો અને હક્કો શા છે તેનું અનુમાન પણ આજ તત્ત્વના અનુરોધે કરી શકાય છે. તેનું સ્વરૂપ થોડાકમાં આમ બતાવી શકાશેઃ–કર્તવ્ય પાલનમાં મનુષ્યને પૂર્ણ સ્વાતંત્ર્ય હોવુંજ જોઈએ અને એ માટે એકબીજાએ એકબીજાને મદદ કરવી જોઈએ.

મનુષ્ય એ સ્વતંત્ર છે અને પોતાનું સ્વાતંત્ર્ય તેને હંમેશાં દૃશ્યમાન થાય છે. માણુસના દીલનો પશ્ચાતાપ અને વીરોનો આત્મયજ્ઞ એ વારંવાર ગર્જના કરીને દુનિયાને જણાવે છે કે મનુષ્ય સ્વતંત્ર છે. મનુષ્યપ્રાણી દૈવાધીન છે એ કહેવું તદ્દન ખોટું છે. મનુષ્યને પશ્ચાતાપ શા માટે થાય છે અને વીરોને તત્ત્વત્યાગના કરતાં દેહત્યાગ જ વધારે પ્રિય શા માટે લાગે છે, એનો ઉત્તર દૈવવાદીઓ આપી શકવાના જ નથી. સોક્રેટીસ, જીસસ ક્રાઇસ્ટ વગેરે જેમણે પોતાના દેશમાટે કિંવા પોતાની સત્યનિષ્ઠા માટે રાજીખુશીથી પ્રાણ છોડયા તેમના આત્મા, મનુષ્યને ગુલામ બનાવનારા એ દૈવીવાદીઓના મતનો ઇનકાર કરે છે, અને કહે છે કે, "અમને પણ અમારો જીવ વહાલો હતો, જે વ્યક્તિને લીધે જીવંત રહેવામાં અમને મજા લાગતી હતી તેણે પણ અમને કહ્યું હતું કે જે તમારા ઉપર જુલમ ગુજારે છે તેમને શરણ જાવ. સુખથી લોભાયેલું અમારૂં મન એમજ કહેતું હતું કે જીવતા રહેવામાં જ મજા છે! પણ અમારા પછી જે અનેક લોકો જન્મવાના છે તેમનાં બંધમોચન માટેજ અમે આત્મસમર્પણ કર્યું, અને મૃત્યુને સ્વીકાર્યું." કેનથી માંડીને તે અત્યારના હલકા જાસુસો સુધી અનેક નીચ લોકો આ જગતમાં આવી ગયા છે. તેમણે પોતાના બન્ધુઓની સાથે વિશ્વાસઘાત કર્યો, તેમનો રસ્તો પાપનો અને અધોગતિનો હતો; છતાં તેમના અંતઃકરણમાંથી એક ગંભીર ધ્વનિ નીકળતો; એ સ્વર કાને પડતાં જ તેમને પોતાના વર્તનનો તિરસ્કાર આવતો, તેમનું મન અસ્વસ્થ થઇ જતું; તે સ્વર તેમને કહેતો કે, "તમે સન્માર્ગનો ત્યાગ શામાટે કરો છો?"

મનુષ્ય સ્વતંત્ર છે અને તેથી જ તે પોતાના વર્તન માટે

પૂર્ણપણે જવાબદાર છે. એ નૈતિક—સ્વાતંત્ર્યને લીધે જ મનુષ્યને રાજકીય સ્વાતંત્ર્યના હક્ક મળે છે, રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કાર્ય કરવાનું કર્તવ્ય ઉત્પન્ન થાય છે. એ સ્વાતંત્ર્ય હંમેશને માટે અબાધિત રાખવા માટે અને કોઇપણ તેને અડચણ કરે નહીં એટલા માટે સદોદિત કાર્યદક્ષ રહેવાનું કર્તવ્ય ઉત્પન્ન થાય છે.

શિક્ષણથી સુસંસ્કૃત થવાની શક્તિ દરેક મનુષ્યનામાં છે. દરેક મનુષ્યમાં નૈતિક અને બૌધિક સામર્થ્ય હોય છે; શિક્ષણથી જ તે જીવંત અને કાર્યકારી થાય છે. જો મનુષ્યને શિક્ષણ ન મળે તો એ શક્તિઓ નાશ પામે છે; તેમની કાળજીપૂર્વક સંભાળ કરીએ તો જ તે હંમેશાં જાગૃત રહે છે, નહીં તો તેમનું અસ્તિત્વ આપણને ફક્ત ક્યારેક ક્યારેક સમજાય છે.

શિક્ષણથી મનુષ્યની આત્મિક શક્તિનું પોષણ થાય છે. શરીરનો વિકાસ અને પોષણ થાય એટલા માટે તેની વધારે કાળજી કરવી પડે છે. એ જ પ્રમાણે મનુષ્યની બૌધિક અને નૈતિક શક્તિનો વિકાસ પૂર્ણપણે થાય અને તે મનુષ્યના જીવનમાં સદોદિત પ્રકટ થતી રહે એટલા માટે આપણે તેમના પોષણની વધારે ખબરદારી લેવી જોઇએ. અનેક લોકો પોતાના અંતઃકરણમાંની ભાવનાઓ, આકાંક્ષાઓ અને પ્રીતિ જાહેર કરે છે, અને એનાથી જ બધાયની નૈતિક અને બૌધિક શક્તિઓનું પોષણ થાય છે; માટે આપણે આપણી એ શક્તિઓને પોષક દ્રવ્યો ભરપૂર પ્રમાણમાં પૂરવવાં જોઇએ. જેમ જુદા જુદા પ્રકારની વનસ્પતિઓના ગુણધર્મ જુદા જુદા હોય છે, તે જ પ્રમાણે જેટલા મનુષ્ય તેટલા સ્વભાવ; એ અનેક પ્રકારના સ્વભાવના પોષણ માટે અનેક પ્રકારનાં પોષક દ્રવ્યોની આવશ્યકતા નથી. માનવજાતિને લીધે જ મનુષ્યની શક્તિઓને

—

સંજીવન મળે છે અને તેમનો વિકાસ થાય છે. શક્તિસંજીવનનું અને વિકસનનું એ કામ શિક્ષણથી જ થાય છે. અત્યાર સુધીમાં માનવ-જાતિએ કેટલી પ્રગતિ કરી છે એ પ્રત્યક્ષપણે કિંવા અપ્રત્યક્ષપણે પ્રાણીમાત્રને શિક્ષણથી સમજાય છે. જીવનને શિક્ષણની આવશ્યકતા છે, એટલું જ નહીં પણ શિક્ષણ એટલે મનુષ્યમાત્રની પોતાના બાન્ધવો સાથે થનારી એકરૂપતા; જે અનેક લોકોએ અત્યારસુધી વિચાર કર્યો છે અને કામ કરી બતાવ્યું છે તે મોટા લોકો સાથે મનુષ્ય શિક્ષણથી સાધર્મ્ય પ્રાપ્ત કરી શકે છે; અને આ જ ભાવનાઓ મનમાં રાખીને આપણે શિક્ષણ લેવાનો બનતો પ્રયત્ન કરવો જોઇએ. પરમેશ્વરે પ્રાણીમાત્રમાં જે શક્તિઓ બીજ રૂપે જ મૂકી છે તે ફળદ્રુપ થાય એટલા માટે જ આપણે નૈતિક અને બૌધિક શિક્ષણ મેળવવું જોઇએ, અને આવી રીતે વ્યક્તિગત જીવન અને સંપૂર્ણ માનવજાતિનાં જીવન વચ્ચે એકતા ઉત્પન્ન કરીને તે કાયમને માટે ટકાવી રાખવાનો યત્ન હમેશાં ચાલુ રાખવો જોઇએ.

અને એ શિક્ષણનું કામ શક્ય તેટલી ત્વરાથી થાય તેમજ વ્યકિતગત જીવનની માનવજાતિના સામુદાયિક જીવન સાથે પુરેપુરી એકરૂપતા થાય એટલા માટે જ પરમેશ્વરે માણુસને સમાજબુદ્ધિ આપી. માનવ કોટિથી હલકી કોટિનાં પ્રાણીઓમાં સામાજીક જીવન જ નથી; પણ આપણે ફકત પોતાનું જીવન સમાજમાં હરીફરીને-રહીને-ગુજારવું પડે છે. દરેક માણુસને ડગલે ડગલે પોતાના ભાઈ-ઓની મદદ લેવી પડે છે, જીવનને આવશ્યક અને થોડા શ્રમે પ્રાપ્ત થાય એવી નાની નાની બાબતોમાં સુદ્ધાં આપણને બીજાની મદદ લેવાની ફરજ પડે છે. પોતાના બાન્ધવોના સમાજમાં રહેવાથી મનુષ્યનું સામર્થ્ય મૂળનું હોય છે તેના કરતાં કેટલાય ગણું વધે છે;

તેનો અને સમાજનો સંબંધ તૂટ્યો કે પછી માત્ર આપણે
ત દુર્બળ છીએ. જનાવરોમાં સુદ્ધાં આપણા કરતાં વધારે
ા છે. આપણી આત્મવિકાસની શક્તિ નષ્ટ થઈ ગઈ છે અને
ભર જીવવું પણ અશક્ય છે એ તેને સમજાવા લાગે છે. સ્વદેશ-
ા જેવી ઉદાત્ત ભાવનાઓ અને વૈભવપ્રાપ્તિ તથા લોકપ્રિયતા જેવી
ા પ્રકારની આકાંક્ષાઓ એ મનુષ્યના અંતઃકરણમાં પ્રકટ
છે; પોતાના લક્ષાવધિ દેશબાન્ધવોના જીવનની સાથે
તાનતા પામવાની ઇચ્છા મનુષ્યમાં સ્વાભાવિક જ હોય છે,
એ મનોવિકારો ઉપરથી જ સિદ્ધ થાય છે; તમારો જન્મ જ
ઠન માટે થયો છે એવું આ ઉપરથી અનુમાન થાય છે. સંગઠન-
મનુષ્યનું બળ સો ગણું વધે છે, વિચારની આપલે થાય છે
બીજા મનુષ્યોની પ્રગતિ સાથે આપણી પણ પ્રગતિ થતી જાય
માનવજાતિનાં વિશ્વવ્યાપી ગૃહમાં સંઘટનાવડે ઐકયભાવ ઉત્પન્ન
છે, પ્રાણીમાત્રને એક બીજા ઉપર પ્રેમ લાગવા માંડે છે અને
થી જ માનવીની ઉન્નતિ થાય છે તેમ જ તેનું જીવન પવિત્ર
છે. માટે સંઘટના જેટલી નિકટ, વ્યાપક અને અંતઃ-
પૂર્વક થશે તેટલો આપણે વૈયક્તિક પ્રગતિના માર્ગે પ્રવાસ
જેવું થશે.

બધાએ એકત્ર થઈને કાર્ય કર્યા સિવાય માનવી-જીવનને પૂર્ણ-
ા પ્રાપ્ત થવી શક્ય નથી. માનવધર્મ રહસ્યનો એક એક ભાગ
પણને જેમ જેમ અવગત થતો જાય છે તેમ તેમ માનવજાતિમાં
ધિકાધિક સંઘટના થયેલી આપણને ઇતિહાસમાં નજરે પડે છે.
કો વચ્ચે અધિકાધિક નિકટ સંબંધ પ્રાપ્ત થયેલો દેખાઇ આવે
મીસમાં નાગરિકત્વના હક ભોગવનારા સ્વતંત્ર લોકોની એવા

કલ્પના હતી કે જે લોકો ગુલામગિરિમાં પડેલા છે તે સ્વતંત્રતા ભોગવવાને લાયકજ નથી—સ્વતંત્ર અને ગુલામ એ તદ્દન જુદીજાતની મનઃ પ્રવૃત્તિઓ છે, એ તદ્દન જુદી જુદી જાતો છે. એનો પહેલો વિરોધ ક્રિશ્ચિયન ધર્મે કર્યો. એ ધર્મે જાહેર કર્યું કે સંપૂર્ણ માનવજાતિ એક છે. લગભગ એ જ વખતે રોમન લોકોએ પોતાના જોરના પ્રભાવે યુરોપખંડમાં એકછત્રી સામ્રાજ્ય સ્થાપન કર્યું હતું. પછી ક્રિશ્ચિયન ધર્મના આદ્ય ગુરૂએ પોતાના ધર્મપીઠપરથી જાહેર કર્યું કે આધ્યાત્મિક સામર્થ્ય આધિભૌતિક સામર્થ્યના કરતાં ઉચ્ચતર છે. જે સમયે તેણે એ જાહેર કર્યું તે વખતે એ ધર્મગુરૂની પીઠ એક ઘણી જ ઉપયુક્ત સંસ્થા હતી, અત્યારે તે તેવી નથી એ ઘણા ખેદની વાત છે. એ જાહેર થવાના સુમારે ઉત્તર તરફના જંગલી લોકોએ રોમન સામ્રાજ્યનો વિધ્વંસ કરવાની શરૂઆત કરી હતી; તેમની એ જબરજસ્તીને લીધે જર્મન સંસ્કૃતિ અને લેટિન સંસ્કૃતિનું સંઘટ્ટન થયું. રાષ્ટ્ર સ્વાતંત્ર્યની કલ્પનાથી અત્યારે આખું યુરોપ ખળભળી ઉઠયું છે. નિઃસંશય એ કલ્પના વિજયશાલી થવાની છે; એ કલ્પના ઉત્પન્ન થયા પહેલાં ફ્રાન્સની રાજ્યક્રાન્તિ અને સામ્રાજ્યની લડાઈઓ આખા યુરોપમાં ચાલુ હતી અને તે લડાઇઓને લીધે ત્યાંસુધી ઘોરતા પડેલા સ્લાવ લોકો એકદમ જાગૃત થયા અને યુરોપના રાજકારણમાં ભાગ લેવાની તેમણે શરૂઆત કરી.

પ્રાચીન કાળના લોકોને પ્રગતિનું તત્ત્વ બરાબર સમજાયું નહોતું; પણ હવે એ તત્ત્વ અત્યંત પવિત્ર ગણાશે. એ તત્ત્વમાં જનતાનું સામાજીક, રાજકીય અને ધાર્મિક પરિવર્તન અંતર્ભૂત થયેલું છે.

દુનિયામાંના બધા ફેરફાર દૈવગતિ અનુસાર થાય છે એવી
પ્રાચીન કાળના લોકોની સમજણ હતી. દૈવ એ એક ગૂઢ શક્તિ છે.
માણસને તેનું જ્ઞાન થવું શક્ય નથી. સ્વૈર ઇચ્છા ઉપર કોઇનો દાબ
નથી. ગમે તે કામ કરવાનું અને ગમે તેનો નાશ કરવાનું સામર્થ્ય
તેનામાં છે. એ શક્તિના કાર્યનું ઉદ્દિષ્ટ શું છે તે મનુષ્યને સમજાવુંજ
શક્ય નથી, તો પછી તેને તે કાર્યમાં મદદ કરવાનું તો તેમના હાથે
ક્યાંથી જ બને—દૈવગતિ વિષે તેમની આવી કલ્પનાઓ હતી. ચિર·
સ્થાયી એવી એકેય બાબત મનુષ્યના હાથે થઇ શક્ય નથી એમ
તેમને લાગતું હતું. મનુષ્યના નાનકડા જીવનક્રમમાં જ માનવજાતિનો
જીવનક્રમ જોડાઇ ગયેલો છે એમ તેમને લાગતું હતું. મનુષ્યે સામર્થ્ય
સંપાદન કરવું અને છેવટે વૃદ્ધ થઇને મરી જવું આટલો જ તેનો
જીવનક્રમ છે એવી તેમની કલ્પના હતી. તેમના જ્ઞાનનું અને કલ્પના-
ઓનું ક્ષેત્ર અત્યંત આકુંચિત હતું. તેમના ઇતિહાસનું જ્ઞાન સ્વદેશના
ઇતિહાસના જ્ઞાન કરતાં વધારે નહોતું. માનવજાતિ એટલે
પૃથ્વીપરના કોટયાવધિ માણસોનું ટોળું—તેને જીવન નથી અને તેનો
રસ્તા કોઇ જ નથી એવી તેમની કલ્પના હતી. માણસના ઉદાહરણ
પરથી તેમણે પોતાની બધી કલ્પનાઓ બાંધી હતી. એ કલ્પનાઓનું
પરિણામ એવું થયું છે કે, પ્રાપ્ત સ્થિતિમાં સુખ માની લેવાની ટેવ
મનુષ્યને પડી. પોતાને અનુકૂળ એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનું
ધૈર્ય તેનામાં રહ્યું નહીં. જ્યાંનો રાજ્યકારભાર મૂળથી જ લોકોના
હાથમાં હતો ત્યાંની જનતાના મત લોકસત્તાવાદી હતા; જ્યાં જુલમી
સત્તાધારીઓના હાથમાં કારભાર હતો ત્યાંના લોકો ગુલામગિરિમાં
નિર્ભર થઈ ગયા હતા—જનતાની પ્રગતિ થાય છે કે નહીં એ
બાબત તેમનું પૂર્ણ દુર્લક્ષ હતું. ગ્રીસમાં તત્ત્વવેત્તાઓએ જનતામાં એ

જાતો કલ્પી હતી—એક સ્વતંત્ર નાગરિકોની જાત અને બીજી ગુલામોની જાત. ગુલામો સ્વતંત્રતાને ક્યારેય પણ પાત્ર થવાના નથી એવી તેમની સમજ હતી. એ જ પ્રમાણે પૌર્વાત્ય દેશોમાં ચાતુર્વર્ણ્યની સ્થાપના થઇ હતી. ઉપર વર્ણવેલી મનઃપ્રવૃત્તિને લીધે એ જુદા જુદા લોકોએ જાતિભેદની ચાલુ પરિસ્થિતિ પૂર્ણપણે માન્ય કરી હતી. પ્લેટો અને એરિસ્ટોટલ જેવા મહાન્ બુદ્ધિમાન પુરુષોને પણ એ ભેદ માન્ય હતો. જો તમે એવા સમાજના સપાટામાં સપડાયા હોત તો તમારાં વિમોચનનું કામ લગભગ અશક્ય જ થઇ ગયું હોત.

જીસસનાં વચનોનો આધાર લઇને અનેક મહાત્માઓએ ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરી. તેમને પ્રગતિ એ પવિત્ર તત્ત્વનો બોધ છેક ઝાંખો ઝાંખો થયો હતો. તેઓ એ તત્ત્વનું પૂર્ણપણે આકલન કરી શક્યા નહીં; માનવજાતિમાં ક્યાંઇ પણ ભેદભાવ હોવો શક્ય નથી, માનવજાતિના જીવનને નિયમબદ્ધતા દેનારો એક જ ધર્મ છે અને મનુષ્યમાત્રને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થવી કંઇ અશક્ય નથી—આ ત્રણ મહાતત્ત્વોનો બોધ તેમને પૂર્ણપણે થયો હતો; પણ પરમેશ્વરે મનુષ્યને નીમી આપેલું કાર્ય તે યથાયોગ્ય રીતે પાર પાડી શકે એટલામાટે પરમેશ્વરે મનુષ્યને ક્યાં સાધનો આપેલાં છે અને તે કામ કરવા માટે ક્યા રસ્તે ચાલવું જોઇએ; એ બે બાબતો માત્ર તેઓ પૂર્ણ સમજી શક્યા નહોતા. વળી જીવનમાં પ્રગતિ ક્યા નિયમાનુસાર થાય છે એ જાણવા માટે તેમણે વૈયક્તિક વિચારોનો આધાર લઇને પોતાનું કલ્પનાક્ષેત્ર માત્ર મર્યાદિત કર્યું હતું. માનવજાતિના સામુદાયિક સ્વરૂપનું તેમને જ્ઞાન થયું જ નથી. પહેલાં કાર્યકારણભાવ દૈવને લીધે—દૈવી શક્તિને લીધે—થયો હતો, તેમણે દૈવની જગાએ દૈવને પધરાવ્યા. દૈવ પ્રાણીમાત્રનો રક્ષણકર્તા છે, માત્ર માનવતાને

ધ્યેયે લઇ જાય છે એવી તેમની કલ્પના નહોતી. પૂર્ણાવસ્થાની
નાની અગાધતા અને માનવીજીવનની ક્ષણભંગુરતા વચ્ચે જમીન
સ્માનનો ફરક જોઇને તેઓ આશ્ચર્યચકિત થયા. પછી તેમણે
મેશ્વર અને મનુષ્ય વચ્ચે કલ્પનાના સામર્થ્ય વડે જ એક અવસ્થા
ર્માણ કરી—એ અવસ્થા એટલે દેવ મનુષ્યરૂપે અવતાર લે
તે. માનવજાતિના સંઘટિત સ્વરૂપનું તેમણે આકલન કર્યું નહોતું.
લે એ અવતાર ઉપર શ્રદ્ધા રાખવી એ જ મોક્ષનો માર્ગ છે–
ા લીધે જ મનુષ્ય બળવાન થાય છે અને તેના ઉપર પરમેશ્વરની
દૃષ્ટિ થાય છે એવી તેમણે કલ્પના કરી લીધી.

પરમેશ્વર સદોદિત માનવજાતિદ્વારા મનુષ્યમાત્રને માટે પોતાનું
ાન પ્રકટ કરે છે એવી તેમની કલ્પના જ નહોતી. વિશિષ્ઠ
ગે ફક્ત તેનું આવિષ્કરણ થાય છે એમ તેમને લાગતું હતું.
ર અને મનુષ્યનો કંઇક સંબંધ છે એમ તેમને લાગતું હતું.
મનુષ્યમાત્રનું માનવજાતિમાં એકીકરણ કરનારો ભ્રાતૃભાવ
ને ભાસતો નહોતો. એક પેઢીનાં કાર્યનું અને વિચારોનું પરિણામ
જી પેઢી ઉપર થાય છે એની તેમને ખબર નહોતી તો પછી એક
ી એક આવનારી પેઢીઓનું મહત્વ તેમને શી રીતે સમજાય?
ી તેમણે એ બાબતો તરફ દુર્લક્ષ કર્યું; મનુષ્યને માનવજાતિના
મુદાયિક ધ્યેયથી અને દુનિયાથી પરાવૃત્ત કરવાના તેમણે પ્રયત્નો
; પૃથ્વી પાપનિષ્કૃતિનું સ્થળ છે, અહીં સત્કૃત્યો કર્યાં હશે તો જ
ર્ગપ્રાપ્તિ થશે એમ કંઇ નથી; શ્રદ્ધા અને પરમેશ્વરની કૃપાથી જ
ર્ગપ્રાપ્તિ થાય છે, સ્વર્ગ અને પૃથ્વીનો કંઇ સંબંધ નથી, એવી
ની વિચારપરંપરા હતી. પરમેશ્વરે એક વખત ધર્મનું
વિષ્કરણ કર્યું જ છે, તે ફરીથી કરવું શક્ય નથી, ધર્મગુરુનો

મત પ્રમાણભૂત માનવો જ જોઈએ એવી તેમની કલ્પના થઇ હતી. એક વખત જીસસને ભવિષ્યકાળનું દર્શન અંતર્જ્ઞાનથી થયું હતું અને તે વખતે તે આ શબ્દો બોલ્યો હતો;—" હું તમને ઘણી વાતો કહેવાનો હતો, પણ એ અત્યારે અશક્ય છે. જ્યારે સત્યની અધિષ્ઠાત્રી દેવીનો અવતાર થશે ત્યારે તમને સત્યનો રસ્તો બતાવવામાં આવશે. એ દેવી પોતાના વિષે કંઈ જ કહેશે નહીં; તે જે શ્રવણ કરશે તે જ તેના બોલવા જેવું હશે."* આ વાક્યમાં પ્રગતિતત્ત્વ જ ગર્ભિત છે; માનવજાતિદ્વારા સત્ય પ્રકટ થતું રહેશે એ કલ્પનાની એ પ્રસ્તાવના છે. રોમ ફરીથી જાગૃત થઇને જગતને જે સંદેશા સુણાવવાનું છે તે સત્ય છે એનો એ પુરાવો છે. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિના દરેક જાહેરનામા ઉપર બે શબ્દો લખેલા હોય છે—" પરમેશ્વર અને માનવજાતિ. " અને પુનરૂજ્જીવન પામેલું રોમ આ જ શબ્દો દુનિયાને ભેટ કરવાનું છે. પ્રાચીન કાળમાં અજ્ઞાનને લીધે લોકોને એ સંદેશાનું મહત્વ સમજાયું નહોતું.

અત્યાર સુધીમાં જે ધર્મો સ્થપાયા તે કેવા પ્રકારના હતા એ ઉપર કહ્યું જ છે. એનાથી તમારૂં બંધવિમોચન થવું શક્ય નથી.

જીસસ ક્રાઇસ્ટ પછી તેરસો વરસે એક ઇટાલિયન મહાત્માએ નીચે આપેલા સિદ્ધાન્તોને સત્ય તરિકે નમુદ કર્યા: " પરમેશ્વર એક છે, સૃષ્ટિ એ પરમેશ્વરનો વિચારવિલાસ છે, માટે સૃષ્ટિ પણ એક છે. બધી વસ્તુઓ પરમેશ્વરમાંથી જ ઉત્પન્ન થાય છે. જે વિશિષ્ટ કાર્ય માટે એકાદી વસ્તુ નિર્માણ કરવામાં આવી હોય છે તે કાર્ય પાર પાડી શકે તેટલો દૈવીઅંશ એ વસ્તુમાં હંમેશાં જ હોય છે. પરમેશ્વરે નિર્માણ કરેલી બધી વસ્તુઓમાં મનુષ્ય ઉચ્ચતમ છે,

* St gohn, chapt. XVI.

ેશ્વરે તેનામાં દૈવી અંશ વધારે પ્રમાણમાં મૂકયો છે. એટાદા
ાને જેટલા પ્રમાણમાં પૂર્ણાવસ્થા પ્રાપ્ત થવી શકય છે તેટલા
ાણમાં પ્રાપ્ત કરવા માટે તે હમેશાં પ્રયત્ન કરે છે. મનુષ્યની
તિને મર્યાદા જ નથી. માનવતા એક જ છે માટે મનુષ્યોનું ધ્યેય
એક જ હોવું જોઇએ અને બધાયના સંઘટિત સામર્થ્યવડે જ
પ્રાપ્ય થવું જોઇએ. માનવજાતિમાં અવ્યવસ્થિતપણે પડેલી શક્તિનો
ાર અને કૃતિના ક્ષેત્રમાં વિકાસ થાય એટલા માટે સંપૂર્ણ
ાવજાતિએ એક દિલથી પ્રયત્ન કરવો જોઇએ. તેથી જ
ાવજાતિમાં ફકત એક જ વિશ્વધર્મ અસ્તિત્વમાં હોવો જોઇએ."

આ વચનો વદનારા મહાપુરૂષનું નામ ડૅંટે છે. ઇટલી દેશ
ંત્ર થયા પછી આપણે ગામોગામ આ પુરૂષનાં પુતળાં ઉભાં
ં જોઇએ; કારણ કે તેનાં વચનોમાં ભવિષ્યકાળમાં પ્રકટ થનારો
બીજરૂપે દેખાઈ આવે છે. એ વચનો તેણે લૅટીન ભાષાના
ામાં ગ્રથિત કર્યા છે. અત્યારે વિદ્વાન કહેવડાવનારા મહાપંડિતોને
તે ગ્રંથ દુર્બોધ છે. પણ જગતના બુદ્ધિક્ષેત્ર ઉપર વિચારોનાં
એક વખત વવાર્યાં કે તે કયારેય પણ નાશ પામવાનાં નહીં.
વિચાર પહેલાં કોના મનમાં આવ્યા એ ભૂલી જવાય તોપણ તે
શ જીવતા રહે છે અને ફલદ્રુપ થાય છે. મનુષ્યની દૃષ્ટિને
તાર પામેલું વૃક્ષ દેખાય છે, તેનું બીજ જ દેખાતું નથી.

ડૅંટેએ જે બીજારોપણ કર્યું, તેનું હવે વૃક્ષ થયેલું છે. અનેક
ાન પુરૂષોએ એ રોપાની સંભાળ કરી અને અઢારમા
કના છેલ્લા ભાગમાં તેનો વિસ્તાર થયો. જીવનનું તત્ત્વ પ્રગતિ જ
એ મતને ઇતિહાસે ટેકો આપ્યો, શાસ્ત્રોએ મદદ કરી અને એ
જ ભવિષ્યના માર્ગના દર્શનનો ધ્વજ થયું. અત્યારે બધા લોકોએ

પોતાના કાર્યના ધ્યેય તરીકે એ તત્વનો સ્વીકાર કર્યો છે.

આપણને હવે સમજાયું છે કે પ્રગતિ જ જીવનનું ઉદ્દિષ્ટ છે, મનુષ્ય પ્રગમનશીલ છે તેજ પ્રમાણે માનવજાતિ પણ પ્રગમનશીલજ છે. પ્રાણીમાત્ર દ્વારા એ તત્ત્વનો પુરસ્કાર આ દુનિયામાં અને બીજે ઠેકાણે પણ કરવામાં આવે છે. માનવજાતિને ફક્ત ઇહિલોકમાંજ તે પ્રમાણે ચાલવું પડે છે. એક પરમેશ્વર અને એકજ ધર્મ. માનવજાતિ અસ્તિત્વમાં આવી ત્યારથી તે પ્રગતિ કરી રહી છે. સત્યનું આવિષ્કરણ પૂર્ણપણે અથવા એકદમ ક્યારેય થયું નથી. યુગે યુગે ને ધીમે ધીમે પ્રકાશે છે. તેનો એક એક ભાગ જેમ જેમ પ્રકાશિત થતો જાય છે તેમ તેમ માનવજાતિનો જીવનક્રમ પણ ઉચ્ચતર થતો જાય છે, અને તેનામાં નિષ્ટા વૃદ્ધિ પામે છે. માટે ધર્મભાવનાની વિકાસપરાયણતા અમર્યાદ છે; મનુષ્યની શ્રદ્ધા ઉચ્ચતર થતી જશે અને તેનાથી ધર્મને વિશેષ પવિત્રતા પ્રાપ્ત થતી રહેશે. છેવટે સંપૂર્ણ માનવજાતિનું એક વિશ્વમંદિર બાંધવામાં આવશે. જે મનુષ્યમાં પરમેશ્વરે વધારે બુદ્ધિમત્તા અને શીલ મૂક્યાં હશે તેજ એ ધર્મના પ્રચારક ગણાશે, એ ભાવિ ધર્મનાં તત્વોના આવિષ્કરણનો અધિકાર ફક્ત માનવજાતિના સંઘટિત સ્વરૂપનેજ છે એમ માનવામાં આવશે; બધા લોકો એ તત્વો માન્ય કરશે અને વૈયક્તિક જીવનના બધા ભાગોમાં તેજ તત્વો પ્રત્યક્ષ સ્વરૂપમાં નજરે પડશે.

માનવજાતિ ચિરંજીવ છે અને સદોદિત જ્ઞાન સંપાદન કરે છે. તેથી કોઈ પણ મનુષ્યનો મત કાળ અને સ્થળથી અબાધિત એવો સત્ય હોવો જોઇએ, એમ કહી શકાય નહીં. માટે ધર્મજ્ઞાનનું રક્ષણ કરવું કિંવા ધર્મતત્ત્વોનો અર્થ સ્પષ્ટ કરીને લોકોને સમજાવવાનુંજ જેનું કામ છે એવો વિશિષ્ટ વર્ગ અસ્તિત્વમાં હોવો શક્ય છે;

પરમેશ્વર અને મનુષ્યની વચ્ચે કોઇ દુભાષિયાની જરૂર નથી, એ હક્ક ફક્ત સંઘટિત માનવજાતિનો છે. મનુષ્યોની પ્રગતિ થતી રહે એટલા માટે પરમેશ્વરે માનવજાતિના શિક્ષણનો ક્રમ તૈયાર કર્યો, મનુષ્યમાત્રના મનમાં પ્રગતિની કુદરતી બુદ્ધિ ઉત્પન્ન કરી અને એ કામ માટે લાગનારી શક્તિઓ પણ તેણે પ્રાણીમાત્રને આપી. કર્તવ્ય માર્ગનું અનુકરણ કરીને એ શક્તિઓનો સદુપયોગ કરવા કિંવા સ્વાર્થ સાધવા સારૂ દુરૂપયોગ કરવા, શક્ય તેટલી ત્વરાથી પોતાની પ્રગતિ કરવા માટે કિંવા એ કામ મોડેથી કરવાને મનુષ્ય સ્વતંત્ર છે; પણ પરમેશ્વરનો સંકેત બદલવાનું સામર્થ્ય માનવશક્તિના હાથમાં નથી. પરમેશ્વરે યોજેલા શિક્ષણક્રમમાંથી માનવજાતિ નક્કી પસાર થવાની છે. જંગલી લોકોએ રોમનો વિધ્વંસ કર્યો ત્યારે દુનિયામાંની બધી સુધારણાઓ નાશ પામશે એવો ભાસ કેટલાક સમય સુધી ઉત્પન્ન થયો હતો; પણ તેનાથી જ પહેલાંના કરતાં પણ ઉચ્ચ દરજ્જાની સંસ્કૃતિ નિર્માણ થઈ અને તેનો પ્રસાર પણ વધારે વિસ્તૃત પ્રમાણમાં થયો, તેમજ કેટલાક મનુષ્યોની દડપશાહીથીજ સ્વાતંત્ર્યનું સંવર્ધન થાય છે એમાંનું રહસ્ય આ જ છે.

પ્રગતિનું તત્ત્વ ઇહલોકમાં જ વ્યવહારમાં આણવાનું છે. સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે કંઇ પણ વિરોધ નથી. પરમેશ્વરે માનવજાતિ માટે જે ગૃહ—મુકામ તૈયાર કરી આપ્યું તેનો તિરસ્કાર કરવો—તેને તિરસ્કૃત માનવું—એટલે પરમેશ્વરનો દ્રોહ કર્યા જેવું છે. એ ગૃહને પાપ, અહંકાર અને જુલમના સપાટામાં સપડાયા દેવામાં શુદ્ધ પાખંડીપણું છે. પૃથ્વી પાપનાશનું સ્થળ નથી; સત્યનિષ્ઠા, ન્યાયબુદ્ધિ દરેકના અંતઃકરણમાં જન્મસિદ્ધ જ છે, માટે સત્ય અને ન્યાય વિષે આપણી જે ઉંચી કલ્પનાઓ છે તેમને વ્યાવહારિક સ્વરૂપ દેવાનું આ સ્થળ

છે. પરમેશ્વરના સંકેતને મૂર્ત સ્વરૂપ આપવાના કાર્યમાંજ પોતાનો બધો સમય અર્પણ કરવો એજ તેનું સ્તવન કરવાની બરોબર છે, એવાં સ્તવનોથી માનવજાતિમાંના ઇશ્વરને ઐશ્વર્યશાલી બનાવીને પૂર્ણાવસ્થા પ્રતિ જવાનો પૃથ્વી એ એકજ માર્ગ છે. પોતાના બાન્ધવોના કલ્યાણ માટે અને તેમની પ્રગતિ માટે આપણે તેમને જે મદદ કરી હશે તેના પ્રમાણમાંજ આપણી એ પૂર્ણાવસ્થાના સોપાનમાર્ગ ઉપરની પ્રગતિ અવલંબી રહે છે; આપણે કંઇ કર્યું નહીં કિંવા પાપમાર્ગ સ્વીકાર્યો તો આપણો અધઃપાત થાય છે, અને ફરીથી પાછો પહેલેથી પ્રગતિનો આરંભ કરવો પડે છે. આપણા બાન્ધવો સાથે આપણે જેટલા નિકટપણે એકત્ર થઇએ, તેમનું અને આપણું સાહચર્ય જેટલું વૃદ્ધિંગત થાય તેટલી આપણી શક્તિ ગુણિત થાય છે; અને આપણાં કર્તવ્યનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામે છે; પ્રગતિને મૂર્ત સ્વરૂપ આપવાનો આ એકજ રસ્તો છે. આખી માનવજાતિએ એકજ ઘરના માણસો પ્રમાણે આનંદે રહેવું અને દરેકે પોતાના બન્ધુઓને મદદ કરવી, આ ઉદ્દેશની સિદ્ધિ જ આપણું ધ્યેય છે. યુગો પછી યુગો ચાલ્યા જાય છે, પેઢીઓ પછી પેઢીઓ આવે છે અને તેથીજ માનવજાતિની પૂર્ણાવસ્થાના માર્ગે પ્રગતિ થાય છે; તેજ પ્રમાણે અનેક જન્મ ધારણ કરીને પોતાના પ્રયત્નથી મનુષ્યમાત્ર પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

પ્રગતિતત્ત્વમાંથીજ આપણા ભાવી ધર્મનો ઉદય થવાનો છે. એ તત્ત્વમાંના અંતર્ગત એવા કેટલાક પ્રમેયો—સિદ્ધાન્તો—ઉપર કહ્યા છે. એ તત્ત્વાનુસાર જ આપણો ઉદ્ધાર થવાનો છે.

---

## પ્રકરણ ૮ મું.

### સ્વાતંત્ર્ય.

"Yet freedom! Yet thy banner, torn but feying streams like a thunder storm against the wind."
—Byron.

તમારે જીવન છે અને તે તમને ફક્ત દૈવગતિ અનુસાર પ્રાપ્ત થયું છે એમ નથી. દૈવ ઉપર વિશ્વાસ મૂકીને પણ-મૂકયાથી પણ-આ જીવન તમને શામાટે પ્રાપ્ત થયું છે એનું રહસ્ય સમજાતું નથી. આપણું અજ્ઞાન પ્રદર્શિત કરવા માટેજ આપણે દૈવ શબ્દનો ઉપયોગ કરીએ છીએ. પ્રત્યક્ષ પરમેશ્વરે તમને આ જીવન આપ્યું છે, આજ અનેક વર્ષોથી માનવજાતિની પ્રગતિ થાય છે એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે એમાં પરમેશ્વરનો કંઇક પણ હેતુ છે. માટેજ દરેક મનુષ્યના જીવનને કંઇક પણ ધ્યેય છે એ નક્કી.

માનવજાતિની પ્રગતિનું અંતિમ ધ્યેય શું છે એનું આપણને અત્યારે જરાપણ જ્ઞાન નથી; પણ તેથી એવું ધ્યેય હોવું શક્ય જ નથી એમ માત્ર કહી શકાતું નથી. ગૃહ, સ્વદેશ અને માનવજાતિ એ પ્રગતિની ત્રણ અવસ્થાઓમાં આપણાં કર્તવ્યો શાં છે અને આપણા જીવિતનું ધ્યેય શું છે એ કોઇ નાનકડા બાળકને સમજાય છે કે ? નહીં; પણ તેના જીવનને કંઇક પણ ધ્યેય હોવું જ જોઇએ એ આપણને સમજાય છે. તે તેને બરાબર સમજાવી શકીએ માટેજ આજ આપણે પોતે સમજી લઇએ છીએ. માનવજાતિ પરમેશ્વરનું બાળક જ છે, એ બાળકના હાથે જે કાર્ય થવાનું છે તેની તેને ખબર છે. પ્રગતિ જ વિશ્વનો નિયમ છે, એ

માનવજાતિને પણ હવે સમજાવા લાગ્યું છે. આસપાસ પસરેલી સૃષ્ટિનું જ્ઞાન અત્યારે સ્પષ્ટપણે થાય છે; આત્મજ્ઞાન થતા પહેલાં માનવી પ્રગતિના નિયમ અને સૃષ્ટિનિયમોના જ્ઞાનની આવશ્યકતા છે; તેમજ જંગલીપણું, ગુલામગિરી અને અજ્ઞાનને લીધે માનવજાતિના અર્ધાથી પણ વધારે ભાગને અત્યારે એ જ્ઞાન મળવું અશક્ય છે. યુરોપનાં થોડાંક રાષ્ટ્રોનેજ બુદ્ધિવિકાસ દ્વારા એ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ છે. શિક્ષણનો અભાવ અને શારીરિક શ્રમના અપ્રસ્તુત અતિરેકથી બુદ્ધિની શક્તિઓ નિદ્રિતાવસ્થામાં રહ્યાથી તમારામાંના ઘણાખરા—લગભગ બધાજ—લોકો આજ વિશ્વના જ્ઞાનભંડારમાં વધારો કરી શકતા નથી. માટે જે ધ્યેય બધાએ એક સાથે જ મળીને કાર્ય કરવાથી સમજાય તેવું છે તેનું જ્ઞાન અત્યારે જ આપણને કેવી રીતે થાય? આપણામાંના ઘણા લોકો પ્રગતિ તત્ત્વને સમજે છે, એ પવિત્ર તત્ત્વનો ઉચ્ચાર હજી આપણા મુખમાંથી બોબડો તોતડોજ થાય છે તો પછી સંપૂર્ણ માનવજાતિ પોતાના ધ્યેયે પહોંચી નથી એવો વિચાર કરીને અસ્વસ્થ થવામાં પણ શો અર્થ છે? માનવજાતિનું ધ્યેય શું હોવું જોઈએ એ સમજાતું નથી, માટે સત્ય શોધનનો પ્રયત્ન ત્યજી દેવો યોગ્ય નથી. સંશોધનનું કામ નિગ્રહપૂર્વક, વિનયથી અને અખંડપણે ચલાવવાની આવશ્યકતા છે. દુષ્ટપણાને લીધે જેટલા લોકોનો અત્યાર સુધીમાં નાશ થયો છે તેમની સંખ્યા કરતાં અહંકાર અને અધીરતાના ભોગ થયેલા મનુષ્યોની સંખ્યા વધારે મોટી છે. બેબલની મહત્વાકાંક્ષા હતી કે ગગનમંડળને ભેદીને ઠેઠ સ્વર્ગ સુધી પહોંચે એવો મિનારો બાંધવો. એ પ્રયત્ન નિષ્ફળ નિવડયો અને તેથી બધે ઠેકાણે અવ્યવસ્થા ઉત્પન્ન થઇ. એમાંનું રહસ્ય પણ આ જ છે.

મહત્વનો મુદ્દો એજ કે અંતિમ ધ્યેય ગમે તે હો, આપણે
એક વખત પહોંચવાના તો છીએ જ; માનવી શક્તિના વિકાસનથી
ધ્યેય ધીમે ધીમે સાધ્ય થવાનું છે. એ શક્તિઓ ખુદ
શ્વરે જ મનુષ્યને આપેલી છે માટે તે શક્તિઓનો વિકાસ કરવો,
કાર્યક્ષેત્ર સ્વતંત્ર તેમજ સુરક્ષિત રાખવું એ અત્યંત આવશ્યક
મનુષ્ય સ્વાતંત્ર્ય શિવાય પોતાનાં બધાં કર્તવ્યો બરાબર રીતે
પાડી શકતો નથી, માટે સ્વાતંત્ર્ય એ તમારો જન્મસિદ્ધ હક્ક
ગમે તે સત્તાએ તમારૂં સ્વાતંત્ર્ય છીનવી લીધું હોય તો તેની
થી ગમે તેવા ઉપાયો વડે તે ખૂંચાવી લેવાનો તમને હક્ક છે.

સ્વાતંત્ર્ય શિવાય નીતિનું અસ્તિત્વ જ નથી. કારણ કે સદાચાર
દુરાચાર, સ્વાર્થ અને લોકકલ્યાણ આમાંથી આપણે કયો માર્ગ
રવો એ ઠરાવવાનું જ્યાં સ્વાતંત્ર્ય નથી હોતું ત્યાંના લોકોના
માં જરાકેય જવાબદારી નથી હોતી; બેજવાબદાર વર્તનમાં
હોવી અશક્ય છે. સ્વાતંત્ર્ય શિવાય સમાજને અસ્તિત્વ હોવું અશક્ય
ારણકે સ્વતંત્ર અને ગુલામ વચ્ચે બંધુભાવ તથા ઐક્યભાવ થવો
કય છે—સ્વતંત્ર લોકો જ ત્યાં સ્વામી હોય છે. સ્વાતંત્ર્ય
ત્ર છે; મનુષ્યનું જીવન પવિત્ર છે અને પ્રાણીમાત્રના જીવનનું
નિધિત્વ સ્વાતંત્ર્ય તરફ જ છે, માટે સ્વાતંત્ર્ય પવિત્ર છે. પાર-
માં જીવનક્રમ એટલે ફક્ત ઇંદ્રિયવ્યાપાર જ હોય છે. જેણે
નું સ્વાતંત્ર્ય ગુમાવ્યું છે તેણે પોતાના મનુષ્યત્વ ઉપર પાણી
ં છે, અને તેણે પરમેશ્વરની આજ્ઞાનો ભંગ કર્યો છે એમ જ
ણે સમજવું જોઇએ.

ઇશ્વરદત્ત હક્કોનો આવિર્ભાવ આણીને, માણસના કે સંપત્તિના
ર્થ ઉપર જ્યાં કોઇ માણસ, કોઈ કુટુંબ કે ઓમાદી જાતિ બીજા

ઉપર પ્રભુત્વ ચલાવતી હોય છે ત્યાં સ્વાતંત્ર્ય નષ્ટ થયેલું હોય છે. સ્વાતંત્ર્ય એ બધાને માટે છે અને તે દરેકને સ્વાધીન હોવું જોઇએ. ઇશ્વરદત્ત સત્તા ફકત માનવજાતિ, રાષ્ટ્ર અને સમાજને જ મળી છે; અને એમણે પણ જો પોતાની ઇશ્વરદત્ત શક્તિઓનો દુરૂપયોગ કર્યો–ઇશ્વરી સંકેત પૂર્ણ કરવાનાં કાર્યમાં તેનો ઉપયોગ કર્યો નહીં, તો તેમને પણ એ સત્તા છોડવી પડે છે. માટે સમ્રાટ્ પદનો હકકદાર વારસ કોઈ જ નથી. માનવજાતિનું ધ્યેય સમ્રાટ્પદનો વારસ છે, તેને માટે આપણે કામો કરીએ તેમાં તે છે. આપણે આપણું ધ્યેય અને આપણા માર્ગ જનતા સામે પસંદગી માટે મૂકવા જોઇએ. માટે ચિરંતન એવું સમ્રાટ્પદ આજ અસ્તિત્વમાં નથી અને ભવિષ્યમાં પણ તે કોઇને પ્રાપ્ત થવું શકય નથી. રાજ્ય-પદ્ધતિ એ ફકત એક સંસ્થા છે—અને જનતાની પ્રવૃત્તિનું વલણ બતાવવાનું જ તેનું કામ છે; એ પદ્ધતિથી થોડા લોકોના હાથમાં સત્તા કેન્દ્રિભૂત થાય છે તે એટલા જ માટે કે પોતાના રાષ્ટ્રનું ધ્યેય સાધ્ય કરવામાં તેમણે પોતાની બધી શક્તિઓનો વ્યય કરવો અને પોતાનું રાષ્ટ્ર તે ધ્યેયે જેટલું વહેલું લઇ જઇ શકાય તેટલું લઈ જવું; એ કામમાં તેમણે આળસ કરી તો તેમને રાજસૂત્રોને હાથ લગાડવાનો પણ અધિકાર નહીં. સરકારે નીમેલા દરેક અધિ-કારીએ લોકમતાનુસાર જ વર્તવું જોઇએ, લોકોએ કરેલી ચુંટણી-થીજ તેને તે અધિકાર પ્રાપ્ત થયેલો હોવો જોઇએ, અને તેણે જાણી જોઇને કિંવા ગેરસમજથી લોકમતનો વિરોધ કર્યો તો તેને એકદમ બરતરફ કરી શકાય, એવા જ પ્રકારની રાજ્યવ્યવસ્થા દરેક રાષ્ટ્રમાં હોવી જોઇએ. માટે હું કહું છું કે જ્યાં ફકત આનુવંશિક હકોના જોર ઉપર જ કોઇ પણ વંશના કિંવા વર્ગના હાથમાં જરા-

જેમ સત્તા હશે ત્યાં જનતાના સ્વાતંત્ર્યનો ભંગ થયેલો છે. તમારી કબુલાત શિવાય જો કોઇ તમારી ઉપર સત્તા ચલાવતું હોય તો તમે સ્વતંત્ર શાના? લોકસત્તા જ એક સત્ય અને મનુષ્યની બુદ્ધિને કબુલ થાય એવી રાજ્યપદ્ધતિ છે.

સ્વર્ગમાં પરમેશ્વર અને પૃથ્વી ઉપર રાષ્ટ્ર શિવાય તમારા ઉપર કોઇની પણ સત્તા નથી. માનવિજીવનમાં નિયમનો એકાદો અંશ પણ જો તમને સમજાયો અને પરમેશ્વરના સંકેતનું ભાન થયું કે પછી માત્ર તમારો જીવનક્રમ તેને અનુસરતો જ હોવો જોઇએ. તમારા રાષ્ટ્રબાન્ધવોએ સંગઠિત થઇને અમારી અમુક એક તત્વ ઉપર નિષ્ઠા છે એમ જાહેર કર્યા પછી માત્ર તમે તેના વિરુદ્ધ બંડ કરવાનો પ્રયત્ન કરશો નહીં.

છતાં પણ કેટલીક વૈયક્તિક બાબતો એવી છે કે તે માનવી જીવનને અત્યાવશ્યક હોવાથી તેમના ઉપર રાષ્ટ્રસમાજની પણ સત્તા ચાલતી નથી. જે વિશિષ્ટ શક્તિથી મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે તે તમારી પાસેથી લઇ લેવાનો હક કોઇપણ સંઘશક્તિને કિંવા મતાધિક્યને નથી. લોકસત્તાએ જ જો જુલમ ગુજારવાની શરૂઆત કરી તો તેનું પોતાનું જ સ્વાતંત્ર્ય નષ્ટ થાય છે. લોકસત્તા જો એ રસ્તે ચાલીને આત્મઘાત કરવા માંડશે તો તેને શસ્ત્રાસ્ત્રના સામર્થ્યથી હરાવી નહીં શકાય, તેની એવી કૃતિ માટે પરિસ્થિતિ જે પ્રકારનો નિષેધ સૂચવે તે જ પ્રદર્શિત કરવાની માત્ર બધાયને છુટ છે; નિષેધ પ્રદર્શન પ્રાણીમાત્રનો અબાધિત હક છે.

મનુષ્યના ઐહિક અને નૈતિક વિકાસ માટે જે વસ્તુઓની આવશ્યકતા છે તે બધી વસ્તુઓ દરેકને મળવી જ જોઇએ, તેમજ દરેકને વ્યક્તિસ્વાતંત્ર્ય હોવું જ જોઇએ.

વ્યક્તિસ્વાતંત્ર્ય, ગતિસ્વાતંત્ર્ય, ધર્મસ્વાતંત્ર્ય મતસ્વાતંત્ર્ય, મુદ્રણદ્વારા અથવા બીજા શાન્તતાના માર્ગવડે પોતાનો મત પ્રદર્શિત કરવાનું સ્વાતંત્ર્ય, મનનો વિકાસ સમાજમાં થાય છે માટે સંઘટના સ્વાતંત્ર્ય, બુદ્ધિથી અથવા મજુરીથી ઉત્પન્ન થનારી વસ્તુઓનો વેપાર કરવાનું સ્વાતંત્ર્ય-આ બધી બાબતો તમારી પાસેથી લઈ લેવાનો કોઇને પણ હક્ક નથી; અલબત કેટલાક અપવાદાત્મક પ્રસંગોને વખતે કાર્યક્ષેત્ર મર્યાદિત કરવું પડે છે. માત્ર એ પ્રસંગો કયા એનો નિર્દેશ કરવાનું આ સ્થળ નથી; એ સ્વાતંત્ર્યોની વચ્ચે પડવું એ ભારે અન્યાય છે, અને તેનો નિષેધ કરવો એ તમારૂં કર્તવ્ય છે.

કારણ કહેતાં પહેલાં અથવા દેશના હંમેશના ન્યાયાસન સામે યોગ્ય સમયમાં લઇ । જતાં જો ફક્ત સમાજસંરક્ષણના સબબ ઉપરજ તમને કેદ કરવાનો, કે તમારી પાછળ છુપી પોલીસ મૂકવાનો અથવા કોઇપણ પ્રકારનો નિર્બંધ કરવાનો કોઇને પણ અધિકાર નથી. પોતાની માતૃભૂમિના ગમે તે ભાગમાં પ્રવેશ કરવા માટે પ્રવાસની પરવાનગી મેળવવાની ફરજ પાડવી વગેરે નિર્બંધો તમારા ઉપર કરવાનો કોઇને પણ હક્ક નથી. વિવેક અને પરમેશ્વરની એકતાનતા બગાડવાનો કોઇનેય હક્ક નથી. વિચાર ઇશ્વરદત્ત છે; એ શક્તિને કિંવા તેના પ્રકટ સ્વરૂપને કોઇપણ પ્રકારના બંધનમાં જકડી લેવાનો હક્ક કોઇનેય નથી; વિચારશક્તિને લીધે જ મનુષ્ય પોતાનું જીવન સમાજના જીવનની સાથે એકરૂપ કરી શકે છે અને પ્રગતિનો આ એકજ માર્ગ આપણી પાસે છે. મુદ્રણ સ્વાતંત્ર્ય પૂર્ણપણે અનિર્બંધ જ હોવું જોઈએ; મનુષ્યની બુદ્ધિનો એ હક્ક છે. કોઈપણ પ્રકારનો મુદ્રણ નિર્બંધ એ જુલમ જ છે. લેખોદ્વારા ગુનેહગારીને ઉત્તેજન

માં આવે કિંવા અનીતિને પોષક એવા મતો પ્રસિદ્ધ કરવામાં
ો માત્ર તે લેખકોને બીજા ગુન્હેગારો પ્રમાણે શિક્ષા કરવી
છે. લોકમતાનુસાર શિક્ષા કરવી એ મનુષ્યને પોતાની
ારી સમજાઇ છે તેનું પ્રત્યંતર હોય છે, પણ પહેલાં કરેલી
સ્વાતંત્ર્યને વિરોધી હોય છે. વિચાર પવિત્ર છે તેવી જ
ંઘટના પણ પવિત્ર છે. સમાજબુદ્ધિ એ પ્રગતિને પોષક
તેથી જ પરમેશ્વરે તે માનવજાતિમાં બીજરૂપે મૂકેલી છે;
જાતિમાં ભવિષ્યકાળે પૂર્ણપણે ઐક્યભાવ સ્થાપન થવાનો છે
સમાજબુદ્ધિ એ પુરાવો છે, તેનો વિરોધ કરવાનો કોઈને
હક્ક નથી. જીવનશક્તિનો ઉપયોગ કરવો, વિકાસ કરવો
ની જોપાસના કરવી એ પ્રાણીમાત્રનું કર્તવ્ય છે. આપણા
ા માટે આપણે કંઇક તો કરવું જ જોઈએ, એ ઋણ
ફેડવું જ જોઇએ. મજુરી પવિત્ર છે, એકતંત્રી કાયદાઓ
તેને અટકાવવાનો કે વિરોધ કરવાનો હક્ક કોઈને પણ નથી;
ઉત્પન્ન કરેલા પદાર્થના વિનિમય ઉપર નિર્બંધ કરવાનો હક્ક
પણ નથી. માતૃભૂમિના ગમે તે ભાગમાં તમે ઉત્પન્ન કરેલા માલની
કરવાનો અધિકાર તમને છે.

ાતંત્ર્યના આ બધા વભાગ શુદ્ધિ સ્વરૂપમાં પ્રસ્થાપિત થયા
જે માર્ગે મનુષ્યોનો વિકાસ થાય છે તે બધા સદોદિત ઉઘાડા
માં આવે એવા પ્રકારની લોકસત્તા પ્રસ્થાપિત કર્યા પછી
એથી આગળનું અને સૌથી મહત્વનું એવું કર્તવ્ય સાંગોપાંગ
ાડી શકાય છે; પોતાની અને બીજાની નૈતિક પૂર્ણાવસ્થા
જાતિના બધા ઘટકોનો એકબીજાની સાથેનો સંબંધ અધિક
અને જીવલગ સંઘટન—એટલા માટે કે ભવિષ્યમાં માનવ-
ા એક જ ધર્મનો ઉદય થાય, આજ તે કાર્ય.

માનવજાતિના બધા ઘટકોનું વિસ્તૃત પણ સંઘટિત ગૃહ ઉત્પન્ન કરવું અને પરમેશ્વરનું એ ભવ્યમંદિર ચણવું તથા તેનું કાર્ય માનવજાતિમાં દૃશ્ય સ્વરૂપમાં પ્રગટ કરવું એ તમારૂં કર્તવ્ય છે.

"જ્યારે તમે એકબીજાની સાથે બંધુભાવથી વર્તશો, જનહિત એ જ સ્વહિત અને માનવજાતિનું જીવન એ જ પોતાનું જીવન એમ માનવા તથા વર્તવા લાગશો અને માનવજાતિ માટે પોતાનો પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર થશો, ત્યારે અખિલ વિશ્વ તમારે માટે પોતાના પ્રાણ ઉપર પણ સંકટ વોરી લેશે, અને સૂર્યોદય પછી જે પ્રમાણે ક્ષિતિજ પરનું ધુમસ ઉડી જાય છે તે જ પ્રમાણે અત્યારે માનવજાતિના માથે દુઃખનો જે ડુંગર છે તે એકદમ નષ્ટ થશે; કારણ કે પરમેશ્વરનું જ વચન છે કે "માનવજાતિના વિસ્ખલિત થયેલા ભાગ મનુષ્યની પ્રીતિને લીધે ધીમે ધીમે અધિકાધિક નિકટ આવવા માંડશે, માનવજાતિમાંનો દ્વૈતભાવ નષ્ટ થશે અને પછી માનવજાતિનું સ્વરૂપ પણ પરમેશ્વરના જેવું જ અદ્વૈતાત્મક થશે."*

એક સત્પુરૂષના આ શબ્દો ભૂલશો નહીં. તેનો પ્રેમ વિશ્વવ્યાપી હતો અને માનવજાતિનાં ભવિતવ્ય ઉપર તેનો વિશ્વાસ હતો. બન્ધુઓ, સ્વાતંત્ર્ય એ ફક્ત સાધન છે. તે સાધ્ય છે એવી જો કોઈની સમજ હોય તો તેને ધિક્કાર હો. પ્રત્યેક માણુસને કેટલાંક કર્તવ્યો અને હક એવા હોય છે કે તે સદાસર્વદા અબાધિત જ રહેવા જોઇએ; પણ માણુસના જીવન અને સ્વાતંત્ર્યમાં બધું જ આવી જવું જોઇએ, અને એ જ પ્રાણીમાત્રનું સાધ્ય છે એવો જેમનો દુરાગ્રહ હોય તેમને ધિક્કાર હો. સ્વાતંત્ર્ય એટલે ગમે તે પ્રકારની સત્તાનો વિરોધ કરવો એમ બીલકુલ નહીં; પણ રાષ્ટ્રના

* લામેનેસ. Livre des Peuple III.

નું પ્રતિનિધિત્વ જે સત્તામાં ન હોય તે સત્તાનો જ ઇનકાર કરવો
' નામ સ્વાતંત્ર્ય; કારણ કે એવી સત્તાનો પાયો પ્રજાની
દગી ઉપર બંધાયેલો નથી હોતો. સ્વાતંત્ર્ય એ પવિત્ર તત્ત્વના
નિરાળા અર્થ કરવામાં આવે છે. મનુષ્યને સ્વૈર વર્તન માટે
હોય એટલે સ્વાતંત્ર્ય એવો હલકો અર્થ આ શબ્દવડે દર્શાવાય
એવો કેટલાકનો મત છે. તેમના મત પ્રમાણે મનુષ્યના કાર્યનો
સમાજઘટનાનો એટલો જ હેતુ છે. બીજા કેટલાક એમ કહે
કે બધી જ જાતની રાજ્યપદ્ધતિઓ અને દરેક પ્રકારની સત્તા
પામાં હંમેશાં અસ્તિત્વમાં રહેશે, તે ગમે તેટલી ખરાબ હશે
તેમનો પૂર્ણપણે નાશ કરવાનું કામ અશક્ય છે, માટે તેવી
ને શક્ય તેટલી અટકાવવી એનું નામ સ્વાતંત્ર્ય! મનુષ્યને
ના સ્વાતંત્ર્યનો સારાંનરસાં કામમાં ઉપયોગ કરવાનો હક્ક છે,
. બીજા કોઇનું પ્રત્યક્ષ અહિત કરે નહીં એટલે થયું, કોઇ-
ને ઇજા કરે નહીં એવો બંદોબસ્ત કરવો એટલું જ સરકારનું
, એવો પણ તેમનો મત છે. મારા ભાઇઓ, આ ખોટા
નો ત્યાગ કરો. ઇટલીના ભાવી વૈભવના માર્ગમાં અડચણો
કુનારા જો કોઇ હોય તો તે એ જ લોકો છે. એમાંથી પહેલા
ાળા લોકોએ દેશમાં જાતિ વર્ચસ્વનું દુરભિમાન ઉત્પન્ન કર્યું
રાજ્યપદ્ધતિમાં રાષ્ટ્રનું જીવન પ્રદર્શિત થવું જોઇએ એમ હોવા
પણ એ બીજા પ્રકારના મતના લોકો આગ્રહ કરે છે કે સર-
એટલે શાન્તતાનો દેખાવ કાયમ રહે એટલા માટે ઉભો કરેલો
ફક્ત સિપાઇ જ છે! સ્વાતંત્ર્ય એટલે અત્યાચાર અને અના-
એવી બંનેની કલ્પના છે; સમાજની નૈતિક સુધારણા થઇ શકે
એ કલ્પના તેમને માન્ય નથી; સમાજે શિક્ષણનું કિંવા પ્રગતિનું

કાર્ય હાથમાં લેવું નહીં–તે નકામું છે એવો પણ તેમનો મત છે. તમારી પણ જો સ્વાતંત્ર્ય વિષેની એવી જ કલ્પના હોય તો પારતંત્ર્યમાં ખદબદતા પડ્યા રહેવાની તમારી તૈયારી પૂર્ણપણે થયેલી છે; આજ નહીં તો કાલ પણ તે સ્થિતિમાં જઇને પડવાની તમને ફરજ પડશે. માનવી–કર્તવ્યો અને માનવજાતિને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થવી સર્વસ્વી શક્ય છે એવી નિષ્ઠા રાખો. આ બે તત્ત્વોના અનુરોધે સ્વાતંત્ર્ય એ કલ્પના જ્યાંસુધી વિકાસ પામતી રહેશે ત્યાંસુધી જ તેનું પાવિત્ર્ય કાયમ રહેશે. સ્વાતંત્ર્યનો સ્વૈરપણે સદુપયોગ કિંવા દુરૂપયોગ કરવા માટે નહીં પણ આપણી કુદરતી પ્રવૃત્તિના અનુરોધે સત્કાર્ય કરવા સારૂ મનુષ્યને સ્વાતંત્ર્યની આવશ્યકતા છે, એમ તમે માનશો તોજ તમારૂં સ્વાતંત્ર્ય અખંડ વિજયશાલી રહેશે. પરમેશ્વર અને મનુષ્ય તેનું સંરક્ષણ કરશે.

## પ્રકરણ ૯ મું.

### શિક્ષણ.

**नहि ज्ञानेन सदृशम् पवित्रमिह विद्यते ।**

**गीता: ४–३८**

પરમેશ્વરે તમને શિક્ષણ મેળવવાનું સામર્થ્ય આપેલું છે, માટે યથાશક્તિ શિક્ષણ સંપાદન કરવું એ પ્રાણીમાત્રનું કર્તવ્ય છે. સમાજે વ્યક્તિના શિક્ષણને કોઇપણ પ્રકારની અડચણ ન કરવી જોઇએ, એટલું જ નહીં પણ સમાજે મનુષ્યોને એ કાર્યમાં મદદ કરવી જોઇએ અને અશિક્ષિતોના શિક્ષણની સોઇ કરવી જોઇએ. સમાજની પાસેથી એ સાધનોની અપેક્ષા કરવી એ પ્રાણીમાત્રનો હક્ક છે.

મનુષ્યનું સ્વાતંત્ર્ય, હક્ક, સામાજીક અન્યાયોમાંથી છુટકો અને
યનું જીવિતકાર્ય એ સર્વ વ્યકિતના શિક્ષણ ઉપર અવલંબી
છે. શિક્ષણ શિવાય મનુષ્ય યોગ્ય રીતે ન્યાય આપી શકતો
, પોતાના હક્કોનું તેને પુરેપુરૂં જ્ઞાન પ્રાપ્ત થતું નથી, રાષ્ટ્રના
કીય જીવનમાં તેનાથી ભાગ લઇ શકાતો નથી. રાષ્ટ્રના રાજકીય
નમાં ભાગ લીધા શિવાય ગુલામગિરીમાંથી તમારો છુટકો થવો
નથી. શિક્ષણ એટલે આત્માનું અન્ન. જેમ ખડક ઉપર વાવેલું બી
ણુ અને સંભાળના અભાવે ઉગતું નથી, તે જ પ્રમાણે શિક્ષણ
મનુષ્યની બધી શકિતઓ કમજોર અને નિષ્ફળ થાય છે.
અત્યારે તમને જે શિક્ષણ આપવામાં આવે છે તે એટલું
બ અને તુટપુંજીયું છે કે તેને શિક્ષણ જ કહી શકાય નહીં. જે
સત્તા તમને એ શિક્ષણ આપે છે તેનો અને તમારો કંઇ સંબંધ
શિક્ષણનું ઉદ્દિષ્ટ તત્ત્વ શું છે તેનો એ રાજ્યકર્તાઓએ નિર્ણય
કર્યો. તેમના તાબામાં જે પ્રદેશ છે તેમાં કયાંક કયાંક થોડીક
ળો સ્થાપી એટલે પોતે કૃતકૃત્ય થયા એ રાજ્યકાર્યકર્તાઓમાંના
એવા લોકોની કલ્પના થઇ ગઇ છેઃ પછી તે નિશાળો
ઠેકાણે વધારે, તો વળી બીજે ઠેકાણે તદ્દન થોડી હોય, અને
છોકરાંઓને ફક્ત ક ખ ગ શિખવવામાં આવે તો તેમાં
પણ શી ? એ નિશાળોમાં છોકરાંઓને થોડુંઘણું લખતાં
તાં અને બે આંકડા માંડતાં શીખવવામાં આવે છે.
શરીરના અવયવ અને પ્રાણ વચ્ચે જેટલો તફાવત છે તેટલો જ
ત ઉપર કહેલી શાળાઓમાં અપાતા શિક્ષણમાં અને ખરા શિક્ષણમાં
વયવો તો ફક્ત પ્રાણશક્તિ પ્રકટ કરવાનાં સાધનો છે; અવયવોની
ઉપર સત્તા નથી, અત્યંત સાધુવૃત્તિના—સાત્વિક—અથવા દુર્વૃત્ત

જીવનક્રમમાં તે કાર્યસાધનો જ છે. અભ્યાસક્રમમાં શિક્ષણનાં તત્ત્વોને વ્યાવહારિક સ્વરૂપ મળે છે માટે ગમે તે પ્રકારની શિક્ષણપદ્ધતિને શિક્ષણ એવું વ્યાપક નામ આપી શકાય નહીં.

શિક્ષણ નૈતિક શક્તિઓને આપવામાં આવે છે અને અભ્યાસક્રમ મનુષ્યની બુદ્ધિ માટે હોય છે. શિક્ષણથી મનુષ્યને પોતાનાં કર્તવ્યોનું જ્ઞાન થાય છે અને અભ્યાસથી તે કર્તવ્યો પાર પાડવાનું સામર્થ્ય તેનામાં આવે છે. અભ્યાસ શિવાય શિક્ષણ ઘણુંખરું નિષ્ફળ થાય છે અને શિક્ષણ શિવાય અભ્યાસક્રમ નિરાધાર છે. તમને ફક્ત વાંચતાં જ આવડતું હોય, પણ એકાદા પુસ્તકમાં પ્રતિપાદેલાં તત્ત્વો ખરાં છે કે ખોટાં એ જો તમે કહી ન શકો તો તે વાંચનનો શો ઉપયોગ ? લેખનદ્વારા તમે તમારા વિચાર તમારા બાન્ધવોને નિવેદન કરી શકતા હશો, પણ જો એ વિચારો સર્વસ્વી સ્વાર્થવિષયક હોય તો તે લેખનનો શો ઉપયોગ ? અભ્યાસ એ સંપત્તિ બરાબર છે—મનુષ્યના સારાનરસા હેતુ પ્રમાણે એ બંનેનાં સારાંનરસાં પરિણામ આવે છે. જો તેમનો ઉપયોગ જનતાની પ્રગતિ માટે કરવામાં આવશે તો સંસ્કૃતિ અને સ્વાતંત્ર્ય નિર્માણ થશે; જો તેમનો ઉપયોગ વૈયક્તિક સ્વાર્થ માટે કરવામાં આવશે તો જુલમ અને ભ્રષ્ટતા ઉત્પન્ન થશે. અત્યારે યુરોપમાં વિદ્યાર્થીઓ પાસે માત્ર અભ્યાસ જ કરાવવામાં આવે છે; તેમને નૈતિક શિક્ષણ આપવામાં આવતું નથી એ ઘણું ખરાબ છે; તેથી સમાજમાંનો ઉંચનીચ ભાવ કાયમ રહે છે, મનુષ્યનો સ્વભાવ સ્વાર્થી બને છે અને તેના મનમાંની ન્યાયાન્યાયની કલ્પનાઓ, સત્ય તેમજ વ્યવહારની સંધિ થયા પછી તૈયાર થાય છે.

વિશિષ્ટ અભ્યાસક્રમ પ્રમાણે જ તમને ઔષધિક શિક્ષણ આપવું

l ખરા તેમજ વ્યાપક શિક્ષણની ખબર પાડવી એમાં ઘણો
: છે. એ ફરક કેટલો મોટો છે તેની બરાબર કલ્પના તમે નહીં
શકો, માટે પહેલાં હું એજ મુદ્દાનું સ્પષ્ટીકરણ કરી બતાવું છું.
સ્વાતંત્ર્યવાદીઓમાં બે પક્ષ છે. એક પક્ષ કહે છે કે સમાજ
કેત માટે છે; બીજો પક્ષ કહે છે કે સમાજસંઘટનાના જ હાથમાં
ય અધિકાર અને સાર્વભૌમિક સત્તા-Sovereignty- હોવી
 એ. પ્રાણીમાત્રના નૈસર્ગિક હક્કો એક વખત જાહેર કરવામાં
આ અને સ્વાતંત્ર્યનું રક્ષણ થયું કે આપણે આપણું વિશિષ્ટ
પુરૂં કર્યું એમ પહેલા પક્ષને લાગે છે. બીજા પક્ષનું ધ્યાન
હિત સંઘટના તરફ હોય છે, અને તે સંઘટનાના નિયમોમાંથી
: મનુષ્યને માટે ક્યાં કર્તવ્યો નિકળે છે, એનાં અનુમાનો કર-
ાં જ તેઓ મશગુલ હોય છે. વિદ્યાર્થીઓ પાસેથી અભ્યાસ-
struction—કરાવી લેવા ઉપરજ પહેલા પક્ષનું જોર હોય છે.
ણ કે તેથી મનુષ્યની જુદી જુદી શક્તિઓનો વિકાસ થાય છે.
| સમાજને માત્ર સાધારણ દિશાએ વળમાડી શકતો નથી; સમાજ-
ધ્યેયને મૂર્તસ્વરૂપ પ્રાપ્ત થાય એટલા માટે શિક્ષણ-
lucation—અત્યંત આવશ્યક છે એવો બીજા પક્ષનો આગ્રહ હોય
પહેલા પક્ષના તત્ત્વથી સમાજમાંના નીતિનિયમનોનો નાશ થાય છે-
ક અનાચાર થાય છે. બીજા પક્ષનાં તત્ત્વોથી મનુષ્યને સ્વાતંત્ર્ય
j જોઇએ, એ દરેકનો હક છે, એ સમાજ ભૂલી જાય છે અને
ણીમાત્રને બહુમતના જોર વડે દાબી દેવામાં આવે છે.

પહેલી વિચારપદ્ધતિના લોકો ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ પછી ખૂબ
ાવર થયા હતા. ઈ. સન ૧૮૦૩ માં તેમણે લોકોનો વિશ્વાસઘાત
l; એ બધા લોકો મધ્યમ સ્થિતિના હતા. એ વર્ગને પહેલા

પ્રકારની શિક્ષણપદ્ધતિને લીધે પોતાની વૈયક્તિક શક્તિઓનો વિકાસ કરવાનું કામ વધારે સહેલું હતું; તેમણે શિક્ષણસ્વાતંત્ર્યનું જાહેરનામું કાઢીને રાજસત્તા સદૈવ તેમના હાથમાં રહે એવો ઘાટ ઘડયો. બીજા પક્ષના લોકો અત્યારે ક્યારેક ક્યારેક મળી આવે છે, તેમની કલ્પનાઓ હવે તદ્દન જુની થઈ ગઇ છે અને પ્રગતિના તત્ત્વ ઉપર તેમનો વિશ્વાસ પણ નથી.

એ બંને પક્ષના મત ખોટા છે; કેમકે તેમનું ધ્યેય ઘણું આકુંચિત છે.

સત્ય તત્ત્વ આવું છેઃ પરમેશ્વર, તેનું શાસન અને તેનો સંકેત, માનવજાતિનું ધ્યેય અને માનવી-કર્તવ્યોમાં જ સાર્વભૌમિક સત્તા-Sovereignty-હોવી શકય છે; અસાધારણ અને સચ્છિલ બુદ્ધિમત્તામાં ઈશ્વરી સંકેત આપોઆપ અને યુગેયુગે માનવજાતિની નૈસર્ગિક પ્રવૃત્તિના રૂપે પ્રકટ થાય છે. મનુષ્ય અને સમાજ જ્યાં સુધી ઈશ્વરી સંકેત અને શાસનને અનુસરીને વર્તે અને માનવજાતિના ધ્યેય માટે પ્રત્યક્ષપણે પ્રયત્ન કરે ત્યાં સુધી જ તેમનામાં સાર્વભૌમિક સત્તા હોઈ શકે—એકલા સમાજમાં કિંવા એકલા મનુષ્યમાં હોવી શકય નથી. એ શાસન પ્રકટ કરનારા મનુષ્યને માત્ર સાર્વભૌમસત્તા બજાવવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. માટે ઈશ્વરી સત્તાને મૂર્ત સ્વરૂપ આપવાના કાર્યમાં જ તેણે તેનો ઉપયોગ કરવો જોઇએ; જો તે એમ ન કરે તો પછી તેનો તે સત્તા ઉપર કશો જ હક્ક રહેતો નથી, અને તેથી તેને ઉથલાવી પાડવો એ આપણું કર્તવ્ય છે. માનવજાતિને નિયમબદ્ધ રાખનારા અથવા પ્રગતિનો માર્ગ જાણી જોઇને રોકી રાખનારા બહુમતને પણ એવી સત્તાનો અધિકાર નથી.

માજીક કલ્યાણ, સ્વાતંત્ર્ય અને પ્રગતિ આ ત્રણ સંજ્ઞાથી વ્યતિ-
ત એવી સત્તા સંભવતી જ નથી.

શિક્ષણથી સમાજનું કલ્યાણ શેમાં છે તેનું જ્ઞાન થાય છે.

સમાજના કલ્યાણની કલ્પનાની પ્રગતિ અખંડપણે થાય એટલા
ે યોગ્ય સાધનો યોજવાનું સ્વાતંત્ર્ય અભ્યાસથી પ્રાપ્ત થાય છે.

અત્યારે દેશમાં તમારા ભાઈઓ પોતાનો આયુષ્યક્રમ કયા
ર અને ભાવનાઓના અનુરોધે નિયમિત કરે છે તેનું જ્ઞાન તમારાં
કરીઆંને આપવાની ઘણી આવશ્યકતા છે. સ્વદેશે પોતાની
ક, સામાજિક અને રાજકીય ઉન્નતિના કાર્યની માંડણી કેવી રીતે
ી છે, મનુષ્યનાં કામનું મૂલ્ય જે ન્યાય્યતત્ત્વોના આધારે કરવું
એ તે તત્ત્વો, અત્યાર સુધીમાં માનવજાતિએ પ્રગતિનો કેટલો
ા કાપ્યો છે અને હજી તેને બીજો કેટલો કાપવાનો છે,—આ બધી
મતોનો સમાવેશ શિક્ષણક્રમમાં થવાની ઘણી જરૂર છે. મનુષ્ય
પે સમદર્શિત્વ, માનવજાતિના સામુદાયિક ધ્યેય પ્રત્યે ભક્તિ અને
મેશ્વરે તેમને આપેલા લક્ષાવધિ બાન્ધવો ઉપર પ્રેમ, આ
વનાઓ તમારાં બાળકોનાં અંતઃકરણમાં નાનપણથી ઉત્પન્ન થયા
એ તમારી દૃષ્ટિએ પણ મહત્વનું છે.

આ બધા વિષયોનો સમાવેશ ફક્ત રાષ્ટ્રીયશિક્ષણમાં જ
ા શક્ય છે.

અત્યારે નૈતિક શિક્ષણનો પૂર્ણ અભાવ છે એમ કહેવામાં
ંજ હરકત નથી. દેશમાં એટલી બધી ગરીબાઈ છે કે ઘરમાંના
ાકારવતા મનુષ્યને પોતાનાં છોકરાંને જાતે નૈતિક શિક્ષણ
પવાનો વખત મળતો નથી; કારણ કે ઘરખરચ ચલાવવા માટે કામ-
ય કરવામાં તેનો બધો વખત જાય છે, અને એવું શિક્ષણ આપવા સારૂ

એકાદો જુદો માસ્તર રાખવાની પણ શક્તિ હોતી નથી; વળી આજ સ્વાર્થપરાયણતાને લીધે ગૃહ એ સંસ્થા જ ભ્રષ્ટ થઈ ગઇ છે, તેથી નૈતિક શિક્ષણની સગવડ થતી નથી. જેમને આવું શિક્ષણ આપવાની શક્તિ છે તેમની મરજીમાં આવે તે પ્રકારના શિક્ષકો આ કામ માટે યોજવામાં આવતા હોવાથી નૈતિક શિક્ષણમાં એકવાક્યતા થવી લગભગ અશક્ય છે. કેટલાક શિક્ષકો છોકરાઓના મનમાં અંધવિશ્વાસ ઉત્પન્ન કરે છે, તો કેટલાક તેમને ચાર્વાક મતવાદી બનાવી મૂકે છે; કેટલાક તેમના મનમાં સ્વાતંત્ર્યની કલ્પનાઓ જાગૃત કરે છે, તો કેટલાક તેમને બીકણ બનાવે છે; કેટલાક તેમને લોકસત્તાવાદી બનાવે છે, તો કેટલાક તેમને શિષ્ટ મનુષ્યોના અનુયાયી બનાવે છે! નાનપણથી જ મનમાં આવી જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓ ઉત્પન્ન કર્યા પછી તે જ છોકરાઓ મોટી ઉંમરે સ્વદેશને માટે એકમતે કામ કરે એ શક્ય પણ છે કે? આવાજ દેશના સર્વ માણસો દેશના બોલતા ચાલતા અવતાર થવા શક્ય છે કે? રાષ્ટ્રની ઇચ્છા કિંવા રાષ્ટ્રીય ધ્યેય સાધ્ય કરવા માટે તેઓ કામ કરે, પણ તેમને એવાં સાર્વત્રિક ધ્યેયની કલ્પના જ કોઈએ કરાવી નથી હોતી!. સમાજનિયમન માટે કેટલાક કાયદા પાળવાની આવશ્યક્તા છે—તે કયા છે, તેની કક્ષામાં શું શું આવે છે તે નાગરિકોને સમાજ તરફથી શિખવવામાં આવતું નથી; પણ એ જ કાયદાનો જો કોઇએ ભંગ કર્યો તો તેને શિક્ષા થાય છે. સમાજના ધ્યેય માટે સમાજનાં મનુષ્યો સ્વાર્થત્યાગ અને સહકાર કરે એવી સમાજની ઇચ્છા હોય છે; પણ એ જ સમાજનાં માણસોને તેમની બાલ્યાવસ્થામાં કોઈ શિક્ષક તે ધ્યેયની કલ્પના કરાવતો નથી. ઉપર કહેલી પહેલા પ્રકારની શિક્ષણપદ્ધતિના અનુયાયીઓને એટલું જ માન્ય છે કે બધાયને નાનપણમાં શિક્ષણ મળવું જ જોઇએ; પણ

ખા રાષ્ટ્રે સંઘટિત થઇને એ જ કામ કરવાનું માત્ર તેમને માન્ય
ી. શિક્ષણસ્વાતંત્ર્ય તત્ત્વના જોર ઉપર તેઓ પ્રતિપાદન કરે છે
ગમે તેણે ગમે તે પદ્ધતિથી શિક્ષણ લેવું; પણ તેથી રાષ્ટ્રના
ેક શિક્ષણના હક્કને ધક્કો પહોંચે છે. દેશમાં એક જ પ્રકારનું
ું અને તોલમાપ હોવાં જોઇએ એ અત્યંત મહત્વનું છે, એ
ા તો તેમને કબૂલ છે; પણ જે તત્ત્વના અનુરોધે રાષ્ટ્રીય જીવન-
માંડણી અને વિકાસ થવાનો છે તે તત્ત્વો રાષ્ટ્રમાં બધે ઠેકાણે
ક્સરખાં હોવાં જોઇએ એ માત્ર તેમને માન્ય નથી. આ મુદ્દો
ને ગૌણ લાગે છે. અત્યારે સનદસર રાજ્યપદ્ધતિના–Consti-
itonal Government–પુરસ્કર્તાઓ તરફથી શિક્ષણસ્વાતંત્ર્યને
ે એક સરખા પ્રયત્નો થાય છે. તમે માત્ર એ બૂમરાણને લીધે
ામાં ફસાશો નહીં.

રાષ્ટ્રીય શિક્ષણથી જ રાષ્ટ્રનું ચૈતન્ય જાગૃત થાય છે, રાષ્ટ્રઘટકોનાં
તઃકરણમાં રાષ્ટ્રીય ભાવનાઓ ઉત્પન્ન થાય છે; રાષ્ટ્રીય શિક્ષણ
રાષ્ટ્ર એ ભાવનાનું નૈતિક સમર્થન છે.

બધા નાગરિકોએ સર્વ સાધારણ એવું રાષ્ટ્રીય શિક્ષણ આપ્યા
વાય 'બધાયને એક સરખા હક્ક અને કર્તવ્યો છે' એમ કહેવામાં
િ જ અર્થ નથી. મનુષ્યને પોતાનાં કર્તવ્યોનું જ્ઞાન થવું અને
તાના હક્કોનો હિતકારક ઉપયોગ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થવું એ
િસ્વી દૈવાધીન થઇ જાય છે. શિક્ષકોને ચુંટનારા એકપક્ષીય અને
જવાબદાર લોકો ઉપર એ કામનો ભાર પડે છે.

શિક્ષણમાં એકવાક્યતા હોવી જોઇએ, એ સિદ્ધાન્તનો વિરોધ
નારા લોકો એ વિરોધ હંમેશાં સ્વાતંત્ર્યના નામ ઉપર કરે છે.
ુ એ તત્વમાં કોના સ્વાતંત્ર્યનો ભંગ થાય છે? આપના કે

છોકરાના ? બાપના સ્વાતંત્ર્યનું રક્ષણ થાય એટલા માટે એ પદ્ધતિ છોકરાના સ્વાતંત્ર્યનો ભોગ લે છે. અલબત્ત રાષ્ટ્રને માટે પ્રગતિના દરવાજા મોકળા છે એ ભાસ ખોટો ઠરે છે. માણસની કલ્પનાઓ હંમેશાં જ ખરી હોય છે એમ નહીં. વળી તે પ્રગતિનો વિરોધ કરે છે; એ શિક્ષણપદ્ધતિમાં છોકરાઓના મનમાં આવી વૈયક્તિક કલ્પનાઓ ભરાવી દેવામાં આવે છે, અને એ શિક્ષણ પિતૃપદેથી આપવામાં આવે છે; વળી તે પણ એવી ઉંમરે કે છોકરાઓની ચોકસ બુદ્ધિ વિકાસ પામી ન હોય ત્યારે. અલબત્ત, આ પ્રકારને શિક્ષણ નામ આપવું અશક્ય છે. નાનપણમાં મનમાં ઠસેલા વિચારોની મોટી ઉંમરે બીજાના વિચારો સાથે તેઓ તુલના કરશે એમ ધારીએ તો તારૂણ્યાવસ્થામાં જ તેમને કામનું ધોંસરૂં ખભે ધારણ કરવું પડે છે. આવી પરિસ્થિતિ છે તેથી આ પણ અશક્ય છે. આ સ્વાતંત્ર્ય નથી પણ અનાચાર છે; તેથી બીકણ લોકોનો એક વર્ગ અસ્તિત્વમાં આવે છે અને પોતાનું જં વર્ચસ્વ કાયમને માટે રાખવા માટે તે વર્ગ જુલમી માર્ગનું અવલંબન કરે છે.

આ પદ્ધતિ સ્વૈર ઇચ્છાનો પુરસ્કાર કરે છે, સ્વાતંત્ર્યનું સમર્થન નથી કરતી. જ્યાં સમતા નથી ત્યાં સ્વાતંત્ર્ય પણ નથી; રાષ્ટ્રીય જીવનના મૂળતત્ત્વ તરીકે બધા માણસોએ એક જ તત્ત્વ માન્ય કરેલું હોવું જોઈએ. બધાયની સાધારણ એવાં કર્તવ્યતત્ત્વપર નિષ્ઠા હોવી જોઇએ—જ્યાં આવું તત્વ અને નિષ્ઠા નથી હોતાં ત્યાંના સમાજમાં સમતાની ભાવના હોવી શકય નથી. અલબત્ત ત્યાં ખરૂં સ્વાતંત્ર્ય હોવું પણ સંભવતું નથી. કર્તવ્યનિષ્ઠા શિવાય સ્વાતંત્ર્યને અસ્તિત્વ જ નથી. અનીતિના માર્ગે જવામાં સ્વાતંત્ર્ય નથી; પણ એકાદા કલ્યાણપ્રદ માર્ગનો સ્વીકાર કરવામાં જ ખરૂં સ્વાતંત્ર્ય

છે એ મેં પહેલાં કહ્યું છે. બાપે પોતાના છોકરાને ગમે તે પ્રકારનું ખરાબ શિક્ષણ આપવું એટલું જ સ્વાતંત્ર્ય ઉપર કહેલી શિક્ષણપદ્ધતિમાં નજરે પડે છે. એકાદા બાપે પોતાના છોકરાના શરીરને ઇજા કરવાનો ઘાટ ઘડયો કે નિઃસંશય સમાજ વચ્ચે પડશે શું મનુષ્યના આત્મા અને મનના કરતાં શરીરની કિંમત વધારે છે કે? તો પછી એકાદો મનુષ્ય એકાદા બાળકની અંતઃશકિતને છુંદી નાંખવા લાગે તો સમાજે વચ્ચે ન પડવું જોઈએ કે? છોકરાના મનમાં અજ્ઞાન, અનીતિ અને અંધશ્રદ્ધા ઉત્પન્ન ન થાય એની ખબરદારી સમાજે ન લેવી જોઇએ કે?

જ્યારે શિક્ષણસ્વાતંત્ર્યનું તત્વ ઉત્પન્ન થયું ત્યારે તે ઘણું ઉપયુક્ત હતું. જુલમી રાજયપદ્ધતિ, ભ્રષ્ટ થયેલો એક વર્ગ અથવા પ્રગતિનો વિરોધ કરનારા મતના ધર્મોપાધ્યાય વર્ગના હાથમાં દેશને નૈતિક શિક્ષણ આપવાનો અધિકાર આવ્યો છે માટે અત્યારે પણ શિક્ષણસ્વાતંત્ર્યનું ઘણું મહત્વ છે. આ હથિયાર જુલમ વિરુદ્ધ ચલાવવા જેવું છે, અને આના શિવાય બીજાથી બંધવિમોચન થવું શકય નથી. પણ બંધવિમોચનનો આ એક જ રસ્તો છે એમ પણ નથી. જ્યાં ગુલામગિરી અસ્તિત્વમાં હોય ત્યાં આ શસ્ત્રનો ઉપયોગ કરવો. પણ મને જે સમય દેખાય છે તેમાં ઘણી જુદી પરિસ્થિતિ નિર્માણ થઈ છે એવી કલ્પના કરીને હું બોલું છું—ત્યારે દરેક મંદિરના બારણા ઉપર 'પ્રગતિ' એ શબ્દ કોતરવામાં આવશે. તે વખતના વિદ્યાર્થીઓ જ્યારે રાષ્ટ્રીય શિક્ષણ સંપાદન કરીને પાછા જશે ત્યારે તેમને ઉદ્દેશીને નીચેના શબ્દો વાપરવામાં આવશે:—

"હવે રાષ્ટ્રસંઘટનામાં તમારો પ્રવેશ થવાનો છે; અમે તમને તે સંઘટનાનાં મૂલતત્વો શિખવ્યાં જ છે; એ મૂલતત્વો

ઉપર અત્યારે રાષ્ટ્રની નિષ્ઠા છે. એ તત્ત્વોમાં 'પ્રગતિ'ના તત્ત્વને અગ્રસ્થાન પ્રાપ્ત થયેલું છે એ હંમેશા ધ્યાનમાં રાખજો. જ્યાં શક્ય હોય ત્યાં પોતાના બન્ધુઓનાં મન ઉન્નત કરવાં એ નાગરિક અને મનુષ્ય તરિકે તમારૂં આદ્ય કર્તવ્ય છે એ ભૂલશો નહીં. રાષ્ટ્રસંચારથી, પરિસ્થિતિના પરીક્ષણથી અને તત્ત્વોની તુલનાથી આ કરતાં ઉચ્ચતર સત્ય તમને જણાય તો તે હીમતથી જાહેર કરો; જો તેનાથી રાષ્ટ્રોદ્ધારનો માર્ગ વધારે સહેલો થશે તો તમારા રાષ્ટ્ર-બાન્ધવો તમને દુવા દેશે." અને પછી શિક્ષણસ્વાતંત્ર્યનું આ તત્ત્વ રાષ્ટ્રની જરૂરિયાત પુરી પાડવાને અપૂર્ણ હોઈ રાષ્ટ્રના ઐક્યને વિઘાતક છે તેથી તમે તેનો ત્યાગ કરો, પહેલેથી માત્ર કરશો નહીં. પછી રાષ્ટ્ર પાસે મફત અને ફરજીઆત શિક્ષણ આપવામાં આવે એવી માગણી કરો, અને તેમ કરવાની રાષ્ટ્રને ફરજ પાડો.

દરેક નાગરિકને આપણો કાર્યક્રમ નિવેદન કરવો એ રાષ્ટ્રનું કર્તવ્ય છે. દરેક નાગરિકે રાષ્ટ્રીય પાઠશાળામાં પ્રાથમિક અને નૈતિક શિક્ષણ લેવું જ જોઇએ. સ્વદેશનો સાચો ઇતિહાસ, સ્વદેશના કાયદા—જે તત્ત્વો ઉપર ઘડવામાં આવ્યા છે તે તત્ત્વો—એ બધા વિષયોનો સમાવેશ રાષ્ટ્રીય વિદ્યાલયના અભ્યાસક્રમમાં થવો જ જોઇએ. અને દરેક નાગરિકે એ રાષ્ટ્રીય શિક્ષણ લેવું જ જોઇએ. તેમજ દરેક નાગરિકે એ શિક્ષણથી સમતા અને બંધુપ્રેમની ભાવનાઓનો વિકાસ કરવો જોઇએ.

એવા પ્રકારનું શિક્ષણ નાગરિકોને એક વખત પ્રાપ્ત થયું કે પછી સ્વાતંત્ર્યને પોતાના હક ફરીથી પ્રાપ્ત થવા લાગે છે. ઘેર અપાતું શિક્ષણ પવિત્ર છે એટલું જ નહીં પણ કોઇપણ જગાએ

મળતું શિક્ષણ પવિત્ર છે. પ્રાણીમાત્રને પોતાની કલ્પનાઓ બીજાને નિવેદન કરવાનો હક છે; એ હક ઉપર કોઈપણ પ્રકારનું બંધન ન ચાલવે. તેમજ તેવી કલ્પનાઓ સાંભળવાનો પણ દરેકને હક છે. માણસ પોતાના વિચાર મરજી પડે તે સ્વરૂપમાં તદ્દન સ્વતંત્રપણે કરી શકે એજ ઇષ્ટ છે. તેથી સમાજે વિચારપ્રકાશન અનિર્બંધ રાખવું જોઇએ તથા તેને ઉત્તેજન આપવું જોઇએ; સમાજના કાર્યના વિકસનના અને ઉત્ક્રાન્તિના બધા રસ્તા હંમેશાં ઉઘાડા રાખવા જોઇએ એટલે બધાયનું સદૈવ કલ્યાણ થતું રહેશે.

## પ્રકરણ ૧૦ મું.

### સંઘટના—પ્રગતિ.

"Progress, man's distinctive mark alone
Not God's and not the beasts'; God is, they are,
Man partly is and wholly bopes to be."

Browning.

મનુષ્યનું જીવન સામાજીક અને પ્રાગતિક હોય એવી પરમેશ્વરની ઇચ્છા છે. પરિસ્થિતિએ જે પ્રકારનું કાર્યક્ષેત્ર તમારી આસપાસ નિર્માણ કર્યું છે તેમાં રહીને અને પોતાના ભાઈઓની સાથે સંઘટિત થઇને બની શકે તેટલી પ્રગતિ કરવાનું પ્રાણીમાત્રનું કર્તવ્ય છે. સંઘટનાના અને પ્રગતિના કાર્યમાં મનુષ્યને સમાજે પૂર્ણ સ્વાતંત્ર્ય આપવું જોઇએ. કારણ કે મનુષ્યનો તે હક છે; અને એ કામને લગતાં બધાં સાધનો પુરાં પાડીને સમાજે મનુષ્યને મદદ કરવી જોઇએ.

નીતિ અને અનીતિ એટલે જ કર્તવ્ય અને સ્વાર્થ વચ્ચેનો સારાસાર વિચાર કરવાનું સામર્થ્ય સ્વાતંત્ર્યથી પ્રાપ્ત થાય છે. એ વિચાર કેવી રીતે કરવો તે શિક્ષણના યોગે સમજાય છે. એ વિચારને મૂર્ત સ્વરૂપ આપવાનું સાધન સંઘટના છે. એ વિચારનું સાધ્ય પ્રગતિ જ છે; એ વિચારની યુક્તતાનો પુરાવો એટલે પ્રગતિને દૃશ્ય સ્વરૂપ પ્રાપ્ત થવું. માનવી કાર્યનાં અંગનું સ્વરૂપ પૂર્ણપણે અબાધિત હોવું જોઈએ; એની તરફ દુર્લક્ષ થવાથી મનુષ્યનું મનુષ્યત્વ અને નાગરિકત્વ નાશ પામે છે; કારણ કે તેથી મનુષ્યની અવસ્થા અપૂર્ણ રહે છે, અને તેનો વિકાસ અપરિણુત રહે છે.

આ બધી બાબતો મેળવવા માટે અને ખાસ કરીને સંઘટનાના હક્કને માટે તમારે લડવું જોઈએ; કારણ કે સંઘટના શિવાય સ્વાતંત્ર્ય અને શિક્ષણ નકામાં છે.

'સંઘટનાનો હક્ક ધર્મ જેટલો પવિત્ર છે—કારણ કે ધર્મ એ આત્માની સંઘટના છે. આપણે બધાં પરમેશ્વરનાં બાળકો છીએ અને તેથી ભાઈ ભાઈ છીએ; તો પછી ભાઈઓ ભાઈઓએ વિચારવિનિમય માટે સ્થાપન કરેલી સંઘટનાનો વિરોધ કરવો એ ગુન્હો નથી કે ?

પરમેશ્વરની પોતાની સાથે મનુષ્યનો સંગમ થાય છે એવું ખ્રિસ્તી-ધર્મનું તત્ત્વ છે. આ વિશ્વકુટુંબમાંથી દરેક વ્યક્તિ પરમાત્મા સ્વરૂપમાં વિલીન થઈ શકે છે. મોક્ષસાધનમાં ગુલામ કે શેઠ એવો ભેદભાવ નથી: ઇચ્છા અને ભક્તિથી આખી માનવ—જાતિમાં ઐક્યભાવ ઉત્પન્ન થાય છે.

સ્વતંત્ર નાગરિક અને ગુલામોના આત્મા જુદાજુદા પ્રકારના હોય છે, આ તત્ત્વ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયા પહેલાં વિદ્વાન લોકોને

ય હતું; ખ્રિસ્તી ધર્મે આ નવા તત્ત્વની સ્થાપના કરીને
માર્ગે ખૂબ પ્રવાસ કર્યો. પરમેશ્વર સાથે મનુષ્યનું સાધર્મ્ય
આ તત્ત્વમાં જ માણસો વચ્ચેની સમતા અને બંધુભાવની
. અંતર્ગત છે. આ કલ્પનાઓનો વિકાસ માનવજાતિના
થવાનો હતો.

સ્તી ધર્મગુરૂઓએ એ કામ કર્યું નથી. ધર્મપ્રસારના આરંભ-
ામાં તેટલી ધીરજ નહોતી અને ધર્મપ્રસાર થયા પછી
અને સત્તા સાથે તેમનો સંબંધ જોડાયો. તેમના મનમાં
રચારો આવવા માંડયા. અમે ઉચ્ચ દરજ્જાના માણસો
.મ તેમને લાગવા માંડયું; આ ધર્મના મૂળ સંસ્થાપકોના
ાવી હીન કલ્પના આવી સુદ્ધાં નહોતી; અલબત્ત ધર્મનો
થયો--એટલો બધો કે સાધારણ વર્ગને સરૂપતા મળી તો
ાય વર્ગને સંયુજ્યતા મળે છે, આવા પ્રકારનાં તત્વો તેમણે
મૂકયાં.

તાએ એ તત્વોનો વિરોધ કર્યો; એ વિરોધને કેટલાક ધર્મ-
ોતાના રક્તનો અભિષેક કરીને પવિત્ર કર્યો અને પછી
ની સુધારણાનો આરંભ થયો. ધર્મગુરૂઓ કરે તેજ સૂત્રનો
અર્થ અમાન્ય કરે તે પાખંડી, તે પાખંડીઓને ધર્મવિચારણા
Inquistion – ગમે તે શિક્ષા કરવી, એવી પદ્ધતિ
આવી. ધર્મસુધારણાની ચળવળમાં જોન હસ નામનો એક
ેમિયામાં પોતાના મતનો પ્રસાર કરતો હતો, તેને એ
એ જીવતો બાળી મૂકવાની શિક્ષા ફરમાવી. એ ચળવળના
ાહાસની લોકોને બરાબર ખબર નથી; લોકોની અંદર એવી
ાવવામાં આવી છે કે રણુ ફક્ત ધર્મમતો માટે જ મંડાયું હતું.

એ ચળવળનો ખરો ઇતિહાસ જ્યારે તમને રાષ્ટ્રીય પાઠશાળામાં શિખવવામાં આવશે ત્યારે તમારી ખાત્રી થશે કે જનતાના ધાર્મિક મતો જેમ જેમ ઉચ્ચતર થતા જાય છે તેમ તેમ સમાજની સર્વાંગી પ્રગતિ થતી જાય છે. ત્યારે તમને એ યુદ્ધનો ખરો અર્થ સમજાશે અને એ કાર્ય માટે જે લોકો જુલમના ભોગ થયા છે તેમના પ્રત્યે તમને વધારે આદર ઉત્પન્ન થવા લાગશે, તેઓ માનવ–જાતિના કલ્યાણકર્તા હતા એમ તમને જણાશે.

તેઓ પોતે ભોગ થઈ પડ્યા તેથી જ આપણે સમજ્યા છીએ કે પરમેશ્વર અને મનુષ્યમાં કોઇપણ, એકેય, વિશિષ્ટ વર્ગ નથી; જેનું શીલ ઉત્કૃષ્ટ છે અને જેણે આધ્યાત્મિક તથા આધિભૌતિક જ્ઞાન વધારે પ્રાપ્ત કર્યું છે, તેમણે સદોદિત સમાજને સન્માર્ગ બતાવવો અને સદુપદેશ કરવો; પણ પોતાની એક જુદી જ જાતિ સ્થાપન કરવાનો કિંવા સમાજ ઉપર સત્તા ચલાવવાનો અધિકાર પોતાની જ પાસે રાખવાનો હક્ક માત્ર તેમને બીલકુલ નથી; દરેક મનુષ્ય પરમેશ્વર સાથે સાધર્મ્ય પામી શકે છે. જે ઇહલોકમાં પવિત્ર છે તે જ પરલોકમાં પણ પવિત્ર છે. બધા માણસો જો પરમેશ્વરમાં એકરૂપ થઇ શકે છે તો તેમણે ઐહિક જીવન પણ એકત્રિત રહીને ગુજારવું જોઇએ. આત્મા એક છે તેથી જ વિચારને મૂર્ત સ્વરૂપ દેવા માટે પોતાની શક્તિની સંઘટના કરવાનો જનતાને હક્ક છે.

માટે સંઘટના કરવી એ સમાજનો હક્ક અને કર્તવ્ય છે એવી ખાત્રી રાખો.

નાગરિકોના આ હક્કને મર્યાદિત કરવાની ઇચ્છા કરનારા તમને કહેવા માંડશે કે ખરી સંઘટનાનાં, રાજ્યઘટના અને રાષ્ટ્ર આ બે જ રૂપ છે, પ્રાણી માત્રને આ સંઘટનામાં પ્રવિષ્ટ થવાની

રજ પડે છે. બીજી કોઇ પણ સંઘટના સમાજમાં આટલી વિસ્તૃત
ાવી શક્ય નથી; આટલું હોવા છતાં પણ જો બીજી સંઘટનાઓ
ઇસ્તિત્વમાં આવે તો તે રાજ્યઘટનાનો વિરોધ કરવા માટે અસ્તિ-
ામાં આવેલી હોવી જોઇએ, તેમને સ્થપાવા દેવી યોગ્ય નથી. સંઘટના
પાપનાના આ હેતુ ન હોય તો તે સર્વસ્વી નિરૂપયોગી હોવી જોઇએ,
છી તે સ્થાપવામાં શો અર્થ ?

રાષ્ટ્રના બધા ઘટકોને જે ધ્યેય અને જે ભાવનાઓ સાધારણ
તે જ ફક્ત રાજ્યપદ્ધતિ અને રાષ્ટ્ર આ સંસ્થાઓમાં સંઘટિત
.ય છે. પણ બધા નાગરિકોને સામાન્ય નહીં એવાં કેટલાંક ધ્યેય
ભવે છે જ. રાષ્ટ્ર એટલે બધાયને સામાન્ય એવાં સાધ્યોનું એકી-
:ણ, માટે જ કેટલીક વિશિષ્ટ ભાવનાઓ અને ધ્યેયોવાળા નાગરિકોએ
શેષ પ્રકારની સંઘટનાઓ સ્થાપન કરવી જોઇએ.

વળી માનવજાતિની પ્રગતિ થાય છે એની મનુષ્યને ખાત્રી
ી દેવાની શક્તિ સંઘટનામાં જ છે; અને સંઘટના જ સ્વાતંત્ર્યનો
ક આધાર છે. રાષ્ટ્રસ્થાપનાના વખતે રાષ્ટ્રઘટકોનો જે તત્ત્વો વિષે
કમત થયો હોય તે તત્ત્વોનો સરવાળો એટલે જ રાષ્ટ્રઘટના અને
તત્ત્વો જ રાષ્ટ્રઘટનાનો આત્મા. કલ્પના કરો કે એજ તત્ત્વોનું
વર્ધન થતું રહ્યાથી કેટલાક નાગરિકોના ધ્યાનમાં એકાદું નવું
ત્વ આવ્યું છે. એ નવા તત્ત્વની સત્યતા માટે તેમની ખાત્રી થઇ
પણ તે તત્ત્વનું જ્ઞાન સંઘટના શિવાય પ્રસારે પામવું શક્ય છે કે ?
પના કરો કે કેટલીક નવી શાસ્ત્રીય શોધો થઇ છે, બીજા દેશોની
થે હળણુવલણુના વધારે સગવડ ભર્યા એવા નવા માર્ગ શરૂ કર્યા
અને એનાં પરિણામ તરિકે રાષ્ટ્રમાંના કેટલાક લોકોને નવા
તસંબંધો સ્થાપન થવા જોઇએ એમ લાગવા માંડયું છે. એ

માણુસોએ પોતાનાં સાધનો અને શક્તિ ભેગાં કર્યાં નહીં તો તેમને તે નવા હિત સંબંધો વિષે રાષ્ટ્રમાં જાગૃતિ કરવી શક્ય છે કે? આળસમાં અને ચાલુ પરિસ્થિતિમાં સુખ માનવાની મનુષ્યની પ્રવૃત્તિ સ્વાભાવિક જ છે; જનતાને એક વખત એ વિશિષ્ટ વિચારસરણીની ટેવ પડી કે પછી તેનો તે પદ્ધતિ ઉપરથી વિશ્વાસ ઉડાડવાનું કામ એકાદા માણુસના હાથે થવું શક્ય નથી; પણુ અલ્પ સંખ્યકોએ એકાદા તત્ત્વ માટે સંઘટના કરી કે દરરોજ તેનું સામર્થ્ય વધતું જ જાય છે, આવી સંઘટના જ એ કામ કરી શકે તેમ છે. સંઘટના એ ભવિષ્યનો રસ્તો છે. સંઘટના શિવાય રાષ્ટ્રની જાગૃતિ અટકી પડશે અને સુધારણાનું પગલું જે ઠેકાણે પડયું હશે ત્યાં જ ચોંટી જશે.

જનતાની પ્રગતિ થાય એ જ સંઘટનાનો હેતુ હોવો જોઇએ; માનવજાતિ અને રાષ્ટ્રે માન્ય કરેલાં તત્ત્વોનો વિરોધ કરવો એ સંઘટનાનો હેતુ ન હોવો જોઇએ. કેટલાક લોકો એકાદાની માલમત્તા લૂંટી લેવા માટે એકાદો સંઘ સ્થાપશે કિંવા સભાસદોએ અનેક સ્ત્રીઓની સાથે લગ્ન કરવાં જ જોઇએ એવા નિયમવાળી એકાદી સંસ્થા સ્થાપશે, રાષ્ટ્રરૂપી સંસ્થાનો વિધ્વંસ કરવા માટે અથવા જુલમી રાજાઓનું રાજ્ય સુરક્ષિતપણે ચાલે એટલા માટે કેટલીક સંઘટનાઓ અસ્તિત્વમાં આવશે—તો એ બધી સંસ્થાઓ બેકાયદાસર જ ગણાશે. મનુષ્યત્વ, નીતિ અને સ્વદેશની ભાવનાઓનો ભંગ કરનારાં તત્ત્વોનો જો કોઈ પ્રસાર કરવા લાગે તો, જનતાને એવાં તત્ત્વોથી અલિપ્ત રાખવા માટે તેને—તે તત્ત્વોનો ફેલાવો કરનારને—હદપાર કરવાનો રાષ્ટ્રને હક છે—એવાં તત્ત્વોનો પ્રસાર થાય એ હેતથી સ્થાપેલી બધી સંઘટનાઓને બંધ કરવાનો રાષ્ટ્રને હક છે

સંઘટનાના માર્ગ હમેશાં શાન્તતાના જ હોવા જોઇએ. ખેલા અથવા ઉચ્ચારેલા શબ્દ સિવાય બીજા એકેય શસ્ત્રનો તેણે પયોગ ન કરવો જોઇએ. લોકોનાં મન વાળીને પોતાનાં કાર્યને નુકૂળ કરવવાનો જ સંઘટનાનો હેતુ હોવો જોઇએ, પોતાનું કામ રવાની લોકોને ફરજ પાડવાનો તેનો હેતુ ન હોવો જોઇએ.

સંઘટના સર્વસ્વી સાર્વજનિક હોવી જાઇએ. સ્વદેશ અને વાતંત્ર્ય અસ્તિત્વમાં જ નહોય ત્યારે ગુપ્ત મંડળીઓરૂપી શસ્ત્ર ાપરવાનું કામ ધર્મયુદ્ધની વિરૂદ્ધ નથી; પણ પોતાના સ્વાતંત્ર્યનો હક્ક ેક વખત માન્ય થયા પછી રાષ્ટ્રે એ મંડળોનો ઉચ્છેદ કરવો; ારણ કે રાષ્ટ્ર સ્વતંત્ર હોય છે ત્યારે વિચારસ્વાતંત્ર્ય અબાધિત રહી કે છે અને જનતાની વિચારશક્તિનો વિકાસ થતો રહેશે એવી ાવી જવાબદારી રાષ્ટ્ર લઈ શકે છે. પ્રગતિનો માર્ગ મોકળો કર· ાનું કામ સંઘટનાનું છે, તેમ જ જનતાદ્વારા પોતાના ગુણ–દોષનો ાર્ણય કરી લેવા માટે સંઘટનાએ હંમેશા તૈયાર રહેવું જોઇએ.

મનુષ્યત્વની મૂલભૂત પ્રવૃત્તિમાંથી ઉદ્ભવનારા બધા હક્ક ંઘટનાએ માન્ય કરવા જ જોઇએ. યુરોપના મધ્યયુગમાં જુદા જુદા ંધાના લોકોએ પોતાના ધંધાપુરતા પોતાની જ જાતના લોકોના ંઘ સ્થાપ્યા હતા. એ સંઘોમાં ઘણુંખરૂં નવા લોકોનો પ્રવેશ તો નહીં; એવા સંઘોથી મજુરોના સ્વાતંત્ર્યને બાધ આવે . એ પ્રકારના કિંવા વ્યક્તિના સ્વાતંત્ર્યને છુંદી નાંખનારા સંઘ ાત્યંત અનિષ્ટ છે; માટે રાષ્ટ્રીય સરકારે એવા સંઘ નિર્મૂળ કરવા ાઇએ અને એમ કરવું એ તદ્દન ન્યાય્ય છે.

સંઘટના–સ્વાતંત્ર્યની આટલી મર્યાદાઓ છે. જે સંઘટનાઓ ા મર્યાદાઓનું ઉલ્લંઘન કરતી નથી તે પવિત્ર છે, કારણ કે

તેમનાથી પ્રગતિને જીવન પ્રાપ્ત થાય છે. વળી તેમને પણ નિર્બંધ કરનારી રાજસત્તા પોતાના સમાજધર્મથી ચ્યુત થયેલી હોવી જોઇએ; એ જુલમ બંધ થવો જ જોઇએ એવી રાજસત્તા પાસે જોરદાર માગણી કરવી એ જનતાનું કર્તવ્ય છે. શાન્તતાના બધા માર્ગો નિષ્ફળ કર્યા પછી તે રાજસત્તા ઉલથાવી પાડવાનો જ ઉપાય જનતાએ યોજવો જોઇએ.

મારા બાન્ધવો, માનવી કર્તવ્યોના આ આધારસ્તંભ છે અને મનુષ્યોના હક્કોનું ઉદ્દગમ સ્થાન છે. નાગરિક તરિકે મનુષ્યના સાર્વજનિક જીવનક્રમમાં અનેક પ્રશ્નોનો અંદાજ કરવો કિંવા તે પ્રશ્નોના ઉત્તર આપવાનો આ ગ્રંથનો ઉદ્દેશ નથી. તે દાખલાઓ કરતી વખતે જે તત્ત્વોનો આધાર લેવો પડે છે તે તત્ત્વો કયાં એટલું જ બતાવવાનો આ નિબંધનો મૂળ હેતુ છે; એ તત્ત્વોનો પ્રામાણિકપણે અને મનઃપૂર્વક ઉપયોગ કર્યો તો એવા દાખલા કરવાનાં સાધનો ઉપલબ્ધ થવાં જ જોઇએ. મારૂં મન મને ખાત્રી આપે છે કે આ નિબંધ લખવામાં મારો હેતુ ઘણોખરો સિદ્ધ થયો છે.

પરમેશ્વર જ માનવી સમતાનો આધાર અને આરંભ છે એ મેં બતાવેલું જ છે; સમાજસ્વાસ્થ્ય માટે કરેલા કાયદા નીતિ-નિયમોને આધારે જ કરેલા હોવા જોઈએ, અને કાયદા કરનારા લોકો તે કામ સત્યને આધારે કરે છે કે નહીં એ શાના આધારે ઠરાવવું તેનું પણ નિરૂપણ થયું જ છે; રાષ્ટ્ર અને રાષ્ટ્રઘટક એવા જે નાગરિકો તેમને જ માત્ર પરમેશ્વરનું શાસન પ્રકટ કરવાનો અધિકાર છે અને રાષ્ટ્રની રાજસત્તાનો ઉદ્દગમ પણ તેમનામાં જ છે, એ પણ મેં કહેલું જ છે.

ધર્મનું પ્રધાન અંગ પ્રગતિ છે એમ મેં કહ્યું છે; પ્રગતિ

મર્યાદ છે અને યુગે યુગે તેનો એક એક ભાગ પ્રકટ થયેલો
નજરે પડે છે; પ્રત્યક્ષ કામના દરેક ભાગમાં, વિચારશક્તિનાં દરેક
સ્વરૂપમાં–ધર્મથી તે ઉદ્યોગ ધંધા સુધી અને સંપત્તિના ભાગ પડે
છે ત્યાં સુધી પ્રગતિ સદોદિત થતી હોય છે એ મેં બતાવી આપ્યું
છે. પ્રાણીમાત્રનાં માનવજાતિ પ્રત્યેનાં કર્તવ્યો શાં છે, તેનાં
રાષ્ટ્રકર્તવ્યો, ગૃહકર્તવ્યો અને પોતા પ્રત્યેનાં કર્તવ્યો શાં છે, એ
મેં સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. જીવસૃષ્ટિમાં મનુષ્ય પ્રાણીની જે
વૈશિષ્ટતા છે તેને પ્રમાણ ગણીને માનવી કર્તવ્યો ક્યાં હોવાં જોઇએ
એ મેં અનુમાનથી ઠરાવ્યું છે–એ વિશિષ્ટતાનો વિકાસ કરવાની
દરેકને ફરજ પડે છે. સ્વાતંત્ર્ય, શિક્ષણ સંપાદનનું સામર્થ્ય, સમાજ
બુદ્ધિ અને પ્રગમનશીલતામાં માણસની જીવ કોટિમાંની વિશિષ્ટતા
દેખાઈ આવે છે; એ શક્તિ સિવાય મનુષ્યને મનુષ્યત્વ કિંવા નાગ-
રિકત્વ પ્રાપ્ત થવું શક્ય નથી. એ શક્તિઓ પરમેશ્વરે માણસને
આપી છે તેથી જ ક્યાં કર્તવ્યો કરવાં તેને પ્રાપ્ત છે, એ શક્તિના
આધારે તેને ક્યા હક્કો પ્રાપ્ત થાય છે અને પ્રાણીમાત્રે પોતાના
દેશમાં ક્યા પ્રકારની રાજ્યવ્યવસ્થા સ્થાપન કરવાનો પ્રયત્ન કરવો
જોઈએ એ પણ મેં બતાવી દીધેલું છે. એ તત્ત્વો હંમેશા ધ્યાનમાં
રાખો. તેમના ઉપર બરાબર ધ્યાન રાખો; નહી તો તે અબાધિત
રહેશે નહીં. જાણે કે તે તત્ત્વોએ જ તમારા શરીરમાં પ્રવેશ કર્યો
છે એટલા નિકટપણે તે તત્ત્વો તમારા જીવનમાં મેળવી દો એટલે
તમને સ્વાતંત્ર્ય અને પ્રગતિ પ્રાપ્ત થશે.

તમે આટલું કર્યું એટલે મેં તમારા માટે જે કામ હાથમાં
લીધું છે તે પુરૂં થશે; પણ તે કાર્યમાંના એક પ્રચંડ વિરોધ સાથે
તમારે લડવું પડશે. સામાજીક પરિસ્થિતિમાં જ તેનું મૂળ છે–એ

વિરોધ એટલે સાધનોની વિષમતા; એને લીધે મનુષ્ય પોતાનાં કર્તવ્યો બરાબર રીતે બજાવી શકતો નથી અને પોતાના હક્કોનો ઉપભોગ પણ લઈ શકતો નથી.

કર્તવ્યપાલન અને હક્કોના સંરક્ષણ માટે ત્રણ બાબતોની આવશ્યકતા છે; સમય, બુદ્ધિવિકાસ અને ઉદર નિર્વાહનાં સાધનો.

પ્રગતિનાં આ સાધનો જેમની પાસે નથી એવા કેટલાય બધા લોકો અત્યારે તમારામાંથી મળી આવશે. પેટપૂરતું મેળવવા માટે તેમને આખો જન્મારો તરફડીયાં મારવાં પડે છે. જીવિતની પ્રગતિ કેવી રીતે થશે એ પ્રશ્ન તેમના મનમાં ઉપસ્થિત જ થતો નથી; ફક્ત પ્રાણધારણા કેવી રીતે કરવી એ જ વિવંચના આખો જન્મારો તેમની સામે હોય છે.

અત્યારે સમાજસંઘટનામાં આ દોષ તદ્દન સ્વાભાવિક થઈ ગયો છે; હું તેનું સ્પષ્ટપણે વિવરણ ન કરૂં અને તે દોષ દૂર કરવાનો રસ્તો ન બતાવું તો મારા આ કામનો કંઈ જ ઉપયોગ થવાનો નહીં. માટે રાષ્ટ્રની આર્થિક પરિસ્થિતિનું પરીક્ષણ હું આ પછીના પ્રકરણમાં કરવાનો છું.

## પ્રકરણ ૧૧ મું.

### મજુરવર્ગનો પ્રશ્ન.

૧

મજુર વર્ગની આ જ અત્યંત નિકૃષ્ટાવસ્થા છે. ખેતરોમાં અથવા કારખાનાંઓમાં કામ કરનારાઓમાંથી લગભગ ત્રણ ચતુર્થાંશ

લોકોને તો રોજ ઉદરનિર્વાહને માટે તરફડીયાં મારવાં પડે છે. રોજ દસ, બાર અને ક્યારેક ક્યારેક તો ચૌદ કલાક અવિશ્રાન્ત શ્રમ કરે ત્યારે તેમના પેટની વ્યવસ્થા થાય છે; વળી તેમને અહોરાત્ર એક જ જાતનું કામ કરવું પડવું હોવાથી તેમને તે સ્વાભાવિક રીતે જ કંટાળા ભરેલું લાગે છે. પોતાની પ્રગતિ કરવી એ મનુષ્યનું કર્તવ્ય છે, એમ તેમને કહેવું એ તેમની પ્રચ્છન્ન વિટંબના કરવા જેવું જ છે; મનુષ્યનું બૌધિક અને નૈતિક જીવન, મનુષ્યના રાજકીય હક્ક, શિક્ષણ અને સમાજની પરિસ્થિતિ વગેરે વિષયો ઉપર તેમની સાથે બોલવું એ તેમનો શુદ્ધ ઉપરોધ કરવા જેવું છે. પોતાની પ્રગતિ કરવાનો તેમને વખત નથી અને સાધનો પણ નથી. હમેશાં એક જ યંત્ર ઉપર કામ કરતા રહેવાથી તેઓ થાકી જાય છે અને મન મંદ થઇને એક પ્રકારનો કેફ ચડે છે; એવી મનઃસ્થિતિમાં કારખાનામાં કામ કરતી વખતે જ તેમના મનમાં મીલમાલેકો અને થાપણવાળાઓ પ્રત્યે એક પ્રકારનો ત્વેષ ઉત્પન્ન થાય છે; મજુર લોકો એ ત્વેષ કૃતિમાં ઉતારીને બતાવી શકતા નથી તેથી તે ત્વેષમાંથી કંઇ જ પરિણામ આવતું નથી; અને વળી ઘણી વખત તે ત્વેષને ન્યાયની મદદ પણ હોતી નથી. મજુર લોકોનો આખો જન્મારો જ દુઃખપૂર્ણ હોય છે; આજ પડેલું દુઃખ અને આવતી કાલની વિવંચના એક ક્ષણભર પણ ભૂલી જવાય એટલા માટે એ લોકો માદક પદાર્થોનું સેવન કરે છે—અને તેથી તેમનું મન ઉત્તેજીત થાય છે. તેમની રહેવાની જગ્યાને ઘર કહેવા કરતાં 'નિરૂપયોગી જણસો ભરી રાખવાની ઓરડી' કહેવી વધારે યોગ્ય થશે. સવારે ઉઠતાંવેંત જ પહેલાંની પેઠે જ કામની ગાડીએ જોડાઇ જવું એ જ તેમનો જીવનક્રમ !

મજુરોનાં આયુષ્યક્રમનું આ ચિત્ર અત્યંત ભયંકર છે અને આ સ્થિતિ બદલ્યા શિવાય ગત્યંતર નથી.

દરેક મનુષ્યમાં શારીક અને નૈતિક સામર્થ્ય હોય છે, અને મનુષ્ય તરિકે પ્રાણીમાત્રે એ શક્તિઓનો વિકાસ કરવો જ જોઇએ; પ્રાણીમાત્રે નાગરિક ધર્મને અનુસરીને જ વર્તવું જોઇએ, દરેક માણસને પ્રાથમિક શિક્ષણ અને થોડોક ફુરસદનો વખત મળવો જ જોઇએ, અને એવી વ્યવસ્થા થાય તેમ જ સમાજનું કલ્યાણ થાય એટલા માટે દરેક માણસે પોતાના નાગરિકત્વના હક્કનો ઉપયોગ કરવો જોઈએ.

મજુરોના કામના કલાક ઓછા કરવા જોઇએ અને તેમના પગારમાં વધારો થવો જોઇએ એ સ્પષ્ટ છે.

પ્રાણીમાત્રને . પરમેશ્વરે જન્મ આપ્યો માટે માનવજાતિમાં બંધુભાવ હોવો જોઇએ; અખિલ માનવજાતિનું એક વિરાટ ઘર આપણે ઉત્ક્રાન્ત કરવાનું છે; સ્વભાવ અને સામર્થ્યની ભિન્નતાથી અને જુદાં જુદાં કામ તરફ મનુષ્યની પ્રવૃત્તિ હોય છે તેથી આ વિશ્વગૃહના ઘટકો વચ્ચે વિષમતા હોવી સંભવનીય છે. પણ બધાએ આ એક મહા તત્ત્વમાન્ય કરવું જ જોઈએઃ—**સમાજની સગવડ માટે યથાશક્તિ કામ કરવાને કબૂલ થનારા માણસને, માનવી જીવનનાં બધાં અંગોનો વિકાસ થાય એટલો પગાર તે કામને માટે મળવો જ જોઇએ.**

આ આપણું ધ્યેય છે અને તે શક્ય તેટલું પૂર્ણપણે સાધ્ય થાય એટલા માટે કેટલાય સૈકાઓથી પ્રયત્ન થાય છે. જનતાની રાજકીય પ્રગતિ અને સામાજિક સુધારણા એક સાથે જ થતી રહેવી જોઇએ. એકાદી ક્રાન્તિ થઈ અને તેનાથી જો ગરીબ લોકોની સ્થિતિમાં

ફેર પડ્યો નહીં તો તે ક્રાન્તિને પક્ષદ્વેષ એ હીન નામ આપવું જોઇએ, એ યુદ્ધ ફક્ત સ્વાર્થ માટે અને સત્તાના લોભથી જ થયું, એમ જ સમજવું જોઇએ; એવાં યુદ્ધથી પરમેશ્વરના સંકેતનો ભંગ થાય છે, તેને સત્યની મદદ નથી હોતી, અને તેનાથી ફક્ત સમાજનો વિધ્વંસ થાય છે.

પણ આ ધ્યેય સાધ્ય કરવું કેટલા પ્રમાણમાં શક્ય છે ? સાધ્ય કેવી રીતે કરવું અને તેનાં સાધનો શાં છે ?

કેટલાક બીજા લોકોનું કહેવું છે કે મજુર લોકોએ પોતાની નીતિ સુધારવી જોઇએ. એ લોકોએ પેઢીઓ અને એવા જ પ્રકારની સંસ્થાઓ સ્થાપન કરી અને મજુરોને કહ્યું કે તમને મળનારો પગાર તમે અમારી પેઢીમાં મૂકો, થોડાક પૈસા તમારી પાસે સિલિક રાખો, દારુ પીશો નહીં અને એવા જ નીચ પ્રકારનાં કામ કરશો નહીં; એ દુર્ગુણોનો ત્યાગ કરો એટલે તમારે માથે બેઠેલી પનોતી આપોઆપ ઉતરશે. ઉપદેશક તરિકે આ શબ્દો મૂલ્યવાન છે. કારણ કે મજુર વર્ગની નૈતિક ઉન્નતિ જ તેમનું હૃદ્ગત છે અને એ ઉન્નતિ થયા શિવાય તેમની સ્થિતિ સુધારવાને કરેલા બીજા બધા પ્રયત્નો નિષ્ફળ ઠરશે. પણ નૈતિક ઉન્નતિથી એ લોકોની ગરીબાઇનો પ્રશ્ન માત્ર છૂટતો નથી, અને એ પ્રશ્ન છોડવવો એ સમાજનું કર્તવ્ય છે, એ પણ તે ઉપદેશકો ભૂલી જાય છે. બધા જ મજુરો પોતાના પગારમાંથી થોડાક પૈસા શિલ્લક રાખી મૂકી શકે એ અશક્ય બાબત છે. જેઓ થોડુંઘણું બચાવી શકે છે તેમને પોતાની વૃદ્ધાવસ્થા માટે બચાવવા જતાં આખો જન્મારો અર્ધભૂખ્યા રહેવું પડે છે. પણ મજુરોને તેમની વૃદ્ધાવસ્થામાં સુખના ચાર દિવસ આવે એટલો જ આર્થિક સુધારણાનો હેતુ નથી; તેમનાં મન અને શરીર જ્યારે

જુવાનજોધ હોય ત્યારે તેમનાં જીવનનો પૂર્ણ વિકાસ થાય તો જ રાષ્ટ્રની અને માનવજાતિની પ્રગતિને તેનો યથાયોગ્ય ઉપયોગ થવો શક્ય છે; અને તેથી તેઓ પોતાની બધી શક્તિઓને ઉછેરી શકે-જાળવણી કરી શકે—અને વિકસિત શક્તિઓનો ઉપયોગ થાય એ જ આર્થિક સુધારણાનો હેતુ છે. મજુરવર્ગની સ્થિતિ સુધરે એટલા માટે તેમના પગારમાં વધારો થવાની આવશ્યકતા છે અને ઉપર કહેલા પેઢીવાળા ઉપદેશકો તો તેનું નામ પણ દેતા નથી! જનતાના કલ્યાણ માટે મજુર લોકો પોતાનાં શરીર ઘસાવા દે છે, એટલું જ નહીં પણ સમાજ ઉપર એકાદું સંકટ આવે છે ત્યારે એ જ લોકો સમાજસંરક્ષણ માટે પોતાનું લોહી વહેવડાવવાને પણ તૈયાર હોય છે અને તેથી જ તેમના ભલા તરફ ધ્યાન આપવું એ સમાજનું કર્તવ્ય છે. એ ઉપદેશકોના વર્ગ શિવાય સમાજમાં એક બીજો વર્ગ હોય છે; એ વર્ગના લોકોના મનમાં મજુરો પ્રત્યે કોઇ જાતનો વેરભાવ હોય છે એમ નહીં, ફક્ત ગાંજેલા મજુરોનો આર્ત્ત સ્વર તેમના કાને પડ્યા છતાં તેમના અંતઃકરણને ધક્કો લાગતો નથી, એટલું જ! કાયદાનો ભંગ કરીને નવીન પ્રકારની વ્યવસ્થા સ્થાપન કરવા જેટલું સાહસ તેમનામાં હોતું નથી. એ લોકોનો સ્વાવલંબન ઉપર ખૂબ વિશ્વાસ; તેમને લાગે છે કે દરેક મનુષ્યને પોતાની કર્તૃત્વ શક્તિથી પોતાનું બંધવિમોચન કરતાં આવડવું જ જોઇએ. પ્રગતિ અને સંહતિ એ માનુષતાના વિશેષ ગુણો છે એ વાતનો તેઓ વિચાર જ કરતા નથી. અત્યારે ચાલુ છે તે માલ-ઉત્પાદનની રીત ઉત્કૃષ્ટ છે—તેમાં કોઇ પણ જાતના ફેરફાર કર્યા તો તેનાં પરિણામ અત્યંત અનિષ્ટ જ આવશે એવો તેમનો મત છે. તેઓ કહે છે, કે મનુષ્યે પોતાનો જ વિચાર કરવો, બીજાની

ભાંજગડોમાં નકામા પડવું નહીં. 'આપ મરે પીછે સબ દુનિયા ડૂબ ગઇ,' દરેક મનુષ્યને સ્વૈરપણે વર્તવા માટે સ્વાતંત્ર્ય હોવું જ જોઇએ– જો સમાજ એ સૂત્રો ગ્રહણ કરશે તો ધીમે ધીમે બધા વર્ગોમાં સ્વાસ્થ્ય અને સુખ ઉત્પન્ન થશે અને સમાજને સમતોલપણું પ્રાપ્ત થશે. વિશ્વપ્રેમનું નાટક કરનારા અર્થશાસ્ત્રજ્ઞોની ભાષામાં કહેવું એટલે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં માલની લાવ–જા કરવા માટે સમાજે વ્યક્તિને સ્વાતંત્ર્ય આપવું, આંતરરાષ્ટ્રીય વ્યાપારને સ્વાતંત્ર્ય હોવું જોઇએ. વ્યાપાર ઉપરની અને વિશેષતઃ કાચા માલ ઉપરની જકાત શક્ય તેટલી ઓછી કરવી; દળણવલણના રસ્તા વધારવા અને માલની પેદાશ વધે એટલા માટે યંત્રોનો ઘણા મોટા પ્રમાણમાં ઉપયોગ કરવો–સમાજ એના કરતાં વધારે કંઇ જ કરી શકે તેમ નથી. સમાજે આર્થિક ભાંજગડોમાં એના કરતાં વધારે વચ્ચે પડવું નહીં, તેનાં પરિણામો ઘાતક જ થતે એવો શાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય છે.

અને એ અભિપ્રાય ખરો હોય તો સમાજને થયેલો આ ગરીબાઇનો રોગ અસાધ્ય છે એમ જ કહેવું જોઇએ. મારા ભાઇઓ, પરમેશ્વર કરે ને મને એ મતો ક્યારેય પણ માન્ય ન થાય. એ મતો પ્રતિપાદન કરનારાઓના અંતઃકરણમાં આશા નથી, પરમેશ્વર નથી અને નીતિ પણ નથી; તમારાં દુઃખો તેમ જ આકાંક્ષાઓને હું એવો નિર્દય ઉત્તર ક્યારેય પણ આપી શકનારો નથી. ભવિષ્યકાળમાં મજુર લોકોને જે સ્થિતિ પ્રાપ્ત થવાની છે તેને વિષે તે અર્થશાસ્ત્રજ્ઞોએ જે પ્રકારનાં અનુમાનો કાઢ્યાં છે તેના કરતાં વધારે ઉજ્જવળ ભવિતવ્ય તમને પ્રાપ્ત થાય એવી યોજના પરમેશ્વરે જ કરી મૂકી છે.

અર્થશાસ્ત્રજ્ઞો સંપત્તિનો વધારો થાય એટલા માટે પ્રયત્નો

કરે છે; સંપત્તિના ભાગ વધારે સમતાથી પાડી શકાય તેને માટે તેમણે કંઇજ યોજના કરી નથી. ભૂતદયાથી પ્રેરિત થયેલા લોકો હંમેશાં પોકાર કરે છે કે મજુરોએ પોતાની નીતિ સુધારવી જોઇએ, પણ મજુરોની સાંપત્તિક સ્થિતિ કેવી રીતે સુધરે એના તરફ તો તેઓ ધ્યાનજ દેતા નથી; અને અર્થશાસ્ત્રજ્ઞો તરફ જોઇએ તો તેમનું ધ્યાન ઉત્પાદનમાં કેવી રીતે વધારો થાય એ વાતમાંજ હોય છે. મજુરવર્ગની નૈતિક ઉન્નતિના વિચાર તેમના મનમાં ક્યારેય આવતા નથી. પહેલા પ્રકારના લોકો મજુરોના મનુષ્યત્વ ઉપર ભાર દે છે; બીજા પ્રકારના તત્ત્વજ્ઞોને મનુષ્ય એ માણુસ છે એનું ભાનજ હોતું નથી. તેમને લાગે છે કે મજુર એટલે કામ કરવાનો સંચો! અર્થશાસ્ત્રનું એક તત્ત્વ છે કે ઉદ્યોગધંધા ઉપર જો એકેય પ્રકારનું બંધન ન હોય તોજ દેશની આર્થિક ઉન્નતિ થવી શકય છે. ઘણાય દેશોએ આ તત્ત્વનો સ્વીકાર કર્યો છે. તેથી દેશમાં પૈસા વધ્યા અને માલનું ઉત્પાદન પણુ ઝડપથી થવા લાગ્યું; પણુ અનેક શાસ્ત્રજ્ઞોએ પુરાવાસહિત સાબિત કરી બતાવ્યું છે કે દેશમાં ઉદ્યોગધંધા ગમે તેટલા વધે પણુ તેથી સમાજના બધા વર્ગોને વધારે સુખ પ્રાપ્ત થવુંજ જોઇએ એમ માત્ર ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. મજુર લોકોની છાતી ઉપર ચડી બેઠેલી ગરીબાઇ કંઇ નીચે ઉતરતી નથી. રાજકીય સ્વાતંત્ર્યથી સમાજના દરેક વર્ગને કેટલાક હક મળે છે; પણુ કેટલાક વર્ગ શિક્ષણુ, તક અને સમયના અભાવે તે હકોનો ઉપયોગજ કરી શકતા નથી; તેજ પ્રમાણે ઉદ્યોગધંધામાંનાં સ્પર્ધા-સ્વાતંત્ર્યનો પણુ મજુર વર્ગને ઉપયોગ થતો નથી. કારણુ કે તેઓ થોડાકેય પૈસા બચાવી શકતા ન હોવાથી ઉદ્યોગધંધાનો આરંભજ કરી શકતા નથી. વ્યાપારની સુકરતા અને સંપત્તિના ભાગ પાડવાનાં

ાં તેમજ વિનિમયની પદ્ધતિમાં સુધારો થાય તો મજુર
ા દલાલના જુલમમાંથી છુટે. માલ ઉત્પન્ન કરનારા મીલમાલેકો
તેજ માલ વાપરનારા ઘરાકોને એકત્ર કરવાનું કામ દલાલોને
હોય છે અને કારખાનામાંથી માલ જેટલી ઝડપથી નીકળે
તેટલી ઝડપથી દલાલોની સંખ્યા વધે છે, અને અલબત તેમનો
ખરો ભાર મજુરોનેજ ઉચકવો પડે છે. મજુરો દલાલોના
મમાંથી એક વખત છુટે તોપણ મીલમાલેકોની મડાગાંઠમાંથી
કવા પામતા નથી; કિંવા કામ કરનારા અને કામ કરવાનાં
નોનો સંયોગ થતો નથી. સંપત્તિના ભાગ સમપ્રમાણમાં પડાતા
, ઉત્પન્ન થયેલા માલના ભાગ ન્યાય પુરઃસર પડાતા નથી અને
ની માગણી કરનારાઓની સંખ્યા યોગ્ય પ્રમાણમાં વધતી નથી
સમાજના કલ્યાણ અર્થે સંપત્તિનો ઉપયોગ થતો નથી. ઘણું ખરૂં
માંના પૈસા થોડાકજ માણસોના હાથમાં રહે છે. અલબત્ સમાજના
ા વર્ગોમાં સંપત્તિનો પ્રસાર થતો નથી. નકામી અને એશ-
રામની ચીજો ઉત્પન્ન કરવામાં એ પૈસાનો ઉપયોગ કરવામાં
વે છે. પોતાને કેટલીક વિશેષ આવશ્યકતાઓ છે એમ મનુષ્ય
પના કરે છે અને પછી તે કાલ્પનિક જરૂરિયાતો પુરી પાડવા
ટે કારખાનાં કાઢવામાં તે પૈસાનો ઉપયોગ કરવામાં આવે છે.
નને આવશ્યક એવી વસ્તુઓ ઉત્પન્ન કરવામાં એ પૈસા વપરાતા
ીઃ તેનો ઉપયોગ ઘાતક અને અનીતિમય એવી સટ્ટાબાજી
વાના કામમાં થાય છે.

અત્યારે બધે ઠેકાણે પૈસાવાળા લોકો મજુર લોકો ઉપર સુલતાની
ા ચલાવી રહ્યા છે, અને આર્થિક યુગમાં એજ મોટો
છે. આર્થિક સમાજમાં પૈસાવાળા, કારખાનાંવાળાઓના અવ-

સ્થાપકો અને મજુરો એ ત્રણજ વર્ગો જણાય છે. જમીન, કારખાનું, રોકડ અને કાચા માલની સહાયતા વડેજ મજુર લોકો કામ કરી શકે છે અને એ બધાં સાધનો બીજામાલેકોનાં હોય છે. મજુર લોકોની યોગ્ય કામ ઉપર યોજના કરવી, તેમને શિસ્ત–વ્યવસ્થા–પ્રમાણે વર્તવાની ટેવ પાડવી, કાચા અને પાકા માલની લેવડ દેવડ કરવી વગેરે બુદ્ધિનાં કામો વ્યવસ્થાપક વર્ગના તાબામાં હોય છે. મજુર વર્ગને શારીરિક શ્રમનાં કામો હોય છે એ આખા કાર્યક્ષેત્રનો ધણી પહેલો વર્ગ હોય છે; મરજીમાં આવે ત્યારે મજુરો પાસે વધારે કિંવા ઓછું કામ કરાવે છે. તેમજ મજુરોએ કઈ દિશાએ કામ કરવું એ ઠરાવવાનું પણ તેમનાજ હાથમાં હોય છે. કારખાનાના નફામાંથી કેટલામો ભાગ મળવો જોઇએ એ ઘણુંખરું ઠરેલું જ હોય છે. વ્યવસ્થાપકોની પ્રાપ્તિ નિશ્ચિત હોય છે, તેમનાં બુદ્ધિબળ ઉપર અને કર્તૃત્વશક્તિ ઉપર અવલંબી રહેલી હોય છે; અને તેમાં પણ પરિસ્થિતિના અનુરોધે ફેરફાર થાય છે. એકાદા વિશેષ ધંધામાં થોડીઘણી સ્પર્ધા થવાનો સંભવ હોય છે તેમ જ તે જ ધંધામાં જુદાં જુદાં માણસો વધારે થાપણ રોકશે કિંવા પહેલાં રોકેલા પૈસા કાઢી લેશે એવો પણ સંભવ હોય છે. એ ફેરફારોને લીધે નફાના પ્રમાણનું અનુમાન પહેલેથી જ ઠરાવી શકાતું નથી અને તેનું પરિણામ તે ધંધામાંના લોકોની પ્રાપ્તિ ઉપર થાય છે. પણ મજુર લોકોનો પગાર તેમનું કામ પુરૂં થયા પહેલાં જ ઠરાવેલો હોય છે, અલબત્ ધંધામાં થનારા ઓછાવત્તા નફા સાથે તેમનો કંઇ સંબંધ નથી હોતો; મજુરોની માગણી અને તે પાર પાડવામાં પ્રમાણ ઉપર તેમનો પગાર ઠરે છે. બીજા શબ્દોમાં કહીએ તો મજુર લોકો અને થાપણના પ્રમાણ ઉપર મજુરોનો પગાર ઠરે છે. મજુર

ી સંખ્યાનો વધારો ઘણી ઝડપથી થાય છે અને થાપણનો
ા માત્ર તે પ્રમાણમાં થતો નથી; આ બે મુદ્દાઓથી સ્હેજે
ાન કરી શકાય છે કે મજુરોને મળનારી મજુરીનું પ્રમાણ
દિવસે ઉતરતું જ જાય છે. વખતના ઉપર કંઇ મજુરોની
ચાલતી નથી. મજુર લોકો પોતાની પરિસ્થિતિમાં ફેરફાર કરી
ેમ નથી, તેનાં ઘણાં કારણો છે. આર્થિક આપત્તિ, રાજકીય સંકટ,
ાનામાં મજુરો ઓછા જોઇએ અથવા માલનું ઉત્પાદન વધારે
ી થાય એવી એકાદી યાંત્રિક શોધ, ધંધામાંની તેજી મંદી,
ના અંધત્વથી એક જ પ્રકારના માલની માગણીનો પ્રમાણ ઉપર-
થયેલો સંયમ, જુદા જુદા પ્રદેશોમાં અથવા ધંધામાં મજુરોના
ામાં આવેલા વિક્રય-વિભાગ, વગેરે કારણોથી મજુરોની સ્થિતિ
ાત્તર વધારે ખરાબ થતી જાય છે.

આવા પ્રકારની પરિસ્થિતિ એ સમાજને પડેલા એક ભયંકર
નિદાન છે, લાગુ અને સમાજને તેનાથી મુક્ત કરવો જ જોઇએ.
ગ મટાડવા માટે શાસ્ત્રજ્ઞોએ સૂચવેલા ઉપાયો માત્ર તદ્દન
ેાગી છે.

અને આવું છે છતાંય મજુરોની સ્થિતિમાં પ્રગતિ થઈ
અને તે અનેક અડચણોને ઓળંગીને અખંડપણે થઈ રહી
ે આપણને ઇતિહાસમાં દેખાઈ આવે છે. એક સમયે તેઓ
મ હતા. પછી તેઓ ગિરમિટીયા મજુરો થયા અને અત્યારે
ર મેળવનારા મજુરો થયા છે. ગુલામગિરીની એ અવસ્થામાંથી
છુટયા છે. તેમણે પોતાનો છુટકો પોતાને હાથે કરી લીધો છે,
છી આ પગારના બંધનમાંજ તેમણે શામાટે ભરાઈ રહેવું?
ત્રપણે કામ ધંધો કરીને તેમણે પોતાના શ્રમથી ઉત્પન્ન થયેલા

પદાર્થની પૂરી કિંમત શામાટે ન લેવી જોઇએ? મજુરો પોતાના પ્રયત્નોથી અને પૂર્ણ અહિંસાના અત્યંત ઉદાત્ત તત્વથી એવી ક્રાન્તિ કરવાને શક્તિમાન છે. એ કામમાં તેમની સાથે સહકાર કરવો એ સમાજનું કર્તવ્ય છે. એ ક્રાન્તિથી શ્રમને માનવી ઐક્યભાવનો આર્થિક પાયો અને વૈયક્તિક પરિશ્રમથી ઉત્પન્ન થનારી વસ્તુઓને વૈયક્તિક માલમત્તાનો પાયો માનવામાં આવશે; એ ક્રાન્તિથી સમાજ-ના જુદા જુદા વર્ગો વચ્ચેનો ઉચ્ચનીચ ભાવ નષ્ટ થશે, પૈસાવાળા અને મજુર એ એમાંથી કોઈ એક બીજા ઉપર જુલમ નહીં ગુજારી શકે, અને માલની માગણી અને તે પુરી પાડવાના કાર્યમાં સમતોલ-પણું થઇને રાષ્ટ્રમાતાનાં બધાં બાળકો વચ્ચે ઐક્યભાવ ઉત્પન્ન થશે.

૨

મજુરવર્ગ તરફ સમાજનાં કર્તવ્ય શાં છે એ મેં ઉપર સ્થૂલ પ્રમાણમાં બતાવ્યું જ છે. એવા કર્તવ્ય પ્રત્યે જનતામાં જાગૃતિ ઉત્પન્ન થાય છે; એ જાગૃતિનું શ્રેય મોટે ભાગે લોકસત્તાવાદીઓના તત્ત્વપ્રસારને જ ઘટે છે. જનતમાં થનારી ભાવી ક્રાન્તિની પૂર્વ તૈયારી થઇ છે; જનતાના હિતચિંતકોએ ગયાં ત્રીશ વરસોમાં એક નવી વિચાર પદ્ધતિ ઉત્ક્રાન્ત કરી છે. તેનું નામ સમાજ સત્તાવાદ–Socialism. સમાજસત્તાવાદના આદ્ય પ્રવર્તકો પદ્ધતસરપણાના એટલા બધા ભક્ત હતા કે તે ભક્તિ એક ગુન્હો જ ગણાય. વળી તેઓ ઘણા અભિમાની પણ હતા. એનું પરિણામ એ આવ્યું કે, એ વિચાર-પદ્ધતમાં કેટલાંક તત્ત્વોની અતિશયોક્તિ કરવામાં આવી. સમાજના કેટલાક વર્ગોએ પહેલેથી જ મેળવેલી સંપત્તિનો વિધ્વંસ થાય એવાં અને આર્થિક દૃષ્ટિએ અવ્યવહારૂ એવાં તત્ત્વો તેમાં દાખલ કર-વામાં આવ્યાં. સાહજીક રીતે જ મધ્યમ સ્થિતિના લોકો એ તત્ત્વોથી

રાયા. નાગરિકોના નિરનિરાળા વર્ગના મનમાં એક બીજા પ્રત્યે
વિશ્વાસ ઉત્પન્ન થયો. સમાજસુધારણાનો પ્રશ્ન પાછળ પડયો અને
સત્તાવાદીઓમાં ફૂટ પડી. અવિશ્વાસ, અસ્વસ્થતા અને માંહો-
માંહે ફૂટને લીધે લોકસત્તાની હીલચાલ દાબી દેવાનું કામ માત્ર
સહેલું થયું. ફ્રાન્સમાં તો એ હીલચાલ હા હા કહેતામાં નામશેષ થઈ.

સમાજસત્તાવાદના અનેક પંથ છે; સાયમનનો પંથ, ફુરિએર-
સાંપ્રદાય, કૉમ્યુનિઝમ વગેરે પંથોનું પરીક્ષણ કરવું શક્ય નથી.
બધા સાંપ્રદાયોનો પાયો અત્યંત ઉદાત્ત એવાં તત્ત્વો ઉપર
રચેલો છે, અને પ્રગતિ ઉપર જેમની નિષ્ઠા છે તે બધા લોકોને
માન્ય છે; પણ તે તત્ત્વોને વ્યાવહારિક સ્વરૂપ લેવા માટે એ પંથના
નેતાઓએ જે જુલમી ઉપાયો યોજ્યા, તેને લીધે તે જ તત્ત્વોનો
નાશ થયો. એ લોકો કહે છે કે જનતા જો આ માર્ગનો પુરસ્કાર
કરશે તો દરેક મનુષ્યનું ભવિતવ્ય ઉજ્વલ થશે. આ મધુરી આશાથી
ભોળવાશો નહીં. તમે એ માર્ગનું અવલંબન કરશો તો તમારા
વિમોચનનો કાળ માત્ર વધારે દૂર જશે. એ લોકોને હાથે જે
પરિણામ થયા તે સ્પષ્ટપણે બતાવવાની અત્યંત આવશ્યકતા છે. એ
પંથના અનુયાયીઓને પરિસ્થિતિને લીધે સત્તા પ્રાપ્ત થઈ ત્યારે તેમણે
પોતાનાં તત્ત્વોને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો જરાકેય પ્રયત્ન કર્યો
નથી; આટલી જ બાબત તેમની એકનિષ્ઠા વિષે આપણા મનમાં
સંશય ઉત્પન્ન કરવાને બસ છે. પોતાના લેખોમાં તેમણે બેધડકપણે
મોટાં મોટાં તત્ત્વો ઘુસાડી દીધાં, પણ તેને પ્રત્યક્ષ વ્યવહારમાં મુકવાનો
વખત આવ્યો ત્યારે પાછા હઠયા.

અત્યાર સુધી મેં જે તત્ત્વોનું વિવેચન કર્યું છે અને મનુષ્યત્વને
વિશેષ ગુણો હોય છે એમ બતાવ્યું છે, તે તત્ત્વો અને તે ગુણ

તમારી સામે રાખીને તમે આ વિચારપદ્ધતિનું પરીક્ષણ કરો. એટલે તમને દેખાઇ આવશે કે માનવજાતિમાં પ્રગતિ જે નિયમના આધારે થાય છે તેનો ભંગ અને મનુષ્યના બધા વિશિષ્ટ ગુણોનો લોપ થાય એવા પ્રકારની એ વિચારપદ્ધતિઓ છે.

પ્રગતિ ક્રમેક્રમે જ સાધ્ય થાય છે; માનવજાતિની પ્રગતિ થાય એવી વ્યવસ્થા પરમેશ્વરે જ કરી છે. કોઈપણ માનવી શક્તિથી તેનો ભંગ થવો અશક્ય છે. વિકાસને લીધે અને પરિસ્થિતિના અનુરોધથી મનુષ્યનો મૂળ સ્વભાવ સદોદિત પરિવર્તન પામે છે તેથી પ્રગતિ પ્રકટ થાય છે. સાર્વજનિક જીવનમાં કેટલાંક અંગ એવાં હોય છે કે તેમને મનુષ્યના મૂળ સ્વભાવનો આધાર નથી હોતો, ફક્ત રૂઢીથી જ તેમનું પરિપોષણ થયેલું હોય છે. વિશિષ્ટ કાળ અને સ્થાનની મર્યાદા બહાર તેજ પ્રકારના લોકાચાર સમાજમાં દેખાઇ આવતા નથી; તેથી રૂઢ થયેલા લોકાચારને મનુષ્યનાં મૂલતત્ત્વો કહી શકાતા નથી. પણ આ બાબતો ભૂલી જઇને જુદા જુદા વખતના અને અનેક દેશના લોકોએ મનુષ્યનાં મૂલતત્ત્વો વિષે ખોટી કલ્પનાઓ કરી લીધી; એનું કારણ એટલું જ કે તેમનાં મન પૂર્વગ્રહથી દૂષિત હતાં. એ તત્ત્વો કયાં છે એનો નિર્ણય કયા નિયમાંનુસાર લાગવો શક્ય છે તે મેં પહેલાં કહ્યું છે. મનુષ્યની અંતઃસ્ફૂર્તિનો શબ્દ અને [illegible]તિહાસમાં પ્રકટ થનારો કાળ અને સ્થળથી અબાધિત એવો માનવ[illegible]નો શબ્દ—આજ સાધનોથી, એ રૂઢીના આધારે મનુષ્ય વિષે [illegible]પનાઓનું ખરાખોટાપણું ઠરાવવાનું છે. એ સાધનોના અનુ[illegible], સારભૂત એવા ઘટક કયા છે એનો નિર્ણય થયા પછી, વિશિષ્ટ પરિસ્થિતિ પ્રમાણે આપણે તેમને વિશેષ પ્રકારનું વલણ [illegible] તેમનો વિકાસ તો સદૈવ જ કરતા રહેવું જોઇએ. [illegible] નથી.

માનવી જીવનના મૂળ ઘટકોમાંથી ધર્મ, સ્વાતંત્ર્ય અને ંઘટના એટલાનું જ વિવેચન અત્યાર સુધી થયું છે. સંપત્તિ પણ ેક ઘટક છે. માટે હવે તે વિશે કંઇક વિચારીએ.

જગતમાં મનુષ્ય અસ્તિત્વ માટે જ તરફડીયાં મારે છે. પોતાના ્સ્તિત્વ માટે તેને જે જે આવશ્યકતાઓ જણાય છે તે બધીને સંપત્તિ ે સંજ્ઞાથી ઓળખવામાં આવે છે; માટે સંપત્તિ તત્ત્વનું ઉગમસ્થાન ાનુષ્યમાં છે. ધર્મ, શાસ્ત્ર અને સ્વાતંત્ર્યની સહાયતાથી મનુષ્ય ગતની નીતિ અને બુદ્ધિને વલણ દઇ શકે છે, તેમની સુધારણા રી શકે છે અને તેમના ઉપર સત્તા ચલાવી શકે છે. જગતનાં ાહ્ય શરીર પર સુદ્ધાં આજ ક્રમે થવાં જોઇએ અને તેનું સાધન રિશ્રમ–Material Labour– છે. જગતનાં બાહ્યાંગના પરિ- ર્તનનું, સુધારણાનું અને નિયમનનું કાર્ય યશસ્વી થવાનું છે એ ાણવાની નિશાની સંપત્તિ છે. પોતાના ઉદ્યોગથી મનુષ્ય દુનિયા- ાંની વસ્તુઓને વિશેષ પ્રકારનું સ્વરૂપ દે છે, તેની ઉપયુક્તતા ધારે છે અને નૈસર્ગિક શક્તિના સામર્થ્યમાં વધારો કરે છે. લમત્ સંપત્તિ એ મનુષ્યના પરિશ્રમોનું દૃશ્ય સ્વરૂપ છે.

તેથી સંપત્તિ એ એક અવિનાશી તત્ત્વ છે. માનવજાતિના વનની બધી અવસ્થાઓમાં સંપત્તિ કોઈને કોઈ રૂપે પોતાનું અસ્તિત્વ ર્શિત કરે છે. તેમજ તે બધી અવસ્થાઓમાં વૈયક્તિક સંપત્તિનું રક્ષણ જનતાને હાથે થયું છે એમ પણ જણાય છે. મૂલતત્ત્વની ષ્ટિએ સંપત્તિ અવિનાશી છે; પણ તે જે સ્વરૂપમાં નજરે પડે છે સ્વરૂપ બદલવું શક્ય છે. માનવી જીવનનાં બધાં અંગોનાં બાહ્ય ારૂપો માનવજાતિની પ્રગતિ સાથે જ ઉત્ક્રાન્ત થાય છે. આજ ંપત્તિ એક વિશિષ્ટ સ્વરૂપમાં દેખાય છે તેથી તે સ્વરૂપ જ અવિનાશી

છે, એવો આગ્રહ ધરવો અને સંપત્તિની વ્યવસ્થા બીજા પ્રકારે થાય એ હેતુથી થતા બધા પ્રયત્નોનો વિરોધ કરવો એટલે માનવ જાતિની જે પ્રગતિ થાય છે તેને નાકબૂલ કરવા જેવું છે. દરેક સદીમાં સંપત્તિવિશેની કલ્પના પરિવર્તન પામે છે, એ ઇતિહાસ ઉપરથી સ્હેજે દેખાઇ આવે છે. એક વિશિષ્ટ સૈકામાં સંપત્તિના ભાગ પાડવાની રીત અત્યંત અન્યાયી હતી તેથી સમાજઘટનામાં સંપત્તિ જ ન જોઇએ એવો આગ્રહ ધરનારાઓને, સંપત્તિ એ મનુષ્યનું એક અંગ છે તેની સમજણ પડેલી નથી હોતી. એ લોકોના મત પ્રમાણે સમાજની સંઘટના કરવામાં આવશે તો સમાજનું જીવન જ નષ્ટ થશે અને પ્રગતિના માર્ગમાં એક નવી અડચણ ઉત્પન્ન કર્યાનું શ્રેય માત્ર તેમને મળશે.

સંપત્તિના ભાગ પાડવાની અત્યારની રીતમાં અત્યંત અવ્યવસ્થા નજરે પડે છે. કારણ કે સંપત્તિનું અત્યારનું સ્વરૂપ જુલમના પાયા ઉપર સ્થાપન થયેલું છે; કારણ કે ઇતિહાસના આરંભમાં કેટલાક લોકોએ બીજા ઉપર સ્વારી કરીને તેમની જમીન અને સંપત્તિ ખૂંચવી લીધી એ પરધન ઉપર અલબત્ તેમનો કશોય હક્ક નહોતો; કારણ કે મીલમાલેક અને મજૂરોના સહકાર્યથી સંપત્તિનું ઉત્પાદન થાય છે, પણ ભાગમાં તેમને પોતાના પરિશ્રમના પ્રમાણમાં સંપત્તિનો ભાગ પુરતો મળતો નથી. કારણ કે સંપત્તિથી જ મનુષ્યને રાજકીય હક્ક મળે છે અને રાષ્ટ્રના કાયદાની ઘટના કરવામાં ભાગ લઇ શકાય છે. ગરીબ મજુર લોકોને એ હક્ક મળતા નથી તેથી રાજકારણ થોડાક-ધનવાન લોકોના હાથમાં જાય છે, અને બહુજન સમાજ તેમાં પ્રવેશ કરી શકતો નથી; કેમકે અત્યારની કર વસુલ કરવાની રીત અન્યાયી છે, તેને લીધે પૈસાવાળાઓને જ વિશેષ હક્ક પ્રાપ્ત થાય છે, અને તેથી ગરીબ લોકો ઉપર જુલમ ગુજરે છે. તેઓ પોતાની

આવકમાંથી કંઇજ બચાવી શકતા નથી. સંપત્તિના સ્વરૂપમાં દેખાઈ આવતા આ દોષ દૂર કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ; પણ સંપત્તિનું એકદમ ઉચ્ચારણ કરવાથી મનુષ્યનો ઉત્સાહ નષ્ટ થશે, અને ફળ મેળવવા માટે ઝાડને જ તોડવા જેવું જંગલીપણાનું એ કાર્ય ગણાશે.

દુનિયામાંની ઘણીખરી સંપત્તિ આજ બહુ થોડા લોકોના હાથમાં છે, માટે સંપત્તિ એ સંસ્થા જ નષ્ટ કરવાને કંઇ કારણ નથી. ધનસંપાદનનો માર્ગ બધાયને માટે ખૂલ્લો થાય એટલોજ પ્રશ્ન છે.

એટલા માટે આપણે સંપત્તિના મૂળ સ્વરૂપ તરફ વળવું જોઇએ અને ફક્ત શ્રમથી જ સંપત્તિનું ઉત્પાદન થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ. પૈસાવાળા અને મજુરોને સંપત્તિનો યોગ્ય ભાગ મળે એવા પ્રકારની સમાજઘટના આપણે નિર્માણ કરવી જોઈએ.

તેમજ કર વસૂલ કરવાની રીત બદલવી જોઈએ. જેમની આવક-પ્રાપ્તિ બહુ થોડી છે તેમને કર માફ હોવા જોઇએ, એટલે ગરીબ લોકો સુદ્ધાં ધીમે ધીમે થોડા પૈસા બચાવીને સંપત્તિ પ્રાપ્ત કરી શકશે. શ્રીમંત લોકોના વિશેષ હક્ક એકદમ નષ્ટ કરવામાં આવવા જોઇએ અને કાયદાની ઘટના કરવામાં બધા લોકો ભાગ લઇ શકે એવી સર્વ સામાન્ય વ્યવસ્થા થવી જોઈએ.

એમ થવું શક્ય છે અને એ સર્વસ્વી ન્યાય્ય પણ છે. એ હક્ક પ્રાપ્ત થાય એટલા માટે લોકમત તૈયાર કરવો જોઇએ અને તેને સંઘટિત સ્વરૂપ આપવું જોઇએ. એ હક્ક મેળવવાનો દૃઢ નિશ્ચય થયા પછી જનતાને તે મળવા જ જોઇએ. સંપત્તિ નષ્ટ કરવી અશક્ય છે. જેમણે ઉદ્યોગના જોરે ઉપર સંપત્તિ સંપાદન કરી છે તેમની પાસેથી તે ખૂંચવી લેવી એ અન્યાય છે. તેથી લોકોનું કલ્યાણ થવું તો દૂર જ રહ્યું પણ બધાયનું અકલ્યાણ માત્ર થશે.

## ૩

ઘણાખરા સમાજસત્તાવાદીઓનો મત છે કે મનુષ્યની ખાનગી માલમત્તા ઉપરનો હક્ક નષ્ટ કરવો. કેટલાકના મત તો વળી એના કરતાંય આગળ ગયા છે. જનતાની ધાર્મિક સમજણો ખોટી હોય છે. કેટલીક જાતો ઉચ્ચ પ્રતિની છે એવી ગેરસમજુતો જનતામાં નજરે પડે છે, કેટલાક વિશિષ્ટ વંશોને જ માન અપાતું દેખાઇ આવે છે; તેથી ધર્મ, રાજ્યવ્યવસ્થા અને રાષ્ટ્ર એ સંસ્થાઓજ નષ્ટ કરવી જોઇએ એમ તે લોકોનું કહેવું છે. નાનાં છોકરાઓમાં કિંવા જંગલી લોકોમાંજ એવી વિચારસરણી હોવી સંભવે છે. હવા બગડે છે ને તેથી અનેક જાતના રોગ ઉત્પન્ન થાય છે માટે હવા જ નષ્ટ કરવી જોઇએ એવો આગ્રહ કરવા જેવી જ આ મૂર્ખતા નથી કે ?

સ્વાતંત્ર્યના નામ નીચે અરાજકતા ઉત્પન્ન કરવી અને સમાજ ઘટનાનો નાશ કરીને વ્યક્તિસ્વાતંત્ર્ય અને વૈયક્તિક હક્કોજ માન્ય કરાવવાનો એ લોકોનો હેતુ છે; અને તેથી જ તેમના તે ખોટા મતોનું ખંડન કરવાની જરૂર નથી. પ્રગતિ, માનવી કર્તવ્યો, બંધુભાવ અને રાષ્ટ્રરાષ્ટ્રોની સંઘટના, આ બધાં તત્ત્વો આપણને પૂજ્ય લાગે છે, આ તત્ત્વો અમાન્ય કરનારાઓનો વિરોધ કરવો એજ મારૂં કામ છે. મનુષ્યનો ખાનગી મીલકત ઉપરનો હક્ક નષ્ટ કરવો અને બધી સંપત્તિ સમાજના તાબામાં આણવી એવી માગણી કરનારા લોકો પોતાનાં તત્ત્વોનું પ્રતિપાદન કરતી વખતે, મનુષ્યને ભૂલી જાય છે, સ્વાતંત્ર્ય અમાન્ય કરે છે, પ્રગતિનો વિરોધ કરે છે અને સમાજનું જીવન નષ્ટ કરે છે. પહેલા પક્ષના લોકો મનુષ્યને પ્રાધાન્ય દે છે તો બીજા પક્ષના લોકો સમાજઘટનાને પ્રાધાન્ય દે છે.

જનસત્તાવાદ-Communion-નાં મૂલતત્ત્વો નીચે પ્રમાણે છેઃ-જમીન, છાપખાં, કારખાનાં વગેરે. સંપત્તિનાં ઉત્પાદનનાં બધાં સાધનો રાષ્ટ્રીય માલિકીનાં હોવાં જોઇએ; રાષ્ટ્રે દરેક મનુષ્યને કામ નીમી આપવું. મજુરોને કેટલો પગાર આપવો એ વિષે મતભેદ છે. કોઇ કહે છે કે દરેકને એકસરખો મળવો જોઇએ, કેટલાકના મત પ્રમાણે મજુરોને તેમની જરૂરિયાતના પ્રમાણમાં પગાર મળવો જોઇએ. જો કદાચિત્ સમાજે એવા પ્રકારની ઘટના માન્ય કરી તો તે સમાજના ઘટકોનું મનુષ્યત્વ નષ્ટ થશે. મનુષ્ય એટલે સંપત્તિ ઉત્પન્ન કરવાનો સંચો એ કલ્પના ઉપર સમાજ બંધાશે. અલબત્, એવા સમાજમાંના મનુષ્યમાં સ્વાતંત્ર્ય, ઉદાત્તપણું અને વિવેકબુદ્ધિ હોવી શક્ય નથી. એવી સમાજવ્યવસ્થાથી મનુષ્યની શારીરિક જરૂરિયાતો પુરી પડાશે; પણ તેના નૈતિક અને બૌધિક જીવનનો નાશ થશે, અને તે સાથે જ તેનામાં ઉત્સાહ નહીં રહે; પોતાને ગમતું કામ કરતી વખતે થનારો સંતોષ તેમને નહીં થાય; તેમનું સંઘટના-સ્વાતંત્ર્ય નષ્ટ થશે અને તેમના હાથે જેટલું કામ થવું જોઈએ તેટલું કામ પણ નહીં થાય. પોતાની મીલકતથી મનુષ્યને જે સમાધાન થાય છે તે તેને થશે નહીં અને તેની પ્રગમનશીલતા નાશ પામશે.

પણ જનસત્તાવાદીઓનો તો એવો જ મત છે કે તેમની સમાજઘટનામાં જ સમતા શક્ય છે.

દરેકને એકસરખું કામ આપવું શક્ય છે કે ? નથી. કામ અનેક પ્રકારનાં છે તેથી ફક્ત કલાકના હિસાબ પ્રમાણે મનુષ્યે કેટલું કામ કર્યું તે માપી શકાતું નથી. વિશિષ્ટ પ્રકારનું કામ કરતી વખતે તેને કેટલો ત્રાસ થાય છે, તેથી તેને કેટલો થાક લાગે છે, અને તેના કામથી સમાજને કેટલો ફાયદો થાય છે, એ બધા મુદ્દા તેના

કામની કિંમત ઠરાવતી વખતે ધ્યાનમાં રાખવા પડે છે. કોલસ ખાણમાં એક કલાક કામ કરવું, એકાદા ખાબોચિયામાંથી ક કાઢવાનું કામ એક કલાક કરવું અને એક કલાક સુધી કાંતવું; કામો એકજ દર્જાનાં છે એમ કહી શકાશે કે? આ પ્રશ્નનો ઉ આપવાનો એક પ્રયત્ન કરવામાં આવ્યો છે:–સમાજને ઉપયુક્ત કે કેટલાક ધંધા ચૂંટી કાઢવા અને એવાં જુદાં જુદાં કારખાનાંએ દરેકે કેટલાક કલાક સુધી કામ કરવું. પણ આ ઉપાય અજમાવવ આવશે તો સંપત્તિનું ઉત્પાદન યોગ્ય પ્રમાણમાં થશે નહીં, તેથી નિરૂપયોગી છે. મનુષ્યોની શક્તિ, બુદ્ધિ અને પ્રવૃત્તિ નોખી ને હોય છે, એ ભિન્નતા તે ઉપાયોવડે મટવી શક્ય નથી. જે કામ એ ગમે છે અને તેથી સહેલું લાગે છે તેજ કામ બીજાને અઘરૂં લાગે

ઉત્પન્ન થયેલા પદાર્થોના ભાગ પાડવામાં સમતા રા શકય છે કે? નથી. પ્રકૃતિની વિશિષ્ટતાને લીધે દરેક મનુષ્યની જ યાતો ભિન્નભિન્ન હોય છે તેથી બધા પદાર્થોના તદ્દન સમપ્રમા ભાગ પાડવા એ શુદ્ધ અન્યાય છે; દરેકની જરૂરિયાત પ્રમાણે દ જુદા જુદા પદાર્થો વહેંચી આપવામાં તત્ત્વનો ભંગ થાય છે; ઉત્પન્ન કરેલી સંપત્તિ ઉપર મનુષ્યનો હક્ક છે. આ પદ્ધતિથી હક્કને બાધ આવે છે.

દરેકની જરૂરિયાત શી છે તે કોણે ઠરાવવું? રાષ્ટ્રે કે?

મારા બાન્ધવો, તમારે કયા પ્રકારનું કામ કરવું, કામ કર તમારી શક્તિ કેટલી છે અને તમારી જરૂરિયાતો કેટલી છે, બીજાએ ઠરાવવું અને તમે તે માન્ય કરો એ તમને કબૂલ છે વિશેષ પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરવાનું જેમણે પોતાના જ હા રાખ્યું છે એવા લોકો તમારા દેહ ઉપર પોતાની સત્તા ચલાવે તમને કબૂલ છે કે? એ ગુલામગિરી જ નહીં કે! રાષ્ટ્રનાં

જેમના હાથમાં જશે તેમના હાથમાં કેટલી મોટી સત્તા આવશે એનો વિચાર કરો. એ સત્તાનો દુરૂપયોગ કરીને તેઓ પોતાનો સ્વાર્થ ન સાધે એ શક્ય પણ છે કે? અને એમ થાય તો પહેલાંની પેઠે જ જુલમનું સામ્રાજ્ય નહીં પથરાય કે?

નહીં; જનસત્તાથી મજુરોને સમતાનો લાભ મળવો શક્ય નથી; મનુષ્યને ઉદરનિર્વાહની કાળજી ન હોય એટલે તે મનઃપૂર્વક કામ કરવાની ભાંજગડમાં પડતો નથી; માટે જનસત્તામાં સંપત્તિનું ઉત્પાદન વધતા પ્રમાણમાં થવું શક્ય નથી, અને તેમ થવાની–ઉત્પાદન વધવાની–તો અત્યારે અત્યંત આવશ્યકતા છે!* જનસત્તામાં યંત્રકલામાં નવી નવી શોધો કરવાની પ્રબળ ઇચ્છા કોઇપણ મનુષ્યને થવી શક્ય નથી. બધોય કારભાર અશિક્ષિત સમુદાયના હાથમાં રહેવાથી જનતાની પ્રગતિ નહીં થાય. અને એ બધું શામાટે? તો કે મજુરો ભૂખે ન મરે એટલા માટે! જનસત્તાની સ્થાપનાથી સમાજ-ઘટનાનો વિધ્વંસ થાય છે, સંપત્તિનું ઉત્પાદન યોગ્ય પ્રમાણમાં થતું નથી, મનુષ્યનું સ્વાતંત્ર્ય નષ્ટ થાય છે અને એ જુલમની સંઘટનામાં દરેક મનુષ્ય જકડાઇ જાય છે; આમ હોવા છતાં પણ મજુરો ભૂખે ન મરે એટલા માટે જનસત્તા જ સ્થાપવામાં આવવી જોઇએ, એવો દુરાગ્રહ તમારા મનમાં ઉત્પન્ન થશે કે? બીજા માર્ગોવડે એ સાધ્ય થતું શક્ય નથી કે?

* કલ્પના કરો કે એક લાખ મજુરોનો સંઘ છે. એ મજુરોમાંથી એક જ માણસે વધારે કામ કરીને એક જ વરસમાં સો રૂપીયાની કિંમતનો માલ વધારે ઉત્પન્ન કર્યો. જનસત્તાની પદ્ધતિ પ્રમાણે એ મહેનતના બદલામાં તે વરસે તેને રૂ પૈ વધારે મળશે. આવી પરિસ્થિતિમાં આપણે વધારે કામ કરવું એવી ઇચ્છા ઉત્પન્ન થવી શક્ય છે કે?

૪

સામાજીક જીવનનાં કેટલાંક જગત્માન્ય તત્ત્વોના પાયા ઉપ
સમાજઘટના સ્થાપન થઇ છે; તે તત્ત્વો હવે ઉત્ક્રાન્ત થતાં જાય
તેથી તે એકદમ બદલી શકાય તેમ નથી. એકાદા સમાજે વિશિ
પ્રકારની ઘટના નિર્માણ કરી તો તે ઘટનાનાં મૂલતત્ત્વો સામાજ
જીવનમાં પૂર્ણપણે ઉતરતાં ઘણો સમય લાગતો હોવાથી સમાજમ
અત્યારે નજરે પડતો અન્યાય એકાએક દૂર થવો શકય નથ
માનવજાતિ માટે નવીન સંઘટના કરવી એ આપણું કામ ન હો
તેની પરંપરા કાયમ રાખવી એટલું જ આપણું કામ છે. માનવી
જીવનના ઘટકોની સુવ્યવસ્થા કરવી શક્ય છે અને એજ આપણ
કામ છે; પણ માનવીજીવનનાં મૂલતત્ત્વો તદ્દન નષ્ટ કરવાનું કાર
માત્ર અશક્ય છે, અને તે માટે થનારા પ્રયત્નોની સાથે સમાજ કો
દિવસ સહકાર નહીં કરે. તેથી નવા પ્રકારની સમાજઘટના માં
કલ્પના કરવામાં વખત ગાળ્યો એટલે નકામો વખત ગુમાવવા જે
છે. સમાજની સંપત્તિ વધે એવી વ્યવસ્થા કર્યા શિવાય જનત
મજુરોની મજુરી વધારી શકે તેમ નથી. મજુરી વધી એટલે માલ
ઉત્પન્ન કરવા માટે થનારૂં ખર્ચ પણ વધે છે—અલબત્ માલની
કિંમત વધે છે, તેથી માલની માગણી ઓછી થાય છે; તેનું પ્રત્યક્ષ
પરિણામ એ કે કારખાનામાં મજુરોની સંખ્યા ઓછી કરવી પડે છે

સ્વાતંત્ર્યથી જ મજુરીને પવિત્રતા પ્રાપ્ત થાય છે, અને
મનુષ્યને વધારે શ્રમ કરવાનો ઉત્સાહ વધે છે. સ્વાતંત્ર્ય નષ્ટ કર્યાથ
સમાજના બધા વર્ગોને સુખ થવું શકય નથી; પૈસાવાળાઓ મજુરો
ને દુઃખ દે છે માટે સંપત્તિનાં ઉત્પાદનનાં સાધનો ઓછાં કરવાથ
પણ સમાજનું હિત થવું શક્ય નથી. મજુરોની અત્યારની અવસ્થ

માટે એક જ ઉપાય છે અને તે ઉપાય એટલે માલ નિપજાવનારા મજુરો અને કારખાનાં માટે લાગનારી થાપણ એકજ સંઘના તાબામાં હોય, એ છે.

ઉપર કહેલો ઉપાય સમાજે માન્ય કર્યા પછી મજુરોને કાયમ માટે દારિદ્ર્યમાં રાખનારી પરિસ્થિતિ જ નષ્ટ થશે. એવા સમાજમાં દરેક માણસ પોતાના પરિશ્રમવડે કેટલોક માલ ઉત્પન્ન કરશે અને ફક્ત પોતાને માટે જ માલ વેચાતો લેશે. જ્યાં એકાદો પદાર્થ ઉત્પન્ન થાય છે એવા કારખાનાનો માલિક અને તેજ પદાર્થ વેચાતો લેનારા માણસ વચ્ચે અત્યારે અનેક દલાલ દેખાઈ આવે છે. તેમનો નિર્વાહ વેપાર ઉપર જ ચાલતો હોવાથી તેઓ માલના વેચાણમાં સારો નફો મેળવે છે તેથી કારખાનાવાળાને પડેલી કિંમતથી આશરે દોઢી કિંમત ધરાકને બજારમાં બેસે છે. સંપત્તિના ઉત્પાદનની વ્યવસ્થા ઉપર કહેલાં તત્ત્વ પ્રમાણે થવાથી એ નફો જનતાને મળશે કિંવા મજુરોને મળશે. માલ નિપજાવવામાં એ થાપણવાળાઓ-પૈસાવાળાઓ-પ્રત્યક્ષપણે કંઈ જ ભાગ લેતા નથી, છતાં ઉત્પન્ન થયેલો માલ તેમનો જ ગણાય છે; માટે થાપણવાળાઓની મડાગાંઠમાંથી છુટવા ઉપર જ તમારૂં સ્વાતંત્ર્ય અવલંબી રહેલું છે. તમારી ઐહિક અને નૈતિક ઉન્નતિ થાય એટલી જ મારી ઇચ્છા છે. જ્યાં મજુર અને થાપણવાળાઓનું એકીકરણ થયેલું હોય છે અને જ્યાં એવા સંઘ માટે દરેક મજુર મનઃપૂર્વક કામ કરે છે, અને નફાના વધતા પ્રમાણમાં મજુરોની મજુરીમાં પણ વધારો કરવામાં આવે છે, ત્યાં મજુરો સારી સ્થિતિમાં હોય છે, અને તેમની નીતિ પણ બીજા મજુરો કરતાં વધારે ઉચ્ચ પ્રતિની હોય છે. કેટલાક ખેડુતો પોતાની જમીન પોતે જ ખેડે છે-એટલે નિસર્ગ, થાપણ અને શ્રમનું એક જ

માણસનામાં એકીકરણ થયેલું હોય છે. જે ખેડુતોને પોતાની જમીન નથી હોતી તે બીજાની જમીનો સાંથે છે. સાંથવા માટે લીધેલી પારકી જમીનના કરતાં માલિકીની જમીન વધારે કસવાળી હોય છે, અને તેમાં નીપજ પણ વધારે સારી આવે છે, એ બધેય દેખાઇ આવે છે. પોતાની જમીનવાળા ખેડુતો પ્રામાણિક હોય છે, તેમનાં અંતઃકરણ ઉદાર હોય છે, તેમની મનઃપ્રવૃત્તિઓ સ્વતંત્ર હોય છે, અને તેઓ મોકળા મને અને નિષ્કપટપણે વર્તે છે. સરકારી દસ્તાવેજોમાં પણ આનો પુરાવો છે.

મજુરોની સંઘટના થાય અને તેમણે ઉત્પન્ન કરેલા માલના વેચાણ ઉપર થનારો ફાયદો તેમનામાં જ વહેંચી આપવામાં આવે એવી જ સમાજઘટના ભવિષ્યકાળમાં થવી જોઇએ. તેથી જ તમારૂં દાસ્યવિમોચન થશે. એક સમયે તમે પૂર્ણ ગુલામ હતા; પછી માત્ર કેટલીક બાબતોમાંજ તમે ગુલામ રહ્યા; અને હાલ પગાર મેળવનારા મજુરનું સ્વરૂપ તમને પ્રાપ્ત થયું છે. હવે સ્વતંત્રપણે માલ ઉત્પન્ન કરનારા કામદારનું સ્વરૂપ તમને સંઘટનાથી પ્રાપ્ત થશે.

સ્વતંત્ર મનુષ્ય તરિકે અને રાજીખુશીથીજ એ સઘળા મજુરોનો સંઘટનામાં પ્રવેશ થવો જોઇએ. એવી રીતે સંઘટિત થયેલા લોકોને એક બીજા માટે પ્રેમ અને આદર લાગવો જોઇએ. એ સંઘટનાની વ્યવસ્થા ક્યા પ્રકારની હોવી જોઇએ એ તમારે તમારી મેળેજ ઠરાવવાનું છે; એકાદી સત્તાએ માત્ર સત્તાના જોરે મજુરોની ઘટના નિર્માણ કરી તો તેને સ્વતંત્ર અને જવાબદાર લોકોની ઘટના કહી જ શકાય નહીં. એ ઘટનામાં સામેલ થનારા માણસો, એ સંપત્તિના ઉત્પાદનના સંચાજ છે, તો પછી તેમને એકબીજા વિષે પ્રેમ આવે છે કે નહીં એનાં વિચાર કરવાની શી જરૂર છે, એવી કલ્પના ઉપરજ એ જબરજસ્તીની વ્યવસ્થા નિર્માણ થયેલી હોય છે.

લોકસત્તામાં જે પ્રમાણે બંધુભાવ હોય છે તે પ્રમાણે તેવીજ
। મજુરોની સંઘટનામાં કાયમને માટે હોવી જોઇએ, અને એ
તમારા પ્રતિનિધિઓએ કરવું જોઇએ. તે સંઘટનામાંથી ગમે
નીકળી જવાની દરેક મજુરને છુટ હોવી જોઇએ. તે સંઘટના
સરકાર અથવા કોઈ વિશિષ્ટ વર્ગનું સ્વામિત્વ ન હોવું જોઇએ.
। જરૂરિયાતો અને વૃત્તિઓ તેમને સમજાવી શક્ય નથી; તેમના
ાત્વથી સંઘટનાના ઘટકો ઉપર જુલમ થવાનો સંભવ હોય છે.

જુદા જુદા ઉદ્યોગધંધામાં ગુંથાયેલા મજુરોની સંઘટના સ્વયં-
થીજ નિર્માણ થવી જોઇએ. સંઘટનાની વ્યવસ્થા કરવામાં
સત્તાએ અથવા વિશિષ્ટ વર્ગે વચ્ચે પડવું જોઇએ નહીં.

યુરોપમાં મધ્યયુગમાં જુદા જુદા ધંધાના મજુરોએ પોતા
સંઘો–Corporations—સ્થાપ્યા હતા. માલની કિંમત
ી તથા પોતાના સંઘમાં બીજાને લાવવાનું કામ સંઘનાજ
માં હતું; એવી અનિયંત્રિત સંઘટનાથી જનતા ઉપર જુલમ
ાયો, માટે દેશમાં કિંવા એકાદા શહેરમાં પણ જો માલના
દન માટે એકજ ધંધાના બધા મજુરોનો એકજ સંઘ ઉત્પન્ન
તો અત્યારે પણ એવા સંઘથી સમાજ ઉપર જુલમજ ગુજ-
એવા સંઘમાં માલની કિંમત મજુરોના હાથેજ ઠરતી હોવાથી
વેચાતો લેનારાઓને ઘણું નુકશાન થવાનું. અલ્પ સંખ્યા ઉપર
તા જુલમને કાયદાસરનું સ્વરૂપ મળશે. સંઘમાંથી બહાર પડ-
અસંતુષ્ટ મજુરને કામ વિના ભૂખે મરવાનો વખત આવશે,
ાના અભાવે પ્રગતિનું કાર્ય બંધ પડશે—અને મજુરોનું કષ્ટ ઓછું
એવી નવી યાંત્રિક યોજના કરવાનો પ્રયત્ન પણ થશે નહીં.

ગયાં વીસ વરસમાં મજુરોની સંઘટના કરવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં ફ્રાન્સે બીતાં બીતાંજ પહેલો પ્રયત્ન કર્યો. પછી ઇંગ્લાંડમાં અને પછી બેલજીયમમાં એવા પ્રયત્ન થયા. ઉત્સાહથી, દઢ નિશ્ચયથી અને સ્વાર્થ ત્યાગ પૂર્વક જ્યાં પ્રયત્ન થયા ત્યાં આ કાર્ય યશસ્વીજ થતું ગયું. આ કાર્ય સમાજમાં ક્રાન્તિ કરનારૂં છે; ઇટલીની પરંપરા અત્યંત ઉજ્જ્વળ છે. આજ સુધી સમાજસુધારણાના કાર્યમાં ઇટલીએજ હંમેશાં નેતૃત્વ સ્વીકાર્યું છે, માટે પહેલાં ઇટલીમાંજ આ કાર્ય સાધ્ય થવું જોઇએ. આ સામાજીક ક્રાન્તિથી મજુરવર્ગનું દાસ્યવિમોચન થશે, સંપત્તિના ઉત્પાદનમાં નવજીવનનો સંચાર થશે, સમાજના બધા વર્ગોનું કલ્યાણ થશે અને રાષ્ટ્રની આર્થિક ઉન્નતિ થશે. પૈસાવાળા આજ ધનસંચયની પાછળ પડયા છે. કોઇ પણ જાતનું કામ કરવું પડે નહીં, અને મોજમજા તો કરવી જોઇએ, આજ હેતુથી તેઓ ધનસંચય કરે છે. એમ ન થાય અને બધાય સદોદિત કાર્યમગ્ન રહે એવો ભાવી સંઘટનાનો હેતુ છે. આજ બધાય શ્રીમંત લોકોએ પોતાની સંપત્તિ પોતાની કર્તૃત્વ શક્તિયથી મેળવી નથી; એવા લોકોને દૂરદર્શિત્વ નથી હોતું, કશાનીયે કાળજી નથી હોતી, તેથી તેમના ઉદ્યોગ ધંધામાં દિવાળાં ફૂંકાય છે. આ દોષ જેમનામાં નહીં હોય એવાજ લોક મજુર સંઘટનાના વ્યવસ્થાપક તરિકે ચૂંટાશે. આજ અનેક કારખાંનાંઓમાં નિરૂપયોગી એવી ભોગ વિલાસની વસ્તુઓ નિર્માણ કરવામાં આવે છે; તેથી કેટલાક ધંધાના મજુરોને વધારેમાં વધારે પગાર મળે છે તો બીજે ઠેકાણે તેમને પુરતો પગાર પણ મળતો નથી. આ વિષમતા અત્યંત અન્યાયી છે; જે મજુરોને અમુક કલાક કામ કરવા માટે ઠરાવેલો પગાર મળે છે

તે પોતાનું કામ મનપૂર્વક કરતા નથી. કારણકે મનપૂર્વક કામ કરવાથી તેમને કશોય વધારે ફાયદો થતો નથી. આવી અંધાધુંધી સંઘટનામાં ખાત્રીપૂર્વક નષ્ટ કરવામાં આવશે.

**મજુર લોકોની સંઘટનાનાં સામાન્ય તત્વો:**—આ સંઘટનામાં સામેલ થનારા દરેક માણસને સંસ્થાની સાથેનો પોતાનો સંબંધ તોડવાની છૂટ હોવી જોઇએ. માત્ર એમ કરતી વખતે સંબંધ તોડનારા માણસે સંસ્થાને ધક્કો ન લગાડવો. સંસ્થાના વ્યવસ્થાપકમંડળની ચૂંટણીમાં દરેક માણસને સમાન હક્ક હોવા જોઇએ, એ મંડળના હાથમાં અમુક ઠરાવેલા સમય સુધીજ અધિકાર રહેવો જોઇએ. એ વખત પૂરો થતાં પહેલાં પણ એ મંડળના હાથમાંથી અધિકાર લઈ શકાવો જોઇએ; સંઘટના સ્થાપન થયા પછી તેમાં દાખલ થવાની છૂટ બધાયને હોવી જોઇએ. દાખલ થતી વખતે દાખલ થવા ઇચ્છનારાએ સંસ્થાના પૈસામાં વધારો કરવોજ જોઇએ એવો નિર્બંધ ન હોવો જોઇએ; માત્ર દરેકે પોતાના વાર્ષિક નફામાંનો કેટલોક ભાગ સંસ્થાના નિધિમાં નાંખીને પોતાના ભાગની થાપણ ભરી કાઢવી જોઇએ. સંસ્થાનો સાંઘિક નિધિ અભેદ્ય અને ચિરસ્થાયી હોવો જોઇએ. જીવનને આવશ્યક એટલો પગાર દરેકને મળવોજ જોઇએ; જે દરજ્જાનું અને જેટલું કામ મજુરને આપવામાં આવે તેના પ્રમાણમાં કામનાં ઓજારો અને સાધનો આપવાં જોઇએ. આજ તત્ત્વના આધારે સંઘટના કરવી જોઇએ, એટલે આરંભમાં જોકે મજુરોને સ્વાર્થત્યાગ કરવો પડશે; પણ અંતે તો તેમનું હિતજ થશે. સંસ્થાની કાયમી થાપણ અભેદ્ય અને ચિરંતન હોવી જોઇએ. આ તત્ત્વ અત્યંત મહત્વનું છે. તમારૂં દાસ્યવિમોચન થયાનું એ પ્રત્યંતર છે, વર્ત્તમાન અને ભવિષ્યને જોડનારો એ

આંકોડો છે. આ તત્ત્વનું વિવેચન કરવાને એક સ્વતંત્ર પ્રકરણ લખવું પડશે. મજુરોની સંઘટનાનો સર્વાંગી વિચાર, એ વિષય આ ગ્રંથમાં નાંખવાનો મારો ઉદ્દેશજ નથી. પરમેશ્વરની કૃપાથી જો હજી થોડા દિવસ હું જીવ્યો તો આ વિષય ઉપર એક જુદું પુસ્તક લખવાનો છું, અને તે તમને સાદર કરવામાં આવશેજ. આજ તત્ત્વો ઉપર મજુરોની સંઘટના કરવામાં આવવી જોઇએ, એમ મને અનેક વરસોના અભ્યાસ પછી જણાયું છે. આ તત્ત્વોનો તમે અન્તઃકરણપૂર્વક અભ્યાસ કરો.

પણ સંઘટના કરવા માટે થાપણ કયાંથી લાવવી ?

આ પ્રશ્ન અત્યંત મહત્વનો છે. આ વિષયનું સ્પષ્ટપણે વિવરણ કરવાની મને ઘણી ઇચ્છા છે, પણ તેમ કરવું શકય નથી. આ પ્રશ્નની બાબતમાં મજુર લોકોનાં અને જનતાનાં કર્તવ્યો શાં શાં છે એટલુંજ હું અહીં સમજાવીશ.

સંઘટના માટે થાપણ તમારેજ--મજુરોએજ--એકઠી કરવી જોઇએ. એ કરવા માટે તમારે તમારા પગારમાંથી થોડા પૈસા બચાવવા જોઇએ. સ્વાર્થત્યાગ શિવાય એવી થાપણ એકત્ર થવી અશક્ય છે. મજુરોની દારિદ્રયાવસ્થાથી હું માહીતગાર છું, તો પણ કેટલાકને નિયમિતપણે પગાર મળે છે અને કેટલાક સારા કારીગરોને સાધારણ મજુરો કરતાં વધારે પગાર મળે છે; રોજના ખરચમાં કાળજીપૂર્વક કરકસર કરીને, દશબાર મજુરોએ પોતે બચાવેલા પૈસા એકત્ર કર્યાથી એ થાપણ, સંસ્થાનો આરંભ કરવા માટે ઘણી થઇ પડશે. એવી રીતે સંઘટિત થવું એ આપણું કર્તવ્ય છે, અને એનાથીજ આપણું દાસ્યવિમોચન થશે. જેને આ સમજાશે તે સહેલાઇથી કરકસર કરી શકશે. ઇંગ્લેંડમાં કેટલાક મજુરોએ એક સંઘ સ્થાપન

ત્યારે તેમાં દાખલ થનાર દરેક માણસે રોજ સંસ્થાને એક
ા કાયમી ફંડ માટે આપવો એવું ઠર્યું હતું; અત્યારે એ સંસ્થાની
ત્તિક સ્થિતિ ઉત્કૃષ્ટ છે. ફ્રાન્સમાં અને બીજે ઠેકાણે અનેક
રોએ તન તોડીને, વેતરાં કરીને અને રોજ થોડા પૈસા
ચીને આવી સંસ્થાઓ નિર્માણ કરી છે,—તેમનો ઇતિહાસ
રંજક અને ઉત્સાહદાયક છે.*

આપણે જે કરીએ છીએ તેથી જ આપણું કલ્યાણ થશે, એની
થામાંના બધા માણસોની નિષ્ઠા હશે તો તો એવી સંસ્થાને
ોત્તર ઉન્નતાવસ્થા જ પ્રાપ્ત થતી જવી જોઇએ. આરંભમાં સંસ્થાને
ી થાપણ જોઈએ છે તેટલી ભેગી કરવાનું કામ કંઇ વધારે
ું નથી; સંસ્થામાં દાખલ થનાર મજુરે, સંસ્થાને થાપણ તરીકે,

---

*ટીપ— ઇ. સ. ૧૮૪૮ મા પિયાનો તૈયાર કરવા માટે એક સંસ્થા
વાના હેતુથી મજુરોની એક મોટી સભા મળી હતી; એ
એ ફ્રેન્ચ સરકાર પાસે ૩૦૦૦૦૦ ફ્રેન્ક કરજે માગ્યા. સરકારે
માગણી માન્ય ન કરવાથી સભા બરખાસ્ત કરવામાં આવી.
ક દઢ નિશ્ચયી મજુરોએ કોઇનીયે મદદ ન લેતાં સંઘટના કરવાનો
મ કર્યો; તેમની પાસે થાપણ નહોતી. બજારમાં પત પણ નહોતી;
તેમના અંતઃકરણમાં નિષ્ઠા હતી.
મનામાંના કેટલાક લગભગ ૨૦૦૦ ફ્રેન્કની કિંમતનાં ઓજાર અને
ન લાવ્યા. દરેક મજુર પાસેથી દશ દશ ફ્રેન્ક લઇને ચાલુ થાપણ
કરી. ૧૮૪૯ માં સંસ્થા પાસે ૨૨૯ ફ્રેન્ક ૫૦ સેન્ટાઇમ થયા અને
સંસ્થા સ્થાપન થઇ એમ જાહેર કરવામાં આવ્યું.
પહેલા બે મહિના સુધી મજુરોને રોજ સેંદ આના લેખે પગાર
ા. તેમણે પોતાનાં કપડાં ગીરે મૂક્યાં. અને એ પૈસા ઉપર
ન ચલાવ્યું

પોતે બચાવેલા થોડાક પૈસા દેવા અથવા કાર્યમાં આવનારો કાચો માલ કિંવા ઓજારો દેવાં એટલે સ્હેજે સંસ્થાનો પ્રારંભ થશે. પોતાના પ્રત્યે બીજાના મનમાં વિશ્વાસ અને આદર ઉત્પન્ન થાય એવા પ્રકારનું જો તમારૂં વર્તન હશે તો તમને તમારાં સગાંવહાલાં તરફ કિંવા વ્યસાય બંધુઓ તરફથી સંસ્થા માટે કરજે પૈસા મળી શકશે. સંસ્થાને કરજે પૈસા આપનારાને સંસ્થાના ભાગીદાર ગણવા; સંસ્થાને થનારા ફાયદામાંથી તેમને યોગ્ય ભાગ આપવો. અનેક ધંધામાં કામમાં આવનારો કાચો માલ ઘણો સોંઘો હોય છે અને એવા ધંધાની શરૂઆત કરવા માટે વધારે થાપણ પણ લાગતી નથી.

---

સંસ્થા સ્થાપન થયા પછી બે મહિને પહેલું વેચાણ થયું. એ આનંદનો દિવસ ખૂબ ઉત્સાહથી ઉજવવામાં આવ્યો. દેણું પત્યા પછી અને લેણું વસૂલ કરાયા પછી સંસ્થામાંના દરેક મનુષ્યને ૬ ફ્રેન્ક ૬ સેન્ટાઇમ મળ્યા—એમાંથી દરેક માણસે ૫ ફ્રેન્ક મજુરી તરિકે લેવા અને બાકી રહેલા પૈસા સહભોજનમાં અર્પવાનું ઠરાવ્યું; સંસ્થાના ચૌદ ચાલકો પોતાનાં બાયડી છોકરાં સહિત એ ભોજન માટે ભેગા થયા હતા. ભોજનનું ખરચ દર માણસે રૂપિયા પ્રમાણે આવ્યું.

એ પછી એક મહિના સુધી તેમને દર અઠવાડિયે ૫ ફ્રેન્ક જ મજુરી મળતી. જુન મહિનામાં એક રસોઈઆએ ૪૮૦ ફ્રેન્કની કિંમતનો એક પિયાનો લીધો. તેની પાસે રોકડા પૈસા ન્હોતા. તેથી તેણે સંસ્થાને અમુક સમય સુધી ખાવાનું પુરૂં પાડવું એમ ઠર્યું. મજુરોના ખાવાની તો વ્યવસ્થા થઇ. જેને જોઇએ એટલા—પોતાનાં ઘરનાં માણસોને થાય એટલા રોટલા દરેકે લેવા—જરાકેય સંકોચ ન કરતા—એમ ઠરાવવામાં આવ્યું.

સંસ્થા સ્થાપન થયા પછી ૭ મહિને દરેક મજુરને દર અઠવાડિયે ૨૦ ફ્રેન્ક મળવા લાગ્યા. સંસ્થાને થનારો બધો નફો એવી રીતે વહેંચી આપવામાં આવતો નહોતો. દરેકને જેટલી રકમ રોકડ મળતી તેના કરતાં વધારે રકમ તેના નામે સંસ્થાના કાયમના ભંડારમાં જમા થઈ છે.

પણું દાસ્યવિમોચન થવું જ જોઈએ એવી પ્રબળ ઈચ્છા જો
રાં અંતઃકરણમાં હશે તો સંઘ સ્થાપવા માટેનાં સાધનો તમને
તે ઠેકાણેથી મળશે. પ્રબળ ઇચ્છાશક્તિ ઉપર જ યશ અવલંબી
છે. સંસ્થાના મજુરોએ જ જો પોતાનો પરસેવો વહેવડાવીને
થાની થાપણ ભેગી કરી હશે અથવા પોતાના ઇમાનીપણાની
મ ઉપર કરજે મેળવી હશે, તો જ સંસ્થાનું કામ સરળ રીતે
લવું શકય છે. જે રાષ્ટ્રોએ પોતાના રક્તનો અભિષેક કરીને
તંત્ર્ય મેળવ્યું હોય છે, તે જ રાષ્ટ્રો પોતાનું સ્વાતંત્ર્ય અબાધિત
ખી શકે છે; તે જ પ્રમાણે મજુરોએ રાત દિવસ મહેનત કરીને
ે કરકસર કરીને બચાવેલા પૈસાની થાપણ ઉપર એક વખત
ા સ્થાપવામાં આવે છે તે સંઘનો અને તેમાં કામ કરનારાં મજુરો-
સદૈવ અભ્યુદય જ થાય છે; એ જ થાપણ બીજી રીતે મેળવી

---

સંસ્થાની નોંધમાં ઈ. સ. ૧૮૫૦ ના ડિસેમ્બરની તા. ૩૦ ના રોજ
નો મજકુર લખેલો છે:—

સંસ્થામાં મજુર—૩૨

ઘરભાડું ... ... ... ... ... ૨૦૦૦ ફ્રેન્ક
કારખાનામાંના ઓજારો અને કાચો માલ ૫૯૨૨ ફ્રેન્ક ૧૦ સેંન્ટા.
રોકડ ( શિલક ) ... ... ૨૨૦૭૨ „ ૨૮ „
કરજ ... ... ... ... ૪૭૩૭ „ ૮૦ „
ઉધાર ( રોકડે લેનારૂં ઘરાક કોઇ નથી ) ૫૮૬૧ „ ૯૦ „
ઉછીના ( જેમણે પૈસા ઉછીના આપ્યા છે
તેમણે સંસ્થાને મદદ કરી હતી.
એ લોકો આજ ધણીના છે ) ૧૬૫૦ „

૩૨૬૫૦ ફ્રેન્ક

સંસ્થાનો એક સરખો અભ્યુદય થાય છે.

હશે તો સંસ્થાને ઉર્જીતાવસ્થા પ્રાપ્ત થવી લગભગ અશક્ય જ હોય છે. ઇ. સ. ૧૮૪૮ માં પેરિસમાં સરકારે મદદ કરીને મજુરોના સંઘ સ્થાપન કર્યા હતા; તેની અને મજુરોએ પોતાની હિમ્મત ઉપર સ્થાપન કરેલા સંઘોની તુલના કરીએ તો એમ જણાય છે કે સ્વાર્થત્યાગી મજુરોના સંઘનો અભ્યુદય થાય છે અને સરકારના આધારે સ્થાપેલા સંઘ જેમતેમ જીવતા રહ્યા છે એટલું જ. પરિસ્થિતિ આવી છે.

પણ તમે સ્વાર્થત્યાગ કર્યો એટલે બીજાઓએ પોતાનું કર્તવ્ય પૂર્ણપણે પાળ્યું નહિ તો પણ હરકત નથી એવો મારા કહેવાનો અર્થ નથી. દાસ્ય-વિમોચન એ ઈશ્વરના સંકેતનો એક ભાગ છે, એ વાતની શ્રીમંત લોકોને ખબર પડવી જોઇએ; તેમની મદદથી કિંવા તેમના વિરોધને ન ગણકારતાં એ કામ યશસ્વી થવાનું છે. એ કામ પુરૂં કરવું એવી પ્રબળ અને પ્રામાણિક ઇચ્છા તમારામાં ઉત્પન્ન થઇ છે એવી. જો તમે તે લોકોને ખાત્રી કરી આપશો તો તેઓ તમને મદદ કરશે; સંઘટના સ્થાપન કરવામાં મજુરવર્ગનો મોટો ભાગ અનુકૂળ હોવો જોઇએ; એ કામને ક્ષણિક તરંગથી મદદ નહી થાય, પણ તેના ઉપર બહુજનસમાજની નિષ્ઠા હોવી જોઇએ. નિષ્ઠા હશે તો શ્રીમંત લોક-સત્તાવાદીઓ તરફથી તમને મદદ મળશે; કિંવા સંઘે માલ તૈયાર કર્યા પહેલાં તેઓ તમને પૈસા આપશે; કિંવા મજુરોની સંઘટનાને મદદ કરવા માટે તેઓ જુદી જુદી પેઢીઓ સ્થાપન કરશે. કેટલાક ઉદાર મનના કારખાનાંવાળાઓ પોતાના મજુરોને પોતાના નફાના ભાગીદાર બનાવશે અને અત્યારની પગારની રીત, અને ભવિષ્યકાળની મજુરોની સ્વાતંત્ર સંઘટનાની રીત, આ બે રીતની વચ્ચેના પગથીઆને મૂર્ત્ત સ્વરૂપ

હો. આવા પ્રકારની જનતાની પેઢીઓ—People's Banks—બેલ્જીયમમાં સ્થાપન થઈ છે. પોતાના પ્રમાણિકપણાનો વિશ્વાસ આપનારાને અને પોતાના જ દરજ્જાના બીજા એકાદા પ્રામાણિક માણસનો હવાલો આપનારાને, સ્કૉટલૅંડમાંની કેટલીક પેઢીઓ કરજે પૈસા આપે છે. મજુરોને કારખાનાના નહાના ભાગીદાર બનાવવાની રીતનો અનેક કારખાનાંવાળાઓએ પુરસ્કાર કર્યો છે અને તે રીત અત્યંત યશસ્વી પણ થઇ છે.

---

## પ્રકરણ ૧૧ મું.

### ઉપસંહાર

---

They are slaves who fear to speak for the fallen and the weak. They are slaves who dare not to be in the right with two or three.

James. Russell Lowell.

શિક્ષણ અને પ્રગતિનાં કાર્યો હાથમાં લેનારી સરકારને જ ખરી રાષ્ટ્રીય સરકાર કહી શકાય. સ્વતંત્ર અને એક થયેલી જનતા ઉપર રાજ્ય કરનારી સરકારને મજુરવર્ગ નો પ્રશ્ન છોડવવાની ફરજ પડે છે, અને રાષ્ટ્રીય સરકારનું એ પવિત્ર કર્તવ્ય છે. જનતાને અનેક પ્રકારે મદદ કરવાનું સામર્થ્ય રાષ્ટ્રીય સરકારમાં જ હોય છે. સરકાર જનતાની ઉન્નતિનો પ્રશ્ન હાથમાં લેશે તો અન્યાય અને અત્યાચાર નહીં થાય. નાગરિકોએ સંપાદન કરેલી સંપત્તિ જપ્ત કરવામાં નહીં આવે, જનતાના જુદા જુદા

વર્ગો વચ્ચે દ્વેષભાવ ઉત્પન્ન નહીં થાય—એવા પ્રકારનો દ્વેષભાવ જાગ્રત કરવો એ અન્યાયનું કામ છે, અનીતિમય છે, અને પરિણામે રાષ્ટ્રને ઘાતક છે; એ પ્રકારથી રાષ્ટ્રની પ્રગતિનો રસ્તો બંધ થાય છે, એ આપણે ફ્રાન્સના દાખલા ઉપરથી જોઈ શકીએ છીએ.

સરકારે મજુરોને નીચે લખેલા માર્ગોવડે એકદીલથી મદદ કરવી જોઇએઃ—

(૧) સરકારી અમલદારોએ મજુરોની સંઘટનાને જાહેર રીતે માન્યતા આપવી, લોકનિયુક્ત પ્રતિનિધિઓની સભામાં સંઘટનાનાં મૂલતત્ત્વો વિષે વાદવિવાદ કરવામાં આવે અને પાછળ કહેલા તત્ત્વાનુસાર જે સંઘટના સ્થાપન થઇ હોય તેને કાયદા વડે માન્ય રાખવી; એટલે જનતાનો મત એવા સંઘોને અનુકુળ થશે.

(૨) માલ લાવવા લઈ જવાના માર્ગમાં સુધારો કરવો અને માલની લાવજા કરવાના માર્ગમાં જે અડચણો હોય તે બધી દૂર કરવી.

(૩) સાર્વજનિક વખારો અને દુકાનો સ્થાપવી; મજુરોએ પોતાના સંઘમાં કરેલા માલની કિંમત અજમાયશથી કરીને, એવી સંસ્થાઓએ સંઘને તે કિંમતના પૈસા જેટલી રકમની પોતાના નામે હુંડી દેવી; એ હુંડીઓ બજારમાં વટાવી શકાય તેવી હોવી જોઇએ. એટલે રોકડા પૈસા મેળવવા સારૂ તૈયાર થયેલો માલ ઓછી કિંમતે વેચવાનો વખત સંઘને નહીં આવે.

(૪) સાર્વજનિક કાર્યો માટે જે સગવડો આપવામાં આવે છે તેવીજ સગવડો આવા સંઘોને આપવી.

(૫) અત્યારે સરકાર પાસેથી ન્યાય મળવો ઘણો મોંઘો થઇ પડયો છે; ન્યાયની પાછળ પડવાથી સાધારણ મનુષ્યનો નાશ થાય

છે, અને ગરીબોને તો ન્યાય મળવાની આશા જ નથી હોતી. તેથી ન્યાયખાતાની રચના વધારે સુગમ અને સોંઘી થવી જોઇએ.

(૬) સ્થાવર માલમત્તાના વેચાણના કાયદા અને વારસાના કાયદા વધારે સગવડભર્યા થવા જોઇએ.

(૭) પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ કર વસૂલ કરવાની અત્યારની રીત ગુંચવણભરી છે. તેની બજવણી કરવામાં સરકારને ઘણું ખરચ થાય છે અને જનતાને પણ તે મોંઘી પડે છે; એ રીત પૂર્ણપણે બદલી નાંખીને ફક્ત પ્રાપ્તિ ઉપર જ કર લેવાની વ્યવસ્થા થવી જોઇએ. માનવી જીવન પવિત્ર છે. જીવન શિવાય પ્રગતિ અને કર્તવ્યપૂર્તિ શક્ય નથી. તેથી જીવનને આવશ્યક એવી બધી બાબતો કરી શકાય એટલી પ્રાપ્તિ મનુષ્યને થવા લાગે ત્યાં સુધી તેના ઉપર એકે જાતનો કર બેસાડવો નહીં.

(૮) શિક્ષણનું અને જનતાની પ્રગતિનું કામ રાષ્ટ્રે હાથમાં લીધા પછી ધર્મગુરૂઓને પોષવાની કંઈજ જરૂર રહેશે નહીં— તેથી ધર્મકાર્ય માટે તેમના તાબામાં હોય એ બધી મીલકત રાષ્ટ્રે પોતાના તાબામાં લીધી કે રાષ્ટ્રકાર્ય માટે એકદમ એક મોટી રકમ હાથ આવશે. વળી એ રકમમાં અનેક પ્રકારે વધારો કરી શકાશે; પડતર પણ સારી અને ફલદ્રુપ જમીનો તેમજ રેલ્વે અને બીજાં સાર્વજનિક કાર્યોથી થનારો નફો, ગ્રામ પંચાયતોની ખાનગી મીલકત;*

* એ માલમત્તા કાયદાનુસાર ગ્રામ પંચાયતોના તાબામાં હોય છે તે ગામમાં રહેનારાં ગરીબગુરબાંને મદદ કરવામાં તેનું ઉત્પન્ન ખરચવાનું હોય છે. રાજસત્તાએ પણ એ માલમત્તા પોતાના તાબામાં લેવી એમ કહેવાનો અર્થ એટલોજ કે તેના ઉત્પન્નનો વ્યય બધે ઠેકાણે ગરીબગુરબાં માટે થાય એવી વ્યવસ્થા રાષ્ટ્રે કરવી.

જે મીલકતના વારસોની બાબતમાં ઘણો ગોટાળો છે તે બધી મીલકતો, વગેરે બધી સંપત્તિ રાષ્ટ્રસત્તાએ પોતાના તાબામાં લેવી. આવું એ પ્રચંડ રાષ્ટ્રીય ફંડ ઉપકડામાં આવ્યા પછી ઔદ્યોગિક તેમજ આર્થિક પ્રગતિ માટે તેનો ઉપયોગ કરવો.

(૯) એ રાષ્ટ્રીય ફંડ થયા પછી તેનો દુરૂપયોગ ન થાય તે વિષે ખબરદારી રાખવી જોઇએ. જેમનું ચારિત્ર સારૂં છે અને જે પોતાના ધંધામાં પ્રવીણ છે એવા મજુરોએ પાછળ કહેલાં તત્ત્વોના આધારે એકાદો સંઘ સ્થાપન કર્યો હોય તો તે સંસ્થાને સેંકડે દોઢ કે બે ટકા વ્યાજે એ ફંડમાંથી પૈસા કરજે શા માટે ન દેવા ! રાષ્ટ્રે ભેગું કરેલું એવડું મોટું ફંડ એક જ પેઢી માટે નથી હોતું— તેનાથી રાષ્ટ્રના ભવિષ્યકાળનું પણ પોષણ થવાનું હોય છે, અને તેથીજ તે પૈસા અત્યંત પવિત્ર ગણાવા જોઇએ. એ ફંડનો ઉપયોગ અનેક ઠેકાણે થવાનો હોવાથી કયાંક તેનો દુરૂપયોગ થવાનો પણ સંભવ છે; પણ બધે તેનો યથાયોગ્ય ઉપયોગ થાય એની વ્યવસ્થા કરવામાં આવ્યા પછી એ નુકશાન ત્યાં ભરાઈ જશે.

કઈ સંસ્થાને કેટલું ધીરવું એ ઠરાવવાનું કામ સરકારના કિંવા મધ્યવર્તી બેંકના હાથમાં પણ ન હોવું જોઇએ; એ કામ માટે ઠેકઠેકાણે પેઢીઓ સ્થાપન કરવી અને એ પેઢીઓની વ્યવસ્થા લોક-નિયુક્ત પ્રતિનિધિઓના હાથમા રહે; એવી પેઢીઓના ઉપર મધ્યવર્તી રાજસત્તાએ દેખરેખ રાખવી આવી વ્યવસ્થા કરવામાં આવશે તો સમાજના જુદા જુદા વર્ગોની સંપન્નતા કાયમ રહેશે. રાષ્ટ્રમાંના દરેક માણસ પાસેથી જે કર લેવામાં આવે છે તેનો ફાયદો આજ ફક્ત એકજ વર્ગને મળે છે—એ પ્રકાર બંધ થશે અને બધા લોકોને એ કરનો ઉપયોગ થશે, મજુરવર્ગની આંટ વધશે, સંપત્તિના ઉત્પા-

દનનું કામ વધારે ઝડપથી થવા માંડશે અને માલ પણ ઉંચા પ્રકારનો નીકળવા લાગશે; વ્યાજનો દર ધીમે ધીમે ઉતરતો જશે; એ રીતે મજુરોને પ્રત્યક્ષપણે ઘણો ફાયદો થશે. તેથી બધા લોકો ઉત્સાહપૂર્વક કામ કરશે, કારખાનાં બંધ રહેશે નહીં અને મજુરોને કામનો તૂટો પડશે નહીં. રાષ્ટ્રની સંપત્તિના વિભાગ અત્યંત અનિયંત્રિતપણે પાડવામાં આવ્યા છે. તેથી જ કેટલાક થોડા લોકો અતિશય શ્રીમંત તો બહુજનસમાજ અત્યંત દરિદ્ર—એવી સ્થિતિ આજ નજરે પડે છે. રાષ્ટ્ર પોતાની સંપત્તિનું એકીકરણ કરે અને સંપત્તિ ઉત્પાદન કરવાનું તથા તેના વિભાગ પાડવાનું કાર્ય પોતાના હાથમાં લે તો એ અવ્યવસ્થા નક્કી મટે અને રાષ્ટ્રની સંપત્તિમાં પણ વધારો થાય. મારા ઈટાલિયન બાન્ધવો, આ જ તમારૂં ભવિતવ્ય. આ સુસ્થિતિ શકય તેટલી જલદી પ્રાપ્ત કરવી એ તમારા જ હાથમાં છે. આપણા રાષ્ટ્રને મહત્ પદ પ્રાપ્ત કરાવો ! જ્યાં રાષ્ટ્રનું સામુદાયિક જીવન, પરમેશ્વરે રાષ્ટ્રને નીમી દીધેલું કાર્ય અને રાષ્ટ્રના વિચાર પ્રકટ થાય એવી લોકસત્તાની સંસ્થાપના કરો ! જનતાના સંઘમાં લક્ષાવધિ લોકો સંઘટિત થયેલા હોવા જોઇએ, એટલે તમારો શબ્દ એ એક બે મનુષ્યોનો શબ્દ નથી પણ લક્ષાવધિ લોકોનો શબ્દ છે એમ કહી શકાશે. તમારો પક્ષ સત્યનો છે, ન્યાય છે—તમારૂં કહેવું રાષ્ટ્રે સાંભળવું જ જોઇએ.

પણ સંભાળો ! યુરોપમાં ગયા ત્રીશ વરસમાં થયેલી ઉથલપાથલોનો જેણે અભ્યાસ કર્યો છે એવા મનુષ્યના શબ્દ ઉપર વિશ્વાસ રાખો; અત્યંત પવિત્ર અને ઉપયુક્ત એવાં કાર્યોનો વિધ્વંસ મેં જોયો છે; તે કાર્યના નેતાઓના મનમાં યશની આશા ઉત્પન્ન થાય છે, નથી થતી ત્યાંજ કેટલીક શીલભ્રષ્ટ વ્યક્તિઓના વિશ્વાસઘાતથી એ

કાર્યો અયશસ્વી ઠરેલાં મેં જોયાં છે. આત્મોન્નતિ શિવાય હક્ક પ્રાપ્તિ અશક્ય છે; તમારામાં હક્કની યોગ્યતા નહીં હોય તો તમને હક્ક પ્રાપ્ત થવા શક્ય નથી. સ્વાર્થત્યાગ, દીર્ઘ–ઉદ્યોગ અને પ્રેમ એ હક્ક મેળવવાના માર્ગ છે. આપણે આપણા કર્તવ્યનું પાલન કર્યું છે કિંવા તે આપણે બરાબર પાળી શકીએ, એટલાજ માટે જો તમે હક્કની માગણી કરતા હશો તોજ તમને તે પ્રાપ્ત થવા શક્ય છે; સ્વાર્થ માટે કિંવા પોતાને સુખ થાય એટલા માટે જ જો તમારે હક્ક જોઇતા હશે તો તે તમને કોઈ દિવસ નહીં મળે. આરંભમાં તમને યશ મળશે, પણ અંતે માત્ર તમારી આંખો ઉઘડશે. સુખ અને ચેનનો ઉપયોગ પ્રાણીમાત્રને મળવોજ જોઇએ અને એટલા માટે જ તમે તમારા હક્ક મેળવો, એમ જે કોઇએ તમને કહેલું હશે તેજ તમારો ઘાત કરશે. તેમને પણ સ્વાર્થબુદ્ધ છે જ. પોતાના ફાયદા માટે તે લોકો તમારી શક્તિઓનો ઉપયોગ કરી લેશે, જ્યાસુધી બીજા લોકો તરફથી તેમના સ્વાર્થનો વિરોધ કરવામાં આવે છે ત્યાં સુધી આપણે તો એક જ છીએ, આપણામાં ક્યાં જુદાઈ છે એમ કહેશે; પણ તમારી મદદ વડે તેમનો સ્વાર્થ સધાયા પછી તે તમારો ત્યાગ કરશે અને પોતે મેળવેલી સંપત્તિનો આનંદે ઉપભોગ કરશે. ગયા પચાસ વરસમાં આવા પ્રકાર અનેક વેળા બન્યા છે; વધારે તો શું, પણ ગયા અર્ધશતકનો ઇતિહાસ પણ એજ કહે છે, અને એ અર્ધશતકનું નામ સુખવાદ.

એ ઇતિહાસનાં પાનાંમાંથી અશ્રુ અને રક્ત ઝરે છે. આ બધાનું કારણ જે લોકો થયા તેમને મેં પ્રત્યક્ષ જોયા છે. ઇશ્વરને અસ્તિત્વજ નથી એમ કહેનારા, સુખ અને ચેન ભોગવવાં એ મનુષ્યનો હક્ક છે એમ કહેનારા, ધર્મ ઉપર જેમની શ્રદ્ધા નથી,

માનવી કર્તવ્યો અને સ્વાર્થત્યાગ ઉપર જેમનો વિશ્વાસ નથી, એવા અનેક લોકો મેં જોવા છે; જનતા અને સ્વાતંત્ર્ય એ પવિત્ર શબ્દોનો ઉચ્ચાર તેઓ વારંવાર કરતા; અદૂરદર્શિત્વથી અમે તેમને અમારા પક્ષમાં લીધા; પોતાનાં સુખ અને પોતાની ચેનબાજી ઉપર જ તેમનો ડોળો હતો; અમારૂં કાર્ય યશસ્વી થવાની તેમણે વાટ જોઈ નહીં, તેમણે સુલેહસંપના, બીકણુપણુના માર્ગનો સ્વીકાર કર્યો, અને લાગ મળતાંજ તેમનામાંનો એક આસામી અમારો વિશ્વાસઘાત કરીને ન્હાસી જવા લાગ્યો અને પછી તે અમને પોતાના શત્રુ ગણુવા લાગ્યા. કર્તવ્યપાલનના માર્ગે ડગલું ભરતાવેંત જ તેના જીવ ઉપર સંકટ આવે છે. અનેક વેળા તેને અપવાસ કરવા પડે છે; આવાં અસ્વસ્થ જીવનનો તેમને જલદી જ કંટાળો આવ્યો. મનુષ્યે પોતાનું આયુષ્ય કર્તવ્યપાલનમાં જ વિતાડવું જાઇએ. સર્વ શક્તિમાન પરમેશ્વરે તમને એક કાર્ય નીમી આપેલું છે, આ જીવનમાં મહાતત્ત્વો ઉપર તેમને વિશ્વાસ નહોતો, તો પછી તેમણે આખી જીંદગી આત્મયજ્ઞ કરવાનું વ્રત પણ શા માટે સ્વીકારવું ? સુખની પાછળ પડેલા તરૂણોનો નાશ થયેલો જોવાનું દુર્દૈવ મારા નસીબમાં અનેક વખત આવ્યું છે; તેમના મનમાં સુખની લાલસા ઉત્પન્ન કરવામાં આવી હતી. તેમણે પોતાનાં જીવિતકર્તવ્યોનો ત્યાગ કર્યો, તેમણે માનવજાતિના ભવિષ્યનો વિશ્વાસઘાત કર્યો, તેમણે દેશની સાથે ફિતૂર કર્યું, તેમણે આત્મદ્રોહ કર્યો; તેમના મનમાં એવી હલકી ઇચ્છા ઉત્પન્ન થઈ હતી કે પોતાના દેશ ઉપર જુલમ ગુજારનારા લોકોની મરજી પ્રમાણે વર્તવાથી અને તેમને સ્વાર્થ સાધી દેવાથી આપણને પણ સુખ જ મળશે. ફ્રાન્સના મજુરવર્ગે ડિસેમ્બરની બીજી તારીખની રાજ્યક્રાન્તિમાં ભાગ લીધો નહીં.

તેમને કહેવામાં આવ્યું હતું કે સુખપ્રાપ્તિ જ માનવી જીવનની ઇતિ
કર્ત્તવ્યતા છે; અને જે માણુસે તેમને એ કહ્યું હતું તેણે જ તેમને
ફસાવ્યા. તેમનું સ્વાતંત્ર્ય તો નષ્ટ થયું જ, પણ જે સુખની તેમને
લાલચ બતાવવામાં આવી હતી તે સુખ પણ તેમને પ્રાપ્ત ન થઇ
નહીં ! મારી ખાત્રી છે કે પરમેશ્વર અને તેના શાસન ઉપર અચલ
નિષ્ઠા શિવાય, નીતિ અને આત્મયજ્ઞ શિવાય યશ પ્રાપ્તિ થવી અ
શક્ય છે; જેમનામાં એકનિષ્ઠા અને સત્યપ્રીતિ નહિ હોય, પોતાન
જ મહત્તા ગાવામાં જેમને આનંદ થતો હશે તેમને યશ મળવે
અશક્ય છે. એવા લોકોએ સ્વાતંત્ર્ય માટે કરેલી ઉઠાવણી–લડાઇ–
એકાદા બળવા કરતાં વધારે મોટું સ્વરૂપ પ્રાપ્ત નહીં થાય. આપણે
ક્રાન્તિ જોઇએ છે અને તે એવા લોકોના હાથે થવી શક્ય નથી
અહંકાર અને વેર વાળવાની ઇચ્છા ઉપર ક્રાન્તિનો પાયો ન રચાવે
જોઇએ; ખરી ક્રાન્તિ એ ધર્મકાર્ય છે.

આત્મોદ્ધાર અને જનતાનો ઉદ્ધાર આજ દરેક સુધારણાન
ચળવળનું ધ્યેય હોવું જોઇએ, સમાજ–ઘટનામાં થનારી ક્રાન્તિને
હેતુ એ જ હોવો જોઇએ. મનુષ્યે પોતાની રહેણી સુધારી એટલે
તેની ઉન્નતિ થઇ એમ કહી શકાય નહીં. પોતાનું રહેણાકનું ઘ
ઉત્તમ પ્રકારે શણુગારવામાં જ મનુષ્યત્વની પરિપૂર્ણતા થતી નથ
તેમાંના લોકો ગુલામ હોય છે અને તેમના દેહવ્યાપાર ચાલુ હો
છે, તેમનાં અંતઃકરણમાં પૌરુષ નથી હોતું; ફક્ત ઉપરચોટીયા સુધાર
થી મનુષ્યની ઉન્નતિ થવી અશક્ય છે; આત્મોન્નતિ શિવાય બાહ
સુધારણા વ્યર્થ છે, તે પ્રેતને સજાવેલા શણુગાર જેવી છે. મજુર
ની સંઘટનાથી સંપત્તિનું ઉત્પાદન વધતા પ્રમાણમાં થશે, અ
સંપૂર્ણ જનતાને ઉન્નતાવસ્થા પ્રાપ્ત થશે, એવી તમારે સમાજ

ખાત્રી કરી દેવી જોઇએ; આ શિવાય અત્યારની પગારની પદ્ધતિ બદલીને તેને ઠેકાણે સંઘપદ્ધતિની સ્થાપના કરવી, આ તત્ત્વને સમાજની ખાત્રી કરી આપવાનો એક જ રસ્તો છે અને એ રસ્તો એટલે સંઘની સ્થાપના કરીને તે કાર્ય યશસ્વી બનાવવું. પ્રામાણિકપણું, પરસ્પર પ્રત્યે પ્રેમભાવ, સ્વાર્થત્યાગની તૈયારી અને કામની અભિરૂચી, આ ગુણો જે સંઘના મજુરોમાં હશે તેમને યશ પ્રાપ્ત થવો જ જોઇએ. પોતાની સ્થિતિ સુધરે, પ્રગતિ થાય, એવી તમારી ઇચ્છા હોય તો પહેલાં તમે પ્રગતિને પાત્ર છો એ તમારે તમારી મેળે જ બતાવી આપવું જોઇએ.

પરંપરા, પ્રગતિ અને સંઘટના આ ત્રણે બાબતો અત્યંત પવિત્ર છે. વીસ વરસ પહેલાં મેં લખેલા શબ્દોનું આજ મને ફરીથી સ્મરણ થાય છેઃ—

" માનવજાતિનાં અનેક શતકોની પરંપરામાં પરમેશ્વરનું અનંત વચન પ્રકટ થાય છે, પરમેશ્વરના એ વચન પર મારી અચળ શ્રદ્ધા છે; તે ઉપરથી મને બોધ થાય છે કે ગૃહ, રાષ્ટ્ર અને માનવજાતિ એ સાર્વત્રિક સાધ્ય માટે મનુષ્યમાત્રે યતમાન થવાનાં ત્રણ કાર્યક્ષેત્રો છે. પોતાનો ઉદ્ધાર કરવાનાં અને બીજાનો ઉદ્ધાર થાય એટલા માટે યત્ન કરવાનાં આ ત્રણ કાર્યક્ષેત્રો છે. સમાજની ઉન્નતિ માટે જ વૈયક્તિક ઉન્નતિ કરવાની હોય છે અને સમાજની ઉન્નતિથી જ વ્યક્તિનો ઉદ્ધાર સાધ્ય થાય છે. આ વચનો ઉપરથી મને એવો બોધ થાય છે કે માલમતા મનુષ્યના ભૌતિક વ્યવસાયનું દૃશ્ય સ્વરૂપ છે; જે પ્રમાણે મનુષ્યના બધા હક મત આપવાના હકમાં કેન્દ્રીભૂત થયેલા હોય છે તે જ પ્રમાણે સૃષ્ટિમાંની વસ્તુઓને વિશિષ્ટ પ્રકારનું સ્વરૂપ આપવામાં મનુષ્યે લીધેલા શ્રમ

તેની માલમત્તામાં સ્થૂલરૂપે કેન્દ્રીભૂત થયેલો છે. પોતાના કાર્યક્ષેત્રમાં મનુષ્ય પોતાના હક્કોનો જે રીતે ઉપયોગ કરશે તે ઉપરથી પરમેશ્વર તેને સારો—નરસો ઠરાવશે એવો આ વચનોનો હેતુ છે. જે ધ્યેય આજ મનુષ્યનાં અંતઃકરણને અસ્પષ્ટપણે દેખાય છે તે તરફ તેની જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ મનુષ્યનાં મૂલતત્ત્વો પરિવર્ત્તન પામતાં જાય છે. મનુષ્યના મૂલઘટક ઉપર કહ્યા જ છે; આ ઘટક નષ્ટ કરવા અશક્ય છે; જનસત્તાવાદીઓની કાલ્પનિક સમાજઘટનાને વ્યાવહારિક સ્વરૂપ દેવું અશક્ય છે; સમાજઘટનામાં મનુષ્યને એટલો બધો લીન કરવો કે મનુષ્યને જરાકેય વ્યક્તિ સ્વાતંત્ર્ય ન રહે, એ કલ્પના સર્વસ્વી અનિષ્ટ છે; માનવજાતિના બૌદ્ધિક અને નૈતિક સંક્રમણ કાલમાં આવા પ્રકારનાં સ્વપ્નાં અનેક કલ્પનાઓ લોકોના મસ્તકમાં ઉત્પન્ન થાય છે; ધર્મભિક્ષુના સંઘમાં એ પ્રકારની ઘટના સ્થાપન થઈ શક્ય છે; અત્યંત સંકુચિત ક્ષેત્રમાં એવી ઘટના સ્થાપી શકાય છે, તેથી સંપૂર્ણ માનવજાતિમાં પણ તેમ થવું શક્ય છે, એવું અનુમાન કરવું ભૂલભરેલું છે. પરમેશ્વરે નિર્માણ કરેલા પ્રાણીમાત્રની પ્રગતિ અખંડિતપણે થાય છે, એ પ્રગતિ વિચારમાં તથા કૃતિમાં પણ થાય છે. ભૂતકાળમાં એવી પ્રગતિ થઇ છે અને ભવિષ્યકાળમાં થનારી પ્રગતિની દિશા અત્યારથી જ આંકી મૂકવામાં કંઇ પણ તાત્પર્ય હોય, એમ મને લાગતું નથી. ખરા ધાર્મિક શિક્ષણથી મનુષ્યને માટે પ્રગતિના રસ્તા ખૂલ્લા કરી દેવા અને પ્રગતિ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરી દેવું, એ અત્યંત મહત્વનું છે, એવો મારો મત છે. માનવી જીવન ઉચ્ચતર, અધિક પ્રેમમય, ઉદાત્ત અને દિવ્ય કરવું એ જ આપણું ધ્યેય છે, મનુષ્યને ઇંદ્રિયગોચર સુખમાં આસક્ત

સ્પર્ધાથી એ સાધ્ય થશે એમ મને લાગતું નથી. એવાં સુખથી મનુષ્યને આનંદ થાય છે એમ કહેવું એ શુદ્ધ વ્યાજોક્તિ છે. પ્રગતિ સાધ્ય કરવાનું સાધન સંઘટના છે એવી મારી ખાત્રી થઇ છે; સંઘટનાને હું આટલું મહત્વ દઉં છું એનું મુખ્ય કારણ તેનાથી સંપત્તિનું ઉત્પાદન વધારે જોરથી થાય છે એમ નથી. સંઘટનાથી મનુષ્યની બધી શક્તિઓનું સંઘરૂપ વધારે નિકટપણે થાય છે, અને વૈયક્તિક જીવન સામાજીક જીવનસાથે સાધર્મ્ય પામે છે. તેથી જ સંઘટના એ પ્રગતિનું એક જ સાધન છે એમ મેં કહ્યું છે. સંઘટનામાં સામેલ થનારા બધા માણસો પૂર્ણપણે સ્વતંત્ર જ હોવા જોઇએ, તે શિવાય સંઘને યશ પ્રાપ્ત થવો શક્ય નથી; તેમ રાષ્ટ્રના સંઘમાં સામેલ થનારાં બધાં રાષ્ટ્રો સ્વતંત્ર જ હોવાં જોઇએ, અને દુનિયામાં પોતાને શું કામ કરવાનું છે એ જાણવાનું સામર્થ્ય તેમ-નામાં હોવું જોઇએ. અન્ન-વસ્ત્ર મેળવવા માટે મનુષ્યે દિવસરાત રિબાવું એ અત્યંત અનિષ્ટ છે. પોતાની શ્રેષ્ઠ શક્તિનો વિકાસ કરવા માટે તેને નવરાશ મળવી જોઇએ. જીવનકલહમાં પોતાનું અસ્તિત્વ કાયમ રાખવું એ જ મનુષ્યનું ઇતિ કર્તવ્ય છે. સુખનો ઉપભોગ કરવો એ મનુષ્ય માત્રનો હક્ક છે, એમ કોઇ બોલવા લાગે છે ત્યારે માત્ર મને કંપારી છૂટે છે. એ તત્ત્વથી મનુષ્યના અંતરમાં અહંકાર ઉત્પન્ન થાય છે, ઉદાત્ત ભાવનાઓનો નાશ થાય છે, સત્ય માટે ગમે તે સંકટ સહન કરવાનું ધૈર્ય નષ્ટ થાય છે. માનવજાતિના ઉજ્જવલ ભવિષ્યના બધા આધાર ખેંચી કાઢવામાં આવે છે.

"માનવજાતિનું ચૈતન્ય આજ નિઃસત્ત્વ થયેલું દેખાય છે. કારણ કે બધાયને સામાન્ય હોય એવી ધર્મનિષ્ઠા જ અસ્તિત્વમાં નથી. કારણ કે પૃથ્વી અને સ્વર્ગ, પરમેશ્વર અને મનુષ્યનું પુન-

ર્મિલન કરનારાં તત્ત્વો અત્યારે પ્રચારમાં નથી. શ્રદ્ધાના અભાવે મનુષ્ય જડવાદી થયો, તેણે સ્વાર્થનું પૂજન કરવાનો આરંભ કર્યો. રાજા-રજવાડાઓએ અને અધમ રાજ્યપદ્ધતિઓએ એ ઘાતકી સ્વાર્થ સાંપ્રદાયનું અધ્વર્યુત્વ સ્વીકાર્યું. મનુષ્યે પોતાનો જ વિચાર કરવો, એ ભયંકર તત્ત્વ તેમણે શોધી કાઢયું. તેમને ખબર હતી કે જો આ તત્ત્વનો પ્રસાર વિસ્તૃત પ્રમાણમાં થશે તો બધા લોકો સ્વાર્થી બનશે; સ્વાર્થ માટે તરફડનારા મનુષ્ય અને ગુલામગિરીમાં ખદબદતા મનુષ્ય વચ્ચેનો ભેદ અત્યંત સૂક્ષ્મ છે. આ પણ તેમણે જાણ્યું હતું.

ઈટાલિયન મજુરો ! મારા બાન્ધવો ! તમે માત્ર સ્વાર્થ પાછળ દોડશો નહીં. સ્વાર્થત્યાગથી જ તમારો ઉદ્ધાર થશે.

તમારૂં કાર્ય અત્યંત પવિત્ર છે અને પરમેશ્વરે તમને તે નીમી આપેલું છે. માનવજાતિમાં બંધુભાવ નિર્માણ કરવો એ જ તે કાર્ય. આત્મોન્નતિ અને કર્તવ્યપાલન નો આ કાર્ય પૂર્ણ કરવાનાં સાધન છે.

માનવી કર્તવ્યોનું વિવરણ મેં શક્ય તેટલું સ્પષ્ટપણે કર્યું છે; રાષ્ટ્રકર્તવ્યોને તેમાં અગ્રસ્થાન છે. સ્વદેશને સ્વતંત્ર કરવો અને સ્વદેશમાં ઐક્ય સ્થાપન કરવું એ તમારૂં કર્તવ્ય છે, અને એમ થવાની અત્યંત આવશ્યકતા પણ છે. રાષ્ટ્રે કેટલીક વિશિષ્ટ યોજનાઓ હાથમાં લેવી જોઇએ અને કેટલાંક કાર્યોને ઉત્તે-જન આપવું જોઇએ. એ કાર્યો અને યોજનાઓ કઇ, એ મેં કહ્યું જ છે. તે યોજનાઓ અને કાર્યો યશસ્વી થાય એટલા માટે રાષ્ટ્રમાં ઐક્ય હોવું જોઇએ, અને રાષ્ટ્રને સ્વાતંત્ર્ય હોવું જોઇએ. સ્વદેશના રાજકીય જીવનમાં ભાગ લીધાથી જ તમારી સામાજીક સ્થિતિમાં

ારણા થશે. રાષ્ટ્ર સત્તાની ચૂંટણીમાં મત દેવાનો હક્ક તમને ા જોઇએ. આ શિવાય તમારી આકાંક્ષાઓ પ્રત્યે સહાનુભૂતિ વનારી અને તમારી આવશ્યકતાઓ તરફ ધ્યાન દેનારી રાજ્ય–ત્તિ રાષ્ટ્રમાં નિર્માણ થવી અશક્ય છે. જેનું અધિષ્ઠાન હોય છે ો લોકસત્તા સંપૂર્ણ ઇટલીની અનુમતિથી સ્થાપન થઇને તેની ્થી રાષ્ટ્રઘટનાનો મુસદ્દો નિર્માણ કરવામાં આવશે અને રાષ્ટ્ર· ા બધા નાગરિકોની પ્રગતિની દિશા બતાવવામાં આવશે. આવી સત્તા સ્થાપન ન થાય ત્યાં સુધી તમારી સ્થિતિ સુધરવાની બીજી આશા નથી. રાજકીય સુધારણા અને સામાજીક સુધારણાને મેકની સાથે કંઇ લેવા દેવા નથી એવો નિશ્ચય કરીને જો તમે વા લાગશો કે "દેશની રાજ્યઘટના ગમે તે પ્રકારની હો પણ મારૂં દાસ્યવિમોચન કરવાનું સામર્થ્ય અમારામાં છે," તો માત્ર તમે યશૃંખલામાં અધિક જકડાશો અને કોઈ દિવસ તમારૂં દાસ્ય· મોચન નહીં થાય. ફ્રાન્સમાંના સમાજસત્તાવાદીઓનો આવો જ ' થયો હતો.

સંયુક્ત અને સ્વતંત્ર રાષ્ટ્રની સંસ્થાપના કરવી એ બીજી ા એક દષ્ટીએ આવશ્યક છે, એ હું તમારી રજા લેતા પહેલાં ાાવવાનો છું.

તમારૂં દાસ્યવિમોચન એક જ તત્ત્વના આધારે થશે અને એ તત્ત્વ ટલે ગૃહમાં ઐક્યભાવ. અત્યારે આપણા ગૃહનો અર્ધ વિભાગ આ ક્યમાંથી બહિષ્કૃત થયેલો છે. એ વિભાગ એટલે ગૃહમાંનો વર્ગ; સ્ત્રીથી જ મનુષ્યને સ્ફૂર્તિ અને સમાધાન મળે છે; ાળકોનાં શિક્ષણની જવાબદારી સ્ત્રીઓ જ સંભાળે છે; આમ હોવા

છતાં નાગરિકત્વની દૃષ્ટિએ અને સામાજીક તથા રાજકીય દૃષ્ટિએ પણ સ્ત્રીવર્ગને પુરૂષવર્ગ કરતાં હીન દરજ્જાનો ઠરાવવામાં આવ્યો છે. પવિત્ર સત્યના આધાર ઉપર તમે તમારા દાસ્યવિમોચન માટે પ્રયત્ન કરો છો, તેથી ગૃહનું ઐક્ય નષ્ટ કરનારા એ અન્યાયનો પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક પ્રસંગે તમારે નિષેધ જ કરવો જોઇએ.

સ્ત્રીવર્ગનું દાસ્યવિમોચન અને મજુરવર્ગનું દાસ્ય-વિમોચન એ બન્ને પ્રશ્નો સરખા જ મહત્વના છે એમ તમારે માનવું જોઇએ. એનાથી જ તમારાં કાર્યને સાર્વલૌકિક સત્યનું પાવિત્ર્ય પ્રાપ્ત થશે, એટલું મારે છેવટનું તમને કહેવાનું છે.

